॥ ૐ ॥

# ઝેરી જમાનો.

## ભાગ ૪-૫ મો.

લેખક, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર, વડવાળી મહેતાપોળ-અમદાવાદ.

પ્રકાશક,
બુકસેલર, કચરાભાઇ વનમાળીદાસ પટેલ.
મોટીહમામ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

અમદાવાદ—સલાપોસરોડ.
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રીન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૪-૦-૦.

# પ્રસ્તાવના.

શ્રી પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ નવલકથા પૂર્ણ થાય છે. આ નવલકથા વિશે જે લખવાનું હતું તે પ્રથમ ભાગ અને દ્વિતીય ભાગની પ્રસ્તાવનામાં લખાઇ ચૂક્યું છે. એટલે તત્સંબંધે ફરીથી લખવું એ યોગ્ય ગણાય નહિ.

જનસમાજમાં નવલકથાઓના વાંચનનો શોખ વધવો એ એક શુભ ચિહ્ન છે. નીતિમય નવલકથાઓના વાંચનથી ધર્મ, નીતિ, કર્તવ્ય–પરોપકાર વગેરના જ્ઞાનનો અલભ્ય લાભ થાય છે. વ્યથિત હૃદયનાઓને પણ નવલકથાના વાંચનથી શાન્તિ મળે છે. જે નવલકથાઓમાં જ્ઞાનદાયક દૃષ્ટાંતો સાથે ઉચ્ચ આશયો આલેખવામાં આવ્યા હોય તેવી નવલકથાઓ સંસારના સન્મિત્ર સ્વરૂપ ગણાય એમાં શું નવાઇ? દરેક પુસ્તકમાંથી તત્વ ગ્રહણ કરવું એ વાંચક બંધુઓનું કર્તવ્ય છે. વિબુધ વાંચકો આ પુસ્તકમાંથી પણ સારા ગુણ ગ્રહણ કરશે તો લખનારનો શ્રમ સફળ થએલો સમજાશે.

યુરોપી યાદવી પૂર્ણ થઇ એમ કહેવાય છે; પણ તેના અંગે ઉત્પન્ન થએલી મોંઘવારી ઘટવાને બદલે વૃદ્ધિ પામતી રહી છે. દરેક વસ્તુઓના ભાવ બેહદ વધી ગયા છે. એ કારણથી પુસ્તકોની કિંમતમાં પણ ઘણોજ વધારો કરવામાં આવ્યો છે.

પ્રકાશકો આવા મોંઘવારીના સમયમાં સારાં સ્વરૂપમાં પુસ્તકો બહાર પાડે છે, તેને માટે તેમને અભીવંદન ઘટે છે. પણ પુસ્તકની કિંમત ઓછી હોય તો તેનો સારો લાભ જન સમાજ લઇ શકે; એ વાત પુસ્તક પ્રકાશકોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. પરમકૃપાળુ પરમાત્મા સર્વને શુભ બુદ્ધિ સમર્પો એ અંતિમ પ્રાર્થના સહ અત્રેજ વિરમું છું.

વિક્રમાર્ક ૧૯૭૭ ભાદ્રપદ પૂર્ણીમા.
શાહપુર—અમદાવાદ.
તા. ૧૭–૯–૨૧

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

# અનુક્રમણિકા.

## ભાગ ચોથો.

પ્રકરણ. પૃષ્ટ.



## ભાગ પાંચમો.

## આ ગ્રંથકાર કૃત નવલકથાઓ.

| | |
|---|---|
| કાળરાત્રિનું ખુનીખંજર-ભાગ ૧ લો સચિત્ર. | ૨-૮-૦ |
| કાળરાત્રિનું ખુનીખંજર-ભાગ ૨ જો સચિત્ર, | ૩-૦-૦ |
| ઝેરી જમાનો ભાગ ૧ લો સચિત્ર. | ૩-૦-૦ |
| ઝેરી જમાનો ભાગ ૨-૩ જો. | ૪-૦-૦ |
| ઝેરી જમાનો ભાગ ૪-૫ મો. | ૪-૦-૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ સચિત્ર. | ૩-૦-૦ |
| બહાદુર બાળા-ભાગ ૧-૨-જો | ૩-૦-૦ |
| જુલ્મી જાલીમ યાને ધ્રુજતી ધરા-સચિત્ર | ૩-૦-૦ |
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. ભાગ ૧ લો. | ૩-૦-૦ |
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ ભાગ ૨ જો. | ૩-૦-૦ |
| તરૂણ તપસ્વિની ભાગ ૧ લો સચિત્ર. | ૩-૦-૦ |
| તરૂણ તપસ્વિની ભાગ ૨ જો સચિત્ર. | ૩-૦-૦ |
| વસંત વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર-ભા. ૧. | ૨-૦-૦ |
| વસંત વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર-ભા. ૨. | ૩-૦-૦ |
| વસંત વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર-ભા. ૩. | ૩-૪-૦ |
| વસંત વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર-ભા. ૪. | ૩-૮-૦ |
| કુંજ કિશોરી. સચિત્ર. | ૨-૪-૦ |
| માયાવી મોહિની | ૩-૦-૦ |
| કુમુદ કુમારી સચિત્ર. | ૩-૦-૦ |
| વિશ્વની મોહિની છપાય છે. | ૩-૦-૦ |

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ.

ૐ

# ઝેરી જમાનો.

## ભાગ ત્રીજો.

### પ્રકરણ ૧ લું.

#### કમનશિબ કેદીયો.

જો કાર્યકો પ્રારંભ કરકે અંત દિખલાતે નહિ,
વે નીચ નર સંસારમેં જય કીર્તિશ્રી પાતે નહિ;
નરવર વહિ જો વિઘ્ન બાધાઓં ભયોંસે ના ડરે,
કિતની કઠિનતાયેં પડે પર કાર્યકો પૂરા કરે.

આર્ય–આદર્શ.

કુટિલ કૃષ્ણનંદનના વિશાળ મકાનમાં આવેલા ભોંયરાની અંદર જે સ્થળે ભવાનીદેવીની વિકાળ મૂર્તિ આવેલી હતી, તે સ્થળની બાજુમાં એક નાનો ઓરડો આવેલો હતો. રાત્રિનો સમય હતો. સર્વત્ર અંધકાર વ્યાપેલો હતો. સૃષ્ટિમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થાપન થઇ ચૂક્યું હતું. આવા વખતે આ ભેદી ભોંયરાના ઓરડામાં બે માણસો ગમગીન ચ્હેરે બેઠેલા જણાતા હતા. લાકડાની દીવીપર દીપકનું કોડીયું સળગતું હતું. ભોંયરાના અંધકારને દૂર કરવા કોડીયાના દીપકનું અજવાળું પુરતું નહોતું. છતાં કંઇક ઝાંખું અજવાળું પથરાઇ રહ્યું હતું. ચિંતાતુર અને ગમગીન વદને બેસી રહેલા માણસોનો દેખાવ બહુધા કેદીયોને મળતો આવતો હતો. બન્નેનાં મુખ ફીક્કાં

અને નિસ્તેજ જણાતાં હતાં. ત્યારે શું આ લોકો ખરેખાત કેદીયોજ હશે? હા. એમજ જણાય છે. ઝીણી નજરે જુઓ અને ઓળખો કે એ બન્ને કમનશીબ કેદીયો કોણ છે? અફસોસ. હવેજ ખબર પડી કે આ બન્ને કેદીયો બીજા કોઇ નહિ પણ આપણા પરિચિત સત્યવીર અને ફુલસીંગ છે.

સવિતા નાશી છૂટી અને આ બન્નેની આવી ગતી થઇ. કૃષ્ણનંદને તેમને આ ભેદી ભોંયરાના ઓરડામાં લાવી પૂર્યા હતા. આ સ્થળે પૂરાયે તેમને પાંચ દિવસ થવા આવ્યા હતા. આ અરસામાં કૃષ્ણનંદન કે તેનો કોઇ પણ માણસ આ બન્નેની પાસે આવ્યો ન્હોતો. આટલા દિવસ સુધી ખાવાનું પણ કંઇ મળ્યું ન્હોતું. ફક્ત પાણીની એક માટલી ત્યાં મૂકવામાં આવેલી હતી. ફુલસીંગ પ્રથમ કૃષ્ણનંદનનો સેવક હતો. તેથી આ ભોંયરાથી જાણીતો હતો. આ ભોંયરામાં તેને અને સત્યવીરને લાવી રાખતાંજ તેના શરીરમાંથી ભયની કંપારીયો નીકળી ગઇ હતી. આનું કારણ એ હતું કે આ ભોંયરામાં પૂરાએલો માણસ કદી પણ બહાર નીકળી શકતો નહિ. આ ભોંયરામાં પૂરાનારના ભાગ્યમાં મરવાનુંજ લખાએલું હતું. ફુલસીંગે ભોંયરાના તમામ ભેદથી સત્યવીરને જાણીતો કર્યો હતો. આવા ભયાનક અગોચર સ્થાનમાં પૂરાવાથી સત્યવીરની નિરાશાનો પાર રહ્યો નહિ. ઓરડામાં પૂરાયા પછી તેમણે બે દિવસ સુધી કોઇ માણસના આવવાની રાહ જોઇ; પણ તેમની પાસે કોઇ આવ્યું નહિ. ત્રીજા દિવસની સાંજે એક માણસે ત્યાં આવી પાણીની માટલી મૂકી. બન્નેએ પાણી અને ખોરાક સિવાય ત્રણ દિવસ ગાળ્યા હતા. પાણીનાં દર્શન થતાંજ તેઓએ જળપાન કર્યું અને પાણીનું માટલું મૂકી પાછો જનાર માણસને જતો અટકાવી સત્યવીરે કહ્યું, " ભાઇ! ઉભો રહે. અમારીપર દયા કર અને હું પૂછું તેના ખરા જવાબ આપવાની મહેરબાની કર."

તે માણસ કંઇ પણ નહિ બોલતાં ડોળા ઘુરકાવતો સત્યવીરની સામે જોઇ રહ્યો.

સત્યવીરે તેને નમ્ર અવાજે પૂછ્યું, " ભાઇ ! અમને કંઇ ખાવાનું મળશે કે નહિ ? "

તે માણસે હાથ હલાવી ના પાડી.

સત્યવીરની ખાત્રી થઇ કે આ માણસ મુંગો છે. એથી તેને કંઇ નહિ પૂછતાં જવાની ઇસારત કરી. તે માણસ ચાલતો થયો. તેના ગયા પછી ફુલસીંગે સત્યવીરને પૂછ્યું, " કેમ કંઇ સમજાયું ? "

" શું ? " સત્યવીરે પૂછ્યું.

" એ મુંગા માણસ વીશે ? "

" ના. "

" એવા અનેક મુંગાઓ કૃષ્ણનંદનના નોકરો છે. અને તેઓ આ ભોંયરાની રખેવાળીનું કામ કરે છે. "

સત્યવીરને ભુખ ઘણી લાગી હતી. ફુલસીંગ ક્ષુધાથી વ્યાકુળ બનેલો હતો. તેનાથી બરાબર બોલાઇ શકાતું નહોતું. આવી દુઃખી અવસ્થામાં તેમણે ચાર દિવસ પૂરા કર્યા. ભૂખના દુઃખથી તેઓ મરવા જેવા બની રહ્યા હતા. ઉભા થઇ ફરવાની અને બોલવાની શક્તિ પણ ક્ષીણ થઇ હતી. બન્ને જણા એક બીજાના મુખ સામે જોઇ બેસી રહેતા.

આજે પાંચમા દિવસની રાત્રિ હતી. ભુખના દર્દથી ફુલસીંગ અચેતન જેવો થઇ પડયો હતો. સત્યવીરની શક્તી જો કે નાશ પામી હતી, છતાં પણ તે હિંમતથી ફુલસીંગના શરીર આગળ બેસી તેના માથાપર જળ છાંટતો હતો. શીતળ જળથી ફુલસીંગ સાવધ થયો. તે બળાત્કારે ઉઠી બેઠો થયો અને સત્યવીરના મુખ સામે જોઇ રહ્યો. બન્નેએ થોડીવાર સુધી એક બીજાના મુખ સામે જોયા કર્યું. ફુલસીંગની આંખોમાંથી અશ્રુ ટપકતાં હતાં. સત્યવીરે ક્ષીણ સ્વરે કહ્યું, " ભાઇ ! ધિરજ ધર. આપણે દુઃખના દરીયામાં ડુબ્યા છીએ. દૈત્યના દાબમાં દબાયા છીએ. પીશાચના પ્રકોપથી આજે પાંચ દિવસથી ભૂખ્યા તરફડીયે છીએ. શું કરવું ? ક્યાં જવું ? કંઇ સમજ

પડતી નથી. કર્મના અંતરાયે કરીને ભયાનક કષ્ટ ભોગવી રહ્યા છીએ. આ દુઃખમાંથી પ્રભુ સિવાય આપણો કોઇ ઉદ્ધારક નથી. પ્રભુ જરૂર આપણને મદદ કરશે. કદાચ તે આપણી કસોટી કરતો હશે. માટે ધીરજ ધર."

ફુલસીંગ બળાત્કારે બેસી ગએલા અવાજથી બોલ્યો, "હું ન્હોતો ધારતો કે પાપીનો ઇરાદો આપણને ભુખથી મારી નાખવાનો હશે? આવી રીતે ભુખથી તરફડી મરવા કરતાં આત્મહત્યા કરીને મરી જવું તે ઘણું સારૂં છે. સત્યવીરભાઇ! મારી ધીરજ જતી રહી છે. મારી આશા અદૃષ્ય થઇ છે. પ્રભુ આપણને મદદ કરી શકશે નહિ. સમય વિતતાં પ્રભુ પ્રત્યેની મારી અટલ શ્રદ્ધા પણ નાશ પામતી જાય છે. આપણે ભૂખ્યા વરૂઓના સપાટામાં સપડાયા છીએ. જીવતાંજ દોઝખમાં પડયા છીએ. આપણા નશીબમાં ભુખથીજ મરવાનું છે. હાય! આ તે કેમ સહન થાય? ભુખના દુઃખથી મારો જીવ ઉંડાણમાં ઉતરી પડે છે. રામ–પ્રભુ બચાવો–સ્હાય કરો." આમ બોલતો ફુલસીંગ ફરીથી બેશુદ્ધ બની જમીન પર પટકાઇ પડયો.

સત્યવીરે પુનઃ તેના માથા પર પાણી છાંટવા માંડયું. આ અરસ્સામાંજ કોઇનાં ચાલી આવવાનાં પગલાંનો અવાજ સત્યવીરના કાને અથડાયો. સત્યવીરને માણસ આવ્યાની આશા બંધાઇ. તેણે દ્વાર તરફ દ્રષ્ટિ કરી. બંધ બારણાં ઉઘડયાં. એક કદરૂપા દેખાવનો માણસ ત્યાં આવી ઉભો. તેના હાથમાં ચાર જાડા રોટલા હતા. આ ખોરાક સત્યવીર અને ફુલસીંગને માટે હતો. કૃષ્ણનંદનનો ઇરાદો કદાચ બન્નેને ભુખથી મારી નાખવાનો હશે; પણ તેઓ મરી જશે અને હિરો તેમની પાસે રહી જશે આ વિચાર આવતાં તેણે પાંચમે દિવસે ખાવાને માટે રોટલા મોકલ્યા હોવા જોઇએ.

કદરૂપા માણસના હાથમાં રોટલા જોતાંજ સત્યવીરે રોટલા તરફ ઝડપ મારી; અને તે માણસના હાથમાંથી રોટલા ખેંચી લીધા.

"ભાઇ ખાવાનું આવ્યું, ઉઠ." સત્યવીરે ફુલસીંગને ઢંઢોળવા માંડયો.

ભુખના ભડકામાં બળનારને ખાવાનો શબ્દ સંભળાતાંજ શુદ્ધિ આવી. તે તત્કાળ ઉઠી બેઠો થઇ બોલ્યો, "ક્યાં છે ખાવાનું ? લાવો આપો." ફુલસીંગ બ્હાવરાની માફક આમતેમ જોવા લાગ્યો.

સત્યવીરે તેના હાથમાં રોટલો મૂક્યો. મરતા માણસમાં જીવ આવે; ડૂબતા માણસને એકાદ હોડીયું હાથ લાગે; એ મુજબ ખાવાનું મળતાં ફુલસીંગે ઝડપથી ખાવા માંડ્યું. પાંચ દિવસના અપવાસીયોએ જોત જોતામાં રોટલા પૂરા કર્યા. રોટલા જાડા હતા. બન્નેમાંથી કોઇએ તેમની જીંદગીમાં આવા રોટલા ખાધા ન્હોતા. પણ આ વખતે જાડા–સુકા રોટલા તેમને અતી સ્વાદમય લાગ્યા. ક્ષુધા શાન્ત થઇ. બન્નેએ પાણી પીધું. ખરા વખતે ખોરાક મળવાથી તેમણે પ્રભુનો પાડ માન્યો.

ખાવા આપવા આવેલો માણસ હજી ઉભો હતો. તે આ વખતે હસતો હતો. બન્ને કેદીયોની ખાવાની રીત જોઇ તેને ગમ્મત પડી હતી. જેનું હૃદય દૈત્ય જેવું હોય તેનેજ આવા કરૂણ દેખાવથી હસવું આવે. જેવો કૃષ્ણનંદન ક્રૂર હતો. ભયંકર હતો તેના જેવાજ તેના સેવકો પણ હતા.

સત્યવીર અને ફુલસીંગને શાન્ત થએલા જોઇ તે માણસે પુછ્યું, "કેમ રોટલા પસંદ પડયાને ?"

સત્યવીરને તેનું પૂછવું મશ્કરી રૂપ લાગ્યું; પણ તેણે અજાણ્યુ બની કહ્યું, "ભાઇ ! તારા લાવેલા રોટલામાં અમૃત જેવો સ્વાદ હતો. તારો ઉપકાર માનીએ છીએ કે તેં આ વખતે અહિં આવી અમને રોટલા આપ્યા."

"તેને માટે મારો ઉપકાર નહિ પણ બીજાનો માનવો જોઇએ."

"કોનો કૃષ્ણનંદનનો ?" સત્યવીરે પૂછ્યું.

"ના."

"ત્યારે કોનો ?"

"શ્રીમતી કપટકળાનો."

"શું તેમણેજ રોટલા મોકલ્યા હતા?

"હા, તમે ભૂખે મરી જશો જાણીનેજ તમારી પર દયા કરવામાં આવી હતી."

"તેની એ દયાને માટે અમે ઉપકાર માનીએ છીએ."

"શ્રીમતી એક કલાક પછી અહિં આવનાર છે." કદરૂપાએ વધુ જણાવ્યું.

"શા માટે? શું અમારો જીવ લેવા?" ફુલસીંગ બોલી ઉઠયો.

"ચૂપ રહે. નિમકહરામ! તારે મારી સાથે બોલવાનો અધિકાર નથી. જો હવેથી વચમાં બોલીશ તો ચાબુકના સપાટા લગાવી તારી પીઠ ભાગી નાખીશ."

ફુલસીંગને ઘણો ગુસ્સો ચઢયો. પણ શું કરે? તે સમય વર્તી ગુસ્સાના ઘુંટને પી ગયો. ફરીથી કંઇ બોલ્યો નહિ. કદરૂપો જવાની તૈયારી કરતાં બોલ્યો, "હું જાઉં છું અને તમને ચેતાવું છું કે જે વખતે શ્રીમતી અહિં આવે ત્યારે તમે બન્ને જણા તેની સાથે માન પુર્વક વર્તન ચલાવજો. જો શ્રીમતીના મુખથી એમ સાંભળવામાં આવશે કે તમે તેની સાથે બરાબર માનભર વર્તન ચલાવ્યું નથી; તો એમ સમજજો કે તમને જીવતાજ સળગાવી મુકવામાં આવશે." આટલી સુચના આપી તે કદરૂપો માણસ મોટી ફલંગો ભરતો ત્યાંથી ચાલ્યો ગયો. સત્યવીર અને ફુલસીંગ તેની પીઠ પાછળ જોઇ રહ્યા.

ખાવાનું ખાવાથી બન્નેની ગએલી હિંમત તાજી થઇ. શરીર સ્ફુર્તિવાળું થયું. સત્યવીરે ફુલસીંગ પ્રત્યે કહ્યું, "ફુલસીંગ! ખાવાનું આવવાના ભેદની તને કંઇ ખબર પડી કે?"

"ના, હું તો જ્યારથી અહિં પૂરાયો છું; ત્યારથીજ શુદ્ધ-સાન વીસરી ગયો છું. મારી બુદ્ધિને પણ ગુમાવી બેઠો છું."

"કપટકળા અહિં આવશે ત્યારે તને ભેદની બરાબર ખબર પડશે."

"મુઇ રાંડ. તેના અહિં આવવાથી કંઇ નવુંજ તોફાન જાગશે." ફુલસીંગે કહ્યું.

"તોશાન જાગો યા ન જાગો, આપણને હવે તોફાન–દુઃખની દરકાર નથી. આપણે આ ભયંકર શયતાનગૃહમાં પુરાયા છીએ. અહિંથી જીવતા છૂટવું એ પ્રભુને હાથ છે. પણ આશા અમર છે."

"આપણી આશાઓ નકામી છે. કોટીકાળે પણ આ સ્થળેથી આપણો છૂટકો થનાર નથી." ફુલસીંગે દુઃખપૂર્ણ અવાજે કહ્યું.

સત્યવીર બોલ્યો, "ભાઇ ! આમ નાહિંમત શાને થઇ જાય છે ? વિચાર કર કે આપણે આજ સુધી ભુખ્યા રહ્યા, ભુખના દુઃખથી મરવાની અણીપર આવી પહોંચ્યા; પણ અંતે પ્રભુની કૃપાથી રોટલા મળ્યા. આ શું સૂચવે છે ? શું આમાં તને પ્રભુનો હાથ માલમ પડતો નથી ? પ્રભુએજ આપણા માટે ખાવાનું મોકલ્યું અને તેજ દયાળુ આપણને અહિંથી છોડાવશે. માટે આ વખતે આપણે હિંમત અને ધિરજનો ત્યાગ કરવો જોઇએ નહિ. આપણે આપણા ધારેલા કાર્યને પૂર્ણ કરવાને પ્રયત્ન કરવા જોઇએ. હતાશ થવાથી કંઇ વળશે નહિ. ફુલસીંગ ! શું આ વાક્ય તેં નથી સાંભળ્યું ?

જો દેખકર દારૂણ દુઃખોંકો સામને આયે હુએ,
દેખે ન ગએ વે કભી ઉનસે સ્વલ્પ ધબડાયે હુએ;
ઉત્સાહસે જીસ કાર્યકા, આરંભ ઉનને કરદીયા,
છોડા અધૂરા ના ઉસે, જૈસે વના પૂરા કિયા.
વિઘ્ન કિતનેહિ પડે, પરના તજેંગે કામકો,
હમ કાર્યકો સંપૂર્ણ કરકેહી લહેં વિશ્રામકો;
ધ્રુ બધીર પુરૂષોંકી યહી બસ એક હૈ આરાધના,
ઇસ દેહકાહી અંત હો યા કાર્યકી હો સાધના.

આર્ય–આદર્શ.

માટે હિંમતવાન થા. પ્રભુ પર અડગ શ્રદ્ધા રાખ. આપણે અહિંથી જરૂર છુટીશું; અને પાપીઓને પાયમાલ કરીશું. તારે તો આ વખતે હિંમતવાન થઇ મને હિંમત આપવી જોઇએ."

ફુલસીંગ બોલ્યો; "ભાઇ ! આપણે એવા ક્રૂર દૈત્યના સપા-

ટામાં સપડાયા છીએ કે જેની ક્રૂરતાની સીમા નથી. જ્યારે હું તેનો નોકર હતો, ત્યારે મેં અનેક ગરીબ જનોને રીબાઈ મરતા જોયા છે. તે વખતે મને કંઇ લાગતું ન્હોતું પરંતુ તે દેખાવ અત્યારે યાદ કરતાં કંપું છું, ધ્રુજું છું. હું......"

સત્યવીરે કુલસીંગને આગળ બોલતો અટકાવ્યો. કારણ કે ચાલતાં કોઇનાં આવવાનાં પગલાંનો અવાજ તેને સંભળાયો. બન્ને શાન્ત થઇ બેઠા. એવામાંજ તેમના ઓરડાનું બારણું ઉઘડ્યું. પ્રથમ એક ફાનસવાળા માણસે અંદર પ્રવેશ કરી ફાનસ જમીનપર મૂક્યું. તેજ પળે એક મદમસ્ત મહિલા ત્યાં આવી ઉભી રહી. આ કપટકળા હતી. કૃષ્ણનંદનની કુટિલ પુત્રીએ નોકરને બહાર જઇ ઉભા રહેવાનું સૂચવ્યું. હબશી જેવો જણાતો નોકર બહાર જઇ ઉભો. કપટકળાને જોઇ કુલસીંગે તેનું મુખ બીજી બાજુએ ફેરવી લીધું. કપટકળાએ તેને જોઇ દાંત કચકચાવ્યા, સત્યવીર કપટકળાની સામે જોઇ રહ્યો હતો. પછી કપટકળા તેની સામે જોઇ કૃત્રિમ હસવા લાગી.

સત્યવીરને તેનું હસવું ભયંકર લાગ્યું. થોડીવાર સુધી બન્નેમાંથી કોઇએ બોલવાની શરૂઆત કરી નહિ. આખરે કપટકળાએ પૂછ્યું, "કાં દિવાનજી! પાછા અહિં પધાર્યાને? ખરેખર તમે તો ઉજળા ઠગ નીકળ્યા. જોકે લોકો અમને ઠગ માને છે, પણ અમે તમારા જેવા વિશ્વાસઘાતક ઠગ નથી. કેમ પ્રથમનો પ્રસંગ યાદ છેને? યાદ કરો કે તમે મને કેવી આશા આપી ઠગી છે? સારા માણસ ધારી અમે તમારૂં સ્વાગત કર્યું. તેના બદલામાં તમે અમારૂં કેટલું ખરાબ કર્યું છે તે અમારૂં મનજ જાણે છે. વારૂ કહો હવે આ સ્થળે આરામ છે ને?"

સત્યવીર તેનાં વચન સાંભળી કંપ્યો અને મંદ સ્વરે બોલ્યો, "કપટકળા! તમારે એક દુઃખીની મશ્કરી કરી તેને અધિક દુઃખી ન કરવો જોઇએ."

"શું તમે આ સ્થળે દુઃખી છો?" કપટકળાએ વ્યંગમાં પૂછ્યું.

"એતો મારૂં મનજ જાણે છે."

" પહેલાં વિચાર કર્યો હોત તો આ દશા ન થાત ?"

" નશીબમાં લખાયું હોય તે મિથ્યા થતું નથી."

નશીબને એક બાજુ રહેવા દ્યો. તમે પોતેજ તમારા દુઃખના ઉત્પન્ન કર્તા છો. "

" તમે ગમે એમ માનો."

" બોલો હવે શી મરજી છે ?"

" શાની ?"

" અહિંથી છૂટવું છે કે રીબાઈ રીબાઇને મરવું છે ?"

" મરવાની ઇચ્છા કોઇપણ કરેજ નહિ."

" ત્યારે મારી બે શરતો કબુલ કરો ?"

" જણાવો ?"

" એક તો તમે જે હિરો લઇ ગયા છો તે પાછો આપો અને બીજું મને તમારી અર્ધાંગના બનાવી સુખ આપો. જો તમારે જીવતા રહેવું હોય તો આ બે શરતોનું પાલન કરવુંજ પડશે." આટલું કહી કપટકળા સત્યવીરના મુખ સામે તીવ્ર નજરે જોઇ રહી.



## પ્રકરણ ૨ જું.



### દેવીનું મંદિર કે શિક્ષાનું સ્થાન?

સત્યવીર ઉંડા વિચારમાં પડ્યો. કપટકળાને શું જવાબ આપવો તેનો નિશ્ચય કરવા લાગ્યો. કપટકળાએ ફરીથી પૂછ્યું, " કેમ શું જવાબ આપવો છે ? વિચાર કરીને જ જવાબ આપજો. તમારા જવાબ ઉપરજ તારા મ્હોત–જીવનનો આધાર છે. સમજશો નહિ કે આ વખતે કપટકળા તમારાથી ઠગાશે. હું કૃષ્ણનંદનની પુત્રી છું તે ખ્યાલમાં રાખજો."

તેના શબ્દો સાંભળી સત્યવીરે તેના તરફ તીવ્ર નજરે જોઈ કહ્યું, કપટકળા! તમારી શરતો મારાથી સ્વીકારી શકાય એમ નથી."

"કારણ?" કપટકળાએ ભવાં ચઢાવી પૂછ્યું.

"મારી મરજી."

"પરીણામનો કંઇ વિચાર કર્યો?"

"હા, મ્હોત. બીજું શું?"

"પણ ભયંકર મ્હોત."

"તેથી શું? એક વખત તો જરૂર મરવાનું છે, ત્યારે ભલેને આ ક્ષણેજ પ્રાણ જાય."

"સત્યવીર! શામાટે દુઃખી થાય છે?"

"હું સુખ-દુઃખને સમાન ગણતાં શીખ્યો છું, એટલે દુઃખ મને વ્યાકુળ કરી શકશે નહિ તેમ મારા પવિત્ર વિચારમાંથી મને ડગાવશે પણ નહિ."

"એક આશાભરી અબળાને નિરાશ કરવી અને દેવીના મુકુટનો હિરો ચોરવો એ પવિત્ર વિચાર કહેવાય કે?"

"હા, મારો વિચાર અને નિશ્ચય કેવળ પુણ્યમયજ છે. તમે તમારી દુષ્ટ વિષયી આશાને પૂર્ણ કરવા ઇચ્છો છો, તે તમારી ઇચ્છા આશા પૂર્ણ કરવાનો અધિકાર ફક્ત તમારા પતિનેજ છે. તમે પરણેલાં છો. હું પણ લગ્નની પવિત્ર ગાંઠથી બંધાએલો છું. એટલે મારાથી તમારી અઘટીત આશા પૂર્ણ કરી શકાયજ નહિ.

બીજું તમે દેવીના મુકુટનો હિરો ભલે પવિત્ર માનતાં હો પણ હું માનતો નથી. તે હિરો નિર્દોષજનોનાં ખૂનથી ખરડાએલો છે. પવિત્ર દેવીના તાજમાં કલંકરૂપ છે. આથીજ મેં તે હિરો ત્યાંથી કાઢી લીધો હતો. તે હિરાની જો કે મને ઝાઝી દરકાર નથી. તે હિરો જો આ વખતે મારી પાસે હોત તો હું જરૂર તમને આપી દેત. પણ તે હિરો હાલ મારી પાસે નથી; તેમ તે ક્યાં છે, કોની પાસે છે તે પણ હું જાણતો નથી."

"ત્યારે તો જરૂર તારે મરવુંજ પડશે."

"અને તમારે પણ કાળને વશ એક દિવસે અવશ્ય થવુંજ પડશે."

"રીબાઇ-રીબાઇને મરીશ." કપટકળાએ ગુસ્સાથી કહ્યું.

"મારા કરતાં તારે ઘણું રીબાવું પડશે."

"શામાટે?"

"તું પુણ્યવાન પતિનો ત્યાગ કરી ભ્રષ્ટ થએલી છે."

"કોણ કહે છે કે હું ભ્રષ્ટ થએલી છું?"

"હું કહું છું." સત્યવીરે હિંમતથી કહ્યું.

"પૂરાવો?"

"આયનામાં જઇને જો કે ત્હેં કરેલાં કામથી તારા મુખપર કેટલી કાળાશ છવાઇ છે? લોકો તને કળીયુગની સતી સમજે છે. તું પતિ વિનાની થઈ પારકાની આગળ પાપમય ઇચ્છા પ્રકટ કરે છે. તારાં પાપનો શું એ ઓછો પૂરાવો છે?"

"હું તેને પાપ સમજતી નથી."

"શંખીણી એમજ સમજે?"

"ચૂપકર. તારી જીભજ બહાર ખેંચી કઢાવીશ."

"તારાથી થાય એ કરીલે. તારા દૈત્ય પિતાના આ નરકાગારમાં હું હિંમતથી ઉભો છું."

"સત્યવીર! હજી પણ એક વખત કહું છું કે સમજ?"

"હું સઘળું સમજું છું. તારે વિશેષ કહેવાની કાંઈ જરૂર નથી."

"હમણાં મારા પિતા આવશે. પછી મારાથી કંઇ પણ બની શકશે નહિ?"

"તારે શું કરવું છે?" સત્યવીરે કંટાળીને પુછ્યું.

"મારે તને બચાવી મારી ઇચ્છા પૂર્ણ કરવી છે."

"તારી તે ઇચ્છા મારાથી કદાપિ પૂર્ણ થનાર નથી. વળી મને બચાવવાની તારે તકલીફ લેવાની પણ કાંઇ જરૂર નથી."

"તું કોઇ વિચિત્ર માણસ છે."

" તું ભલે એમજ માની લે."

" સત્યવીર જાઉં છું ? " પુનઃ કપટકળાએ પૂછ્યું.

" તું અહિંથી જલ્દીથી જાય એમજ હું ઇચ્છું છું."

" એમ તો હવે જોયા કરજે કે તારી કેવી અવદશા થાય છે ? " કહી કપટકળાએ જોરથી બૂમ મારી નોકરને બોલાવ્યો અને તેને ફાનસ પકડી આગળ ચાલવાની આજ્ઞા કરી. નોકર ફાનસ ઉપાડી આગળ થયો.

કપટકળાએ સત્યવીર તરફ ભયાનક નજર ફેંકી સેવકની પાછળ ગમન કર્યું.

કપટકળાના ગયા પછી સત્યવીરે ફુલસીંગ પ્રત્યે કહ્યું, " કુટીલ કુટીલાનું બોલવું સાંભળ્યું ને ? "

" હા, અને હવે તેને આપેલા જવાબથી તમારે અને મારે મ્હોતને મળવાની તૈયારી કરવી જોઇએ."

" આપણે મ્હોતને માટેજ અહિં આવ્યા છીએ. "

" પણ મ્હોત ભયંકર રીતે થશે. આપણે અસહ્ય વેદના સહન કરીને મરવું પડશે. મેં ઘણાં જનોને મરતાં મારી નજરે જોયાં છે. ત્યેઓની ક્રૂરતાનું વર્ણન કરતાં મને કંપારી છૂટે છે. દુષ્ટોની શિક્ષા ભયાનક છે. તેમના શીકારને તેઓ દેવીના સામે ઉભો રાખે છે. તે સ્થળે બે મોટા સઘડાઓમાં લોઢાના સળીયા તપાવવામાં આવે છે. અને તે ગરમ સળીયાને કમનશીબ માણસના શરીર પર લગાવી ડાંમ દેવામાં આવે છે. આથી શરીરની ચામડી બળી જાય છે. માંસ નીકળી આવે છે; અને કમનશીબ માણસ હૃદય ભેદક ચીસો પાડે છે. તે દેખાવ જોઇ ભલભલાની છાતી ફાટી જાય, પણ તે દૈત્યોના દિલમાં સ્હેજ પણ દયા ઉત્પન્ન થતી નથી. આવી રીતની કમકમાટી ભરેલી બીજી જાતની પણ અનેક શિક્ષાઓ કરે છે; કે જેથી શીક્ષા ભોગવનાર મહા દુઃખદાયક કષ્ટ સહન કરીને આખરે મરે છે. સત્યવીરભાઇ ! મેં એવી જીવલેણ શીક્ષાઓ નજરે જોએલી હોવાથી

શિક્ષાનું નામ સાંભળતાં ધ્રુજાું છું, કંપું છું."

સત્યવીર તેને ધિરજ ધરવાનું સૂચન કરતાં બોલ્યો, " પાપીઓની શીક્ષા કરવાની રીત જો કે ઘણી ભયંકર છે અને તેવી શિક્ષાનો અમલ આપણી પર થવાનો સંભવ છે. આપણે તે ભોગવવાને હિંમતથી તૈયાર થઇ રહેવું જોઇએ. આપણે મરણ કિનારે ઉભા છીએ. આપણે હિંમત અને આત્મબળ એકત્ર કરવું જોઇએ. આત્મા અમર છે. શરીર જડ છે, નકામું છે. જ્યારે ત્યારે પડવાનું છે; તો ભલેને તે આજેજ પડે. આપણને ડામ દેશે, આપણા કુહાડીથી કટકા કરશે, અરે જીવતી ચામડી ઉતારશે; પણ તે સઘળું આપણે સહન કરીશું. સહન કરવાની શક્તિ શ્રીહરી આપશે. જો આવા વખતે આપણે ભયભીત થઇ ધ્રુજીશું તો દુઃખનો વધારે અનુભવ કરવો પડશે. માટે હિંમતથી આપણે સર્વ સંકટો—ત્રાસજનક વેદનાઓ સહન કરી મરવાને હિંમતવાન થવું જોઇએ."

ફુલસીંગ દુઃખ પૂર્ણ અવાજે બોલ્યો, " આપનું કહેવું યથાર્થ છે. આપના શબ્દોથી હું હિંમતવાન બન્યો છું. હું ખુશીથી અરે એક પણ અશ્રુબિંદુ પાડયા વીના મરણને શરણ થઇશ; પણ મને તમારા માટે ઘણું લાગી આવે છે. તમારૂં શરીર સુકોમળ છે. ત્રાસજનક વેદના તમારાથી કેવી રીતે સહન કરી શકાશે? "

" ગભરા નહિ. મારા સંબંધી વિચાર કરવાને હવે વખત નથી. દુઃખ સહન કરવાને પ્રભુ અખુટ ધૈર્ય અને બળ તે વખતે આપશે."

" આપણે જીવવાની આશાને હવે ત્યાગવી જોઇએ. "

" આશા અમર છે. જીવન છે ત્યાં સુધી આશા છે. કાલની કોને ખબર છે? "

" આસપાસના સંયોગો જોતાં અને વિચારતાં આપણી આશા નકામી છે. "

" જે થાય એ જોવાનું છે. ફુલસીંગ! આપણી હાલની સ્થીતિ ખરેજ દયાજનક છે. પ્રભુનું ધ્યાન ધરો અને હવે શયન કરો. "

" રાત્રિ કેટલી ગઇ હશે ? "

" મધ્યરાત્રિ થવા આવી હશે. "

" આપણે લગીર બહાર ફરીશું ? "

" બ્હાર ક્યાં ખુલ્લું મેદાન છે ? બહાર તો સાંકડી ચાલો આવેલી છે અને તેમાંથી ખરાબ દુર્ગંધ આવે છે. "

" ત્યારે શું કરવું ? મને ઉંઘ આવનાર નથી. અનેક વિચારો મને અકળાવી રહ્યા છે. "

" તારા હૃદયની વ્યાકુળતા હું સમજું છું; પણ આપણો ઉપાય નથી. માટે અકળામણને દૂર કરી સબળ થા."

ફુલસીંગ કંઈ બોલ્યો નહિ. સત્યવીરે પ્રભુ સ્મરણ કરવા માંડ્યું. ફુલસીંગ પ્રભુ સ્મરણ કરવા લાગ્યો પણ સ્મરણમાં એકાગ્રતા મેળવી શક્યો નહિ. તે સૂતો અને અનેક વિચારોમાં તદ્રુપ થઇ પડ્યો રહ્યો.

સત્યવીરે પૂર્ણ ધ્યાનસ્થ થઈ પ્રભુની સ્તુતી કરી; અને અંતે પાછલી રાત્રે શયન કર્યું.

નિદ્રામાં પડેલા દુઃખી જીવો જાગૃતાવસ્થાનું તમામ દુઃખ વિસરી શાન્તિમાં પડયા હતા. પ્રાતઃકાળ થઇ ચૂકયો હતો; પણ મોડી રાત્રે નિદ્રાવશ થએલા હોવાથી તે બન્ને હજી જાગૃત થયા ન્હોતા.

બહાર પ્રભાતકાળ થયો હતો; પણ આ ભોંયરામાં લગીર પણ પ્રકાશ જણાતો નહોતો. ભોંયરામાં તો ગાઢ અંધકાર વ્યાપેલો હતો.

સત્યવીર અને ફુલસીંગ નિદ્રાનું સુખ અનુભવી રહ્યા હતા; પણ તેમના આ સુખની અદેખાઈ કરતા પ્રભાતકાળે એક માણુસને આ ભોંયરામાં મોકલ્યો. આવનાર માણુસ હાથમાં ફાનસ પકડી જ્યાં તેઓને પૂર્યા હતા ત્યાં આવ્યો. બન્ને કેદીયો ઘસઘસાટ ઉંઘતા હતા. આવનાર માણુસ હસ્યો પણ તરતજ તેણે તેના મુખનો રંગ બદલ્યો. તેનું વિચિત્ર બિહામણું મુખ ગુસ્સામય જણાયું. તેણે જમીન પર જોરથી પગ પછાડી બૂમ પાડી કે; " ઓ હરામખોરો ! ઉઠો સવાર થઇ ગયું છે. હજી ઉંઘમાં કેમ મરી પડયા છો ? " તેના

અવાજથી સત્યવીર અને ફુલસીંગ જાગી ઉઠયા. પેટમાં ધ્રાસકો પડયો. સુખમય સમય જતો રહ્યો. દુઃખમય દશા આવી ઉભી રહી.

સત્યવીરે આંખ્યો ચોળતાં આવનાર માણસને પૂછ્યું, "કેમ ભાઈ?"

તે માણસ બરાડી ઉઠયો, "શું કેમ ભાઇ! સવાર થયું છે; છતાં ઢોર જેવા છો કે જેથી મારા જગાડવાથી જાગ્યા? મ્હોત માથે ભમી રહ્યું છે અને તમે સુખેથી ઉંઘો છો જાણી હું અજબ થાઉં છું. ખરેખર તમે કોઇ વિચિત્ર માણસો છો."

"ભાઈ! અમે વિચિત્ર માણસો નથી; પણ ખરેખરા માણસોજ છીએ, પાછલી રાત્રે સુતેલા હોવાથી અમે વ્હેલા જાગૃત કેવી રીતે થઇ શકીએ? કહો હવે અત્યારમાં તમારૂં આવવું શા કારણથી થયું છે?"

"તમને તૈયાર થઇ રહેવાનું હું જણાવવા આવ્યો છું."

"અમારે કયાં જવાને તૈયાર થઇ રહેવાનું છે?" સત્યવીરે પૂછ્યું.

"આજે તમારે મહાકાળીના મંદિરમાં જવાનું છે."

"મહાકાળીનું મંદિર કયાં આવેલું છે?"

"અહિં નજીકમાંજ. ત્હેં જોયું છે છતાં મને કેમ પુછે છે? જે દેવીના પવિત્ર મુગટમાંથી તેં હિરો હાથ કર્યો હતો; તેજ દેવીના સામે તમારે ઉભા રહેવાનું છે."

"વારૂ પછી?"

"ત્યાં તમને તમારાં કર્મની શીક્ષા મળશે."

"અમને શિક્ષા કરનાર કોણ છે?"

"ચૂપ થા. બરાડા પાડીશ નહિ. મારા માનવંતા સરદાર આજે તમને ભયાનક સજા કરનાર છે."

"વારૂ તારે હવે બીજું કાંઇ કહેવું છે?" સત્યવીરે રક્ત નેત્રે પૂછ્યું.

"ના? આટલુંજ જણાવવાની જરૂર હતી."

સત્યવીરે તે માણસના તરફથી નજર ખેંચી લીધી. તે માણસ

ક્રૂર નજરે જોઇ ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી સત્યવીરે ફુલસીંગ તરફ જોઇ કહ્યું, "ભાઈ! પેલા માણસનું કહેવું તેં સાભળ્યું ને ?"

"હા, પૂરેપૂરૂં સાંભળ્યું. આજે આપણે રીબાઇને મરવાનું છે. અરેરે ઘણુંજ કષ્ટ. આપણાથી વેદના સહન થઇ શકશે નહિ. આપણે રીબાઇ–રીબાઇને મરીશું. દેવીના મંદિરમાં જવાનું છે એ સાંભળ્યા પછી મારી વ્યાકુળતાનો પાર નથી. હું ઘોર અંધકાર નિહાળી રહ્યો છું. સત્યવીરભાઇ! આપણે આજે જીવતાંજ નર્ક કુંડના દુઃખનો અનુભવ કરવાનો છે. અફસોસ ! શું થશે ?" ફુલસીંગ નિરાશ થઇ શોક કરવા લાગ્યો.

તેને હિંમત આપવાના ઉદ્દેશથી સત્યવીર બોલ્યો, "ફુલસીંગ ! તું શા માટે શોક કરે છે ? જ્યારે ત્યારે આપણે મરવાનું તો છેજ, આપણા ભાગ્યમાં રીબાવાનું હશે તો રીબાઇશું. જેટલું દુઃખ પડશે એટલું સહન કરીશું. શોક કરવાથી આપણે દુઃખને દૂર કરી શકનાર નથી. માટે હિંમતવાન થા. પ્રભુ પર ભરોંસો રાખ."

"મને મારે માટે નથી લાગતું એના કરતાં વધુ તમારા માટે લાગે છે. તમે કોઇ દિવસ દુઃખ વેઠયું નથી. તમારાથી દૈત્ય લોકોની શિક્ષા શી રીતે સહન થઇ શકાશે." ફુલસીંગે કહ્યું.

"શિક્ષા સહન કરવાનું સામર્થ્ય પ્રભુ આપશે. તું મારી ફિકર કરીશ નહિ. પાપીની ત્રાસજનક શિક્ષા હું હિંમતથી સહન કરીશ."

"પણ તે ક્રૂર સજા મૃત્યુ સમાન છે."

"ખુશીથી મરીશું."

"હા! પ્રભુ શું થશે ?" ફુલસીંગની આંખ્યો આંસુથી ઉભરાઇ.

સત્યવીરે તેને અનેક પ્રકારે સમજાવ્યો; પણ તેના હૃદયનું શાન્તવન થયું નહિ, સમય વિતવા લાગ્યો. દસ વાગતાં એક માણુસ ખાવાનું લઇ ત્યાં આવ્યો. સત્યવીરે અને ફુલસીંગે તેની પાસેથી ખાવાનું લઇ ખાઇ લીધું. હાથ ધોતાં ફુલસીંગ બોલ્યો; "આ ભોજન છેલ્લી વારને માટેજ છે."

સત્યવીરે મૌનતાથી કુલસિંગનું બોલવું સાંભળ્યું. ખાવાની ખાલી થાળીયો ઉપાડી ખાવાનું લઇ આવનાર માણસ ચાલ્યો ગયો.

મધ્યાન્હકાળ થયો. સત્યવીર અને કુલસીંગ જમીન પર આડા થયા હતા. સત્યવીર દુઃખમાંથી છૂટવાને પ્રભુને પોકારી રહ્યો હતો. કુલસીંગ વ્યાકુળતા અનુભવી રહ્યો હતો. ક્રૂર માણસોની ભયાનક જીવલેણ શીક્ષાઓ તેણે નજરે જોએલી હતી. તે શિક્ષાઓનો ચિતાર તેની નજર સમક્ષ જણાઇ આવતો હતો. તેના હૃદયમાં અત્યારે કેટલું કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું હતું તેનું ભાન તેનેજ હતું. તેના દુઃખી દિલમાંથી નિઃશ્વાસપર નિઃશ્વાસ નિકળતા હતા. સમય જતાં વળી પાછો એક માણસ ત્યાં આવ્યો. તેનો દેખાવ બીહામણો હતો. તેણે મોટા અવાજથી બન્ને કેદીઓને કહ્યું, "ચાલો એકદમ ઉભા થાવ."

તેના મોટા અવાજથી સત્યવીર ચમકીને ઉભો થયો. કુલસીંગ પવનથી હાલતા પાંદડાંની માફક ધ્રુજતો હતો. તેણે અશ્રુપૂર્ણ નયને સત્યવીરના મુખ સામે જોઇ કહ્યું, "ભાઇ! મારા મહેરબાન! આપણો વખત ભરાઇ ચૂકયો છે. યમદૂત લઇ જવાને હાજર થયો છે. આપણે નર્કાલય તરફ જવાનું છે. ત્યાં ગયા પછી શું થશે એ જાણવું મુશ્કેલ છે. કદાપિ આપણું આ મિલન છેલ્લુંજ હોય. ભાઇ! આવો, આપણે છેલ્લીવારને માટે ભેટી લઇએ."

કુલસીંગ અને સત્યવીર ગાઢ આલીંગનથી ભેટયા. દૂર ઉભેલા માણસથી તેમનું મિલન જોઇ શકાયું નહિ. તેણે ઘાંટો પાડી કહ્યું, "અરે ઓ હરામખોરો! આ શું ધાંધલ કરી રહ્યા છો? ચાલો એક બીજાથી છૂટા પડો. નહિતો આ ચાબુક તમારી પીઠ ફોડી નાખશે."

સત્યવીરે કુલસીંગના હૃદયથી અલગ થતાં કહ્યું, "તારે ચાબુક વાપરવાની જરૂર નથી. તારાથી અમારૂં આ છેવટનું સુખ પણ જોઇ શકાતું નથી; એથી સમજી શકાય છે કે તારૂં દિલ સખ્ત છે. ચાલ ભાઇ અમે આ પળેજ તું લઇ જાય ત્યાં આવવાને તૈયાર છીએ."

"મારી પાછળ પાછળ ચાલ્યા આવો." આમ કહી તે માણસ

આગળ ચાલ્યો. સત્યવીર અને ફુલસીંગ તેની પાછળ જવા લાગ્યા. આગળ ચાલનાર માણસ તે બન્નેની તરફ વારંવાર દૃષ્ટિ કરતો અને તેમને જલ્દી ચાલવાનું કહેતો હતો. એક સાંકડી અને લાંબી ચાલમાં ચાલી તેઓ દેવીના ઓરડા સમિપ આવ્યા. દેવીનો ઓરડો મોટો અને ચોરસ હતો. ઓરડાની સામેજ દેવીની વિકાળ મૂર્તિ આવેલી હતી. દેવીને ચાર હાથ હતા. મોટી જીભ બહાર કાઢેલી હતી. દેવીના ચારે હાથમાં વિવિધ આયુધો આવેલાં હતાં. દેવીની સન્મુખ અગ્નિકુંડ આવેલો હતો. અગ્નિકુંડની આસપાસની જમીન લોહીથી રંગાએલી હતી. આ સ્થળનો દેખાવ અતી ભયાનક ભાસતો હતો. આ વખતે આ ઓરડામાં દસ માણસો હાજર હતા. સઘળા અગ્નિકુંડની સમિપ લાઇન બંધ બેઠેલા હતા. કૃષ્ણનંદન-રામલાલ અને કપટકળા એક બાજુએ બેઠેલાં હતાં. અગ્નિકુંડમાં આ વખતે અગ્નિ સળગતો ન્હોતો. પણ કુંડની નજીકમાં લોખંડના બે સઘડા સળગતા હતા. ધગધગતા અંગારામાં બે લોખંડના સાણસા તપીને લાલચોળ થએલા હતા. દેવીના ઓરડામાં બેઠેલું દસ્યુમંડળ કેદીઓની રાહ જોઇ રહ્યું હતું, આ વખતેજ સત્યવીર અને ફુલસીંગ ત્યાં આવી ઉભા રહ્યા. તેમને લઇ આવનાર માણસ એક તરફ ઉભો રહ્યો. કેદીયોનો દેખાવ જોઇ ત્યાં બેઠેલા સઘળા હશી પડયા. તેમનું એ હાસ્ય ભયંકર હતું. થોડીવારે સઘળા શાન્ત થતાં કૃષ્ણનંદને બોલવું શરૂ કર્યું, "સત્યવીર ! ત્હેં અમારી સાથે વિશ્વાસઘાત કર્યો છે. વિશ્વાસઘાતકને અમે મ્હોતની સજા કરીએ છીએ. પણ તારી પ્રત્યેની દયાથી તને હજી સુધી જીવતો રાખવામાં આવ્યો છે. હવે હું એ જાણવા માગું છું કે તારે જીવવું છે કે મરવું છે ?"

સત્યવીર થોડીકક્ષણ મૌન રહી બોલ્યો, "મ્હોત જીવતની દોરી શ્રી જગતાતના હાથમાં છે; પણ દરેક મનુષ્યો મરવા કરતાં જીવવાનું ઘણુંજ પસંદ કરે છે."

"મ્હોતથી બચવાનો ફક્ત એકજ રસ્તો તારા હાથમાં છે ?" કૃષ્ણનંદને કહ્યું.

"તે શું છે?" સત્યવીરે ગંભીર અવાજે પૂછ્યું.

"દેવીના મુગટનો પવિત્ર હિરો આપી દે અને તારા છુટકારાને અર્થે રૂપીઆ પચાસ હજાર મંગાવી આપ." કૃષ્ણનંદને જણાવી દીધું.

"તમારા કહેવા પ્રમાણે વર્તવાની મારી શક્તિ નથી."

"શું હિરો અને નાણાં તારી પાસે નથી?" કૃષ્ણનંદને ડોળા ઘુરકાવીને પૂછ્યું.

"ના; હિરો ક્યાં છે તે હું જાણતો નથી. મારી પાસે દ્રવ્ય છે પણ હું તમારા જેવા પાપાત્માઓને આપવા ઇચ્છતો નથી."

"તારા આ શબ્દોનું પરીણામ શું આવશે તે જાણે છે કે?" કૃષ્ણનંદને પૂછ્યું.

"હા."

"શું?"

"મ્હોત."

"હા, એજ, માટે મારૂં કહેવું કબુલ કર."

"હું મરવાને તૈયાર છું."

"શું જીંદગીથી કંટાળ્યો છે?" રામલાલે પૂછ્યું.

"તે મારે સમજવાનું છે. તારે પુછવાની કંઇ પણ જરૂર નથી."

"સત્યવીર! શામાટે હઠીલો થાય છે? શામાટે સોના જેવી જીંદગી ગુમાવે છે? સમજ, વિચાર કર. મારા બાપુ દયાળુ છે. તેમની માંગણી તું કબુલ કર." કપટકળાએ કહ્યું.

"હું એકજ નિશ્ચયથી અહિં ઉભો છું."

"તારો નિશ્ચય જણાવી દે?" કૃષ્ણનંદને પૂછ્યું.

"મારો નિશ્ચય મેં જણાવી દીધો છે; છતાં શામાટે પૂછો છો?"

"સત્યવીર! હજી પણ કહું છું કે સમજી જા?"

"હું સમજીનેજ અહિં આવ્યો છું."

"તારી હઠથી તારી જીંદગી ખલાસ થશે?"

"જીંદગી સદા કાયમ રહેશે એવું કોણ કહે છે?"

" પણ જ્યાં સુધી જીવવાનું હોય ત્યાંસુધી તો જીવવું ? "

" હા, તે પણ હું સારી રીતે સમજુ છું. મારા નશીબમાં જીવવાનું લખાએલું હશે તો તમારાથી મારૂં મ્હોત લાવી શકાશેજ નહિ. "

સત્યવીરના આવા જવાબથી કૃષ્ણનંદન ગુસ્સે થયો. તેણે કર્કશ અવાજે કહ્યું, " જ્યારે તું તારી હઠને વળગી રહે છે; ત્યારે હવે જોયા કરજે કે તારા શું હાલ થાય છે. " આમ બોલી તેણે નજીકમાં બેઠેલા બે માણસોને ઉદ્દેશી કહ્યું, " ચાલો ઉભા થાવ. તમે તમારૂં કામ શરૂ કરો. પ્રથમ પેલા બેવકૂફને તેના કર્મની સજા કરો. આપણી સજા કેવી ભયંકર છે તેનું આ હઠીલાને ભાન કરાવો. "

કૃષ્ણનંદનની આજ્ઞા થતાંજ બે ભીમકાય યમરાજ સ્વરૂપ માણસો ઉભા થયા; અને ભડભડાટ સળગતા સઘડા પાસે જઇ ઉભા.

કૃષ્ણનંદને મોટા અવાજથી ફુલસીંગને નજીક આવવાનું સૂચવ્યું. ગરીબ બીચારો ફુલસીંગ મરવાના નિશ્ચયથી ધ્રુજતા પગે અગ્નિકુંડ આગળ આવી ઉભો. પાપાત્માઓનાં મુખ ગુસ્સામય જણાવા લાગ્યાં. ફુલસીંગ પ્રત્યેની તેમની દૃષ્ટિમાંથી જાણે આગ વરસતી હોય એમ જણાવા લાગ્યું.

કૃષ્ણનંદને વિકટ હાસ્ય કરીને પૂછ્યું, " કેમ અલ્યા શું વિચાર કરી રહ્યો છે ? "

" આ મ્હોતના ઓરડામાં મને શાનો વિચાર થતો હશે તે તમે કલ્પનાથીજ વિચારી જુઓ. " ફુલસીંગે જવાબ આપ્યો.

" અલ્યા તું વળી આવું બોલતાં ક્યારનો શીખ્યો ? " કૃષ્ણનંદને પૂછ્યું.

" જ્યારથી આ પવિત્ર પુરૂષનો સહવાસ થયો છે; ત્યારથીજ હું પવિત્ર બન્યો છું. "

" તું તારો ગુન્હો કબુલ કરે છે ને ? "

" મેં શું ગૂન્હો કર્યો છે કે હું કબુલ કરૂં ? "

"શું તેં અમારી સાથે વિશ્વાસઘાત નથી કર્યો? તું અમારો નોકર થઇ દગાબાજ નથી નીકળ્યો?"

"તમે ભલે તેમ માનતા હો, પણ હું માનતો નથી. હુંતો એમજ સમજું છું કે મેં જે કંઇ કર્યું છે તે ફકત મારા ભલાને માટેજ. મેં તમારી નોકરી ત્યાગી મારૂં જીવન સફળ કર્યું છે. મારો આ લોક અને પરલોક મેં સુધાર્યો છે. હું મરીશ પણ આનંદથીજ."

"ત્યારે તારા મનથી તો અમે અધર્મીઓજ છીએ નહિ વારૂ?" રામલાલે પૂછ્યું.

"હા, આખું જગત તમને પાપનાં પુતળાંજ માને છે. તમારાં ભયાનક પાપકર્મોથી આ પૃથ્વી પણ કંપી રહી છે."

"નિમકહરામ! ચૂપ થા અને તારાં કર્મનાં ફળ ભોગવવા તૈયાર થા." કૃષ્ણનંદન ગર્જી ઉઠયો.

"હું તો તૈયાર થઇનેજ અહિં ઉભો છું. હું તમારી સખ્તમાં સખ્ત શિક્ષા ખમવાના નિશ્ચયથીજ અહિં આવ્યો છું. હું મરવાથી ડરતો નથી. તેમજ જીવવાને માટે તમારા જેવા પાપી પલીતોની દયા પણ ઇચ્છતો નથી."

"બસ બોલતો બંધ થા." કૃષ્ણનંદને સઘડા પાસે ઉભેલા માણસો પ્રત્યે કહ્યું; "તમારૂં કામ શરૂ કરો."

તરતજ તે બન્ને માણસોએ તેમના હાથે જાડાં કપડાં લપેટી લીધાં. બીજા ચાર માણસોએ ફુલસીંગને મજબુત પકડયો. હાથે કપડાં લપેટી તૈયાર થએલા માણસોએ લાલચોળ થએલા સાણસા દેવતા-માંથી બહાર કાઢયા. સત્યવીર કંપ્યો—ધ્રુજયો અને એ ત્રાસજનક દેખાવ નહિ જોવાની ઇચ્છાથી પીઠ ફેરવીને ઉભો. તત્કાળ કૃષ્ણનંદને તેને કહ્યું, "તારાથી પીઠ ફેરવીને ઉભું રહેવાશે નહિ. તારે તારા નોકરના હાલ ખુલ્લી આંખ્યોએ જોવાના છે. માટે હતો એવી રીતે ઉભો રહે, નહિ તો બળાત્કારે ઉભો રાખવામાં આવશે. ક્રૂર કસાઇના શબ્દો સાંભળી સત્યવીર કંપ્યો. તે ન છુટકે પાપીનું કહેવું કબુલ

ફરી પ્રથમની માફક ઉભો અને કરૂણ દેખાવ જોવાને માટે હૃદયને હિંમત આપવા લાગ્યો. પેલી તરફ ફુલસીંગે આંખ્યો બંધ કરી દીધી. તેનું દુખી મન પ્રભુને પોકારવા લાગ્યું, તેણે તેના મનને હિંમતવાન બનાવ્યું. દેહ જડ છે. જ્યારે ત્યારે આગમાં સળગવાનો છે; તો ભલે તે આજેજ ભસ્મ થાય, આમ વિચારતો ફુલસીંગ દ્રઢતાથી ઉભો રહ્યો. પાપીયોએ તેમના કામની શરૂઆત કરી. કસાઇનાં પણ કાળજાં કંપે એવો દેખાવ શરૂ થયો. પિશાચ જેવા જણાતા બે માણસોએ લાલચોળ તપેલા સાણસા ફુલસીંગના શરીર પર ચાંપ્યા. ચામડી ચરચર અવાજથી બળવા લાગી. માંસ ખદખદવા લાગ્યું. ફુલસીંગના મુખમાંથી એક ઝીણી ચીસ નીકળી ગઇ. સત્યવીરની આંખ્યોએ અંધારાં વળ્યાં. ફુલસીંગનું દુઃખ તેનાથી જોઇ શકાયું નહિ. તેણે બે હાથ જોડી દયા દર્શાવવાની કૃષ્ણનંદનને વિનંતી કરી. પણ તેની વિનંતી તરફ દુર્લક્ષ્ય કરી પાપીએ ફકત એટલુંજ જણાવ્યું કે જોયા-કર, તારા હાલ પણ આખરે એવાજ થવાના છે."

પેલી તરફ ફુલસીંગના શરીરપરની ચામડી બળી ગઇ. માંસ ખદખદી ગયું. અંતે વેદના સહન નહિ થવાથી ફુલસીંગ ચકરી ખાઇ જમીન પર પડ્યો. કૃષ્ણનંદને તેને ત્યાંથી લઇ જવાની આજ્ઞા કરી. ડાંમ દેનાર બે માણસો તેને ઉપાડી તેની કોટડીમાં મૂકી આવ્યા. સત્યવીર ફાટી આંખે સઘળાની તરફ જોઈ રહ્યો અને હવે મારો વારો આવ્યો એમ સમજવા લાગ્યો. પણ એટલામાંજ કૃષ્ણનંદને કહ્યું, "કેમ જોયું ને ? તારી પણ આવીજ દશા થવાની છે. નિમકહરામ ફુલસીંગને અત્યારે જે જગાએ ડાંમ દેવાયો છે તેજ જગાએ આઠમા દિવસે ફરીથી ડાંમ દેવામાં આવશે. તે બેવફા જ્યાં સુધી મરશે નહિ ત્યાં સુધી તેને આવીજ રીતે દર આઠ દિવસે ડાંમ દેવામાં આવશે. મારો વિચાર તને પણ આજેજ શીક્ષા કરવાનો હતો; પણ મારી કપટકળાના કહેવાથી તને એક માસની મુદત આપવામાં આવે છે. તેટલા સમયમાં તું પૂર્ણ વિચાર કરી લેજે."

આટલું કહી કૃષ્ણનંદને તેને ત્યાંથી લઇ જવાની તેના માણસોને આજ્ઞા આપી. ફુલસીંગને લઇ ગએલા માણસો સત્યવીરને કોટડીમાં મૂકી આવ્યા. સત્યવીર ફુલસીંગની દશા જોતાંજ અશ્રુ વહાવા લાગ્યો અને દુઃખી સેવકની બનતી સારવાર કરવા લાગ્યો. આ પછી કૃષ્ણનંદન તેના માણસો સાથે દેવીના મંદીરમાંથી બહાર નીકળ્યો. મકાનમાં આવતાંજ તેની નજર એક નવા આવેલા માણસ પર પડી. કૃષ્ણનંદન તેને ઓળખતો હોવાથી તેની પાસે ગયો અને તેની સાથે હાથ મેળવી રામ રામ કરી બોલ્યો, "કાં દાદુભા! એકાએક કેમ આવવું થયું?"

"સરકારના હુકમથી મારે એકદમ આ તરફ આવવું પડયું."

"દરબાર સાહેબ ખુશીમાં તો છે ને?"

"હા, પણ કંઇક અકળાએલા લાગે છે."

"શાથી?"

"એતો ભગવાન્ જાણે ભા. આપણને શી ખબર પડે?"

"તમને શું કહીને અહિં મોકલ્યા છે?"

"તમને મારી સાથે લઇ જવાનો હુકમ કર્યો છે."

"બીજું કાંઇ?"

"એક કાગળ લખી આપ્યો છે."

"લાવો."

દાદુભાએ પાસાબંડીની કસે બાંધેલો કાગળ છોડી કૃષ્ણનંદનના હાથમાં મૂક્યો.

કૃષ્ણનંદને કાગળને ઉકેલી વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે ટુંકાણમાં લખેલું હતું.

પ્રિયમિત્ર.

આ પત્ર મળતાંજ તમે તુર્ત આ તરફ આવજો. એક ઘણાજ અગત્યના કામને માટે તમને બોલાવવાની જરૂર પડી છે. આ કામમાં તમને સારો લાભ મળવાનો સંભવ છે. માટે એક પળવારનો

પણ વિલંબ કર્યા વિના દાદુભાની સાથે જરૂર આવજો. વધુ વાતચિત રૂબરૂમાં કરીશું. લી.

તમારો વિશ્વાસુ.

સુર્યમલ.

કાગળ વાંચી કૃષ્ણનંદન થોડીકવાર વિચારમાં પડી બોલ્યો, "દાદુભા! ચાલો તમે જમી લ્યો. હું તમારી સાથેજ આવવાની તૈયારી કરૂં."

કૃષ્ણનંદને એક માણસની સાથે દાદુભાને જમવા મોકલ્યો. બાદ તેણે મુસાફરીની તૈયારી કરી. તેણે પોતાની સાથે પાંચ માણસોને આવવાની આજ્ઞા કરી. સેવકોએ મુસાફરીને માટે ઉંટ તૈયાર કર્યા. તૈયારી પૂરી થતાં કૃષ્ણનંદને કપટકળાને અને રામલાલને પાસે બોલાવી કહ્યું. "હું અમરકોટ તરફ જાઉં છું. અહિંની જોખમદારી તમારે શીર છે."

"આ તરફની કંઇ પણ ફિકર રાખશો નહિ."

"બાપુ! પાછા કયારે આવશો?" કપટકળાએ પૂછયું.

"એતો ત્યાં ગયા સિવાય કેવી રીતે કહી શકું? પણ બનતા સુધી જલ્દીથી પાછો આવીશ."

"રસ્તામાં સંભાળજો." કપટકળાએ કહ્યું.

"એતો ઠીક, પણ તમે અહિંની બરાબર સંભાળ રાખજો. પેલો સત્યવીર ઘણો પ્રપંચી છે. તે જેવો ઉપરથી સુંદર જણાય છે તેવો અંદરથી નથી."

"અમારાથી તે અજાણ્યો નથી."

કૃષ્ણનંદને બીજી અનેક પ્રકારની સુચનાઓ આપી. દાદુભા જમી તૈયાર થઇ આવ્યો. કૃષ્ણનંદન સઘળાંને મળી ઉંટ પર સ્વાર થયો. દાદુભા અને તેના માણસો પણ ઉંટ પર આરૂઢ થયા. સઘળાએ ઉંટને અમરકોટના માર્ગે ચલાવ્યાં. કપટકળા અને રામલાલ તેઓની પાછળ જોઇ રહ્યાં. સઘળા નજરની બહાર જતાં કપટકળા રામલાલના ગળામાં હાથ નાખી ઘરમાં પ્રવેશી.

# પ્રકરણ ૩ જું.

## કમળા.

ઉન્હાળાના દિવસો હતા. તાપ સખ્ત પડતો હતો. ખરા મધ્યાન્હનો સમય હતો. પૃથ્વી તપેલી હતી. જમીનમાંથી ઉની વરાળો નીકળતી હોય એમ જણાતું હતું. પ્હાડી પ્રદેશ વિકટ ભાસતો હતો. પંખીયો પણ સખ્ત તાપથી કંટાળી માળામાં ભરાઇ બેઠાં હતાં. પર્વતના પથરાઓ ઉન્હા લાહ્ય જેવા તપેલા હતા. આવા સમયે એક યુવાન રમણી પ્હાડી પ્રદેશમાં ભ્રમણ કરતી હતી. સખ્ત તાપથી રમણીનું મુખ લાલચોળ થઇ ગયું હતું. શરીર પરસેવાથી ભીંજાએલું હતું. જમીન ગરમ થએલી હોવાથી રમણીના પગ દાઝતા હતા. તે અતી ઉતાવળી ગતીએ ચાલી જતી હતી.

પ્રિય પાઠકો! આ રમણી બીજી કોઇ નહિ પણ કમનશીબ કમળા હતી. ભીલ સરદારને સ્વધામ પહોંચાડી કમળા નાશી છૂટી હતી અને ધણા દિવસના અંતે આ પ્હાડી પ્રદેશમાં આવી આગળ વધતી હતી. ભીલ ઠાકોર પાસેથી મેળવેલો હિરો તેની પાસે હતો. કમળાનો વિચાર કોઇ સારા શહેરમાં પહોંચી જઇ સરકારી અમલદારનો આશ્રય લેવાનો હતો. વીલીયમ સાહેબ કરીને એક દયાળુ અંગ્રેજ ગૃહસ્થ સુરતમાં રહે છે એવું કમળાએ સાંભળેલું હોવાથી તેણે પ્રથમ સુરત તરફ જવાનો નિશ્ચય કર્યો હતો. ભીલ ઠાકોરના ગામમાંથી નીકળ્યા પછી તે આખો દિવસ મુસાફરી કરતા અને સાંજ પડતાં કોઇ ગામમાં પહોંચી જઇ ધર્મશાળામાં મુકામ કરી રસોઇ બનાવી જમતી અને રાત્રિ ત્યાંજ ગાળતી. બાદ પ્રાતઃકાળે પંથે પડતી. રસ્તામાં તેને અનેક લોકોનો સંગાથ થતો. સર્વની સાથે વાત કરતી; પણ પોતાની ખરી વાત કોઇને જણાવતી ન્હોતી. તેને ખબર હતી કે ઠગ લોકોની અનેક ટોળીયો જુદા-જુદા વેશથી સર્વત્ર ફરે છે. તે

ટોળીયોનો સરદાર કૃષ્ણનંદન છે. એ ઠગ લોકોમાંનો કોઇ માણુસ જુદા વેશથી મુસાફરી કરતો હોય અને પોતાને ઓળખી કૃષ્ણનંદનને જણાવે કે કમળા જીવતી છે; તો ભારે દુઃખમાં ફસાવું પડે. આ હેતુથી કમળા પોતાની ખરી હકીકત કોઇને પણ જણાવતી ન્હોતી. તેણે પોતાનું નામ પણ જુદુંજ રાખ્યું હતું. ઘણાં દુઃખ પડવાથી તે દ્રઢ થઇ હતી. તે સાહસીક અને હિંમતવાન બની હતી. તે પોતાની મુસાફરી ઘણી વખતે એકલીજ કરતી. તેની પાસે દાગીનાની નાની પોટકી હતી. તેમાંથી એક દાગીનો વેચી નાણું કર્યાં હતાં. દુઃમાં ડુબેલી કમળા શરીરે સુકાઇ ગઇ હતી. તેનું રૂપ રંગ બદલાઇ ગયું હતું, કદાચ કિશાર તેને જુએ તો પણ ઓળખી શકે નહિ એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. ગરીબ કમળા દુઃખ દરીયામાં ડુબેલી બાળા હવે દુઃખથી ડરતી નથી. તે જગતનાં સુખને પણ ઇચ્છતી નથી. સુખ દુઃખ શું છે એ પણ બહુધા ભુલી ગઈ હતી. ફકત તેની એકજ ઇચ્છા સજીવ હતી. તેણે તેની સઘળી આશાઓ અને ઇચ્છાઓને ભષ્મીભૂત બનાવી દીધી હતી; પણ કિશોરને મળવાની–જોવાની ઇચ્છા–આશાનો ત્યાગ કરી શકી નથી. તેનું શરીર શુષ્ક અને મરવાને લાયક થઇ રહ્યું હતું; પણ કેવળ કિશોરને જોવાની પ્રબળ ઇચ્છાથી તે ટકી રહ્યું હતું. કમળાનું મન કિશોરમાંજ તદ્રુપ બનેલું હતું. તે કિશોર મયજ થઇ રહી હતી. હું કિશોરને જરૂર મળીશ. હું અંતે મારા તે દેવનાં દર્શન અવસ્ય કરીશ એવી દ્રઢ માન્યતા તેના હૃદયમાં હતી. મધ્યાન્હકાળે તાપથી તપતી–પગે બળતી મલીન વસ્ત્રથી વિચિત્ર લાગતી કમળા ઝડપથી આગળ વધતી હતી. તેને પાણીની તરસ લાગી હતી. પાણીની શોધમાં આસપાસ નજર નાખતી ઉતાવળે પગે જતી હતી. પણ એટલામાં ક્યાંઇએ જળાશય ન્હોતું કે જેથી તે પાણી પી તરસ છીપાવી શકે. એટલામાં કોઇ માણુસ પણ જણાતુ ન્હોતું કે તેને પૂછે. કમળા તરસનું કષ્ટ સહન કરી રહી. ઉપર તાપ. નીચે તાપ કમળા–અબળા ક્યાં સુધી કષ્ટ

સહન કરે. તરસથી કંઠે કાંટા પડવા લાગ્યા. જીવ ચકડોળે ચઢયો. આંખ્યોએ લાલ–પીળું જણાવા લાગ્યું; છતાં કમળા હિંમતથી રસ્તો કાપે જતી હતી. એવી અવસ્થામાં તે લગભગ બે માઇલ નીકળી આવી. એ સ્થળે વૃક્ષોની ઘટા આવેલી હતી. અહિં નજીકમાં પાણી હશે. લાવ ખોળી કાઢું કહી કમળા આસપાસ .જોવા લાગી. પણ એટલામાંજ તરસ અને થાકથી તેની આંખે અંધારાં વળ્યાં. તે ધબ લઇ જમીન પર પડી. થોડીવારમાં તો તેનું શરીર શબ તુલ્ય થઇ પડયું. અઘોર અરણ્યમાં જમીનના બીછાના પર નિઃસ્હાય કમળા શબાવસ્થામાં પડી રહી. જંગલ હિંસક પ્રાણીયોથી ભરપુર હતું. હમણાંજ વાઘવરૂ આવી કમળાના શરીરને ઉપાડી જશે એમ પ્રતિપળે શંકા થયા કરતી હતી. આખરે શંકા સત્ય થઇ. ગાઢી ઝાડીમાંથી એક વરૂ નીકળી આવ્યું અને ધીમે પગલે કમળાની તરપ આવવા લાગ્યું. ભક્ષ મળવાથી તે આનંદથી પૂંછડી હલાવતું હતું. દુખીયારી કમળાનો જીવન દીપક ઓલવાઇ જવાની તૈયારીમાં હતો. વરૂના તીણા નખ થોડીવારમાંજ તેના સુકોમળ શરીરમાં ભોંકાઇ જવાનો સંભવ હતો. પણ સર્વ સ્થળે અદૃશ્ય રહેલી પરમાત્માની શકતી અસ્હાયને કેવી રીતે મરવાદે ? જો એમ થવાદે; પોતા પર વિશ્વાસ રાખનારને મરવાદે તો પછી પોતાના નામને કલંક લાગે. પરમાત્માની પ્રેરણાથી એક ભરવાડ ઝાડીમાંથી નીકળી આવ્યો. લાંબી ડાંગ તેણે ખભાપર મૂકી હતી. શરીરે પહેલવાન જેવો જણાતો હતો. માથાપર મોટું કાળીયું વીંટેલું હતું. ઝાડીમાંથી બહાર આવતાંજ તેની દૃષ્ટિ વરૂ અને કમળાના શબતુલ્ય શરીર પર પડી. ભરવાડ ચોંકયો અને તરતજ વરૂ તરફ દોડયો. પ્રચંડ ભરવાડને જોતાંજ વરૂ ભક્ષને ત્યાગી જીવ લઇને નાઠું, અને ઝાડીમાં પેશી ગયું. ભરવાડ કમળાની નજીક આવી વાંકો વળી અચેતન શરીર તરફ જોઇ રહ્યો. તે એમ સમજ્યો હતો કે વરૂએ આને મારી નાંખી હશે. પણ શરીર તરપ જોતાં વરૂએ કરેલી ઇજા કંઇ પણ જણાઇ નહિ. ભરવાડ વિચારમાં પડયો. તે મન સાથે બોલવા લાગ્યો, આ

બાઇ કોણ હશે ? તે આવી રીતે અહિં વગડામાં કેમ પડી હશે? તે અહિં ક્યાંથી આવી હશે ? વાઘ–વરૂએ તેને મારી નાખી હોય એમ જણાતું નથી. જો વાઘવરૂએ તેનીપર હુમલો કર્યો હોય તો પંજા વાગેલા હોય. જો હું લગીર મોડો આવ્યો હોત, તો જરૂર વરૂ આને ફાડી ખાત. પણ આ હશે કોણ ? મને લાગે છે કે દુનીયાંથી કંટાળી આ બાઇ અહિં આવી હશે અને કોઇ જાણે નહિ તેથી આ વગડામાં આવી ઝેર ખાઇ મરી ગઇ હશે. રામ–રામ, દુનીયાંમાં કેવાં દુખી રહે છે." આમ બબડતો ભરવાડ ઘણીવાર સુધી કમળાના મુખ સામે જોઇ રહ્યો. છેવટે કંઇક વિચાર આવતાં તે નીચે બેઠો અને દયાના ભારથી દબાઇ કમળાના કપાળપર હાથ મૂક્યો. કપાળ ગરમ લાગતાંજ તે આનંદની ચીસ પાડી ઉઠ્યો અને નજીકની ઝાડીમાં આવેલા પાણીના ઝરા તરફ દોડ્યો. પાણી ભરવાનું કંઇ પાત્ર પાસે નહિ હોવાથી તેણે માથેથી ફાળીયું ઉતારી પાણીમાં પલાળ્યું; અને તે પલાળેલું ફાળીયું લઇ ઉતાવળે પગે કમળાની પાસે આવી કમળાના માથાપર પાણી નાખવા માંડ્યું. પાણીની શીતળતાથી બ્રહ્માંડે ભ્રમણ કરતો પ્રાણ ધીમે ધીમે નીચે ઉતર્યો. ભરવાડ ફરીથી ફાળીયું ભીંજાવી આવ્યો અને કમળાના માથે પાણી રેડવા લાગ્યો. કમળામાં ચૈતન્ય આવ્યું. તેણે બોલવાને માટે મુખ ઉઘાડ્યું, પણ કંઠે કાંટા પડેલા હોવાથી તે વધુ કંઇ બોલી શકી નહિ, પણ ફક્ત પાણી એટલો શબ્દ તેના મુખમાંથી સંભળાયો. ભરવાડ તરત સમજી ગયો કે પાણી નહિ મળવાથીજ આની આ ગતી થઇ છે. તત્કાળ તેણે તેના પ્રચંડ હાથથી કમળાને ઉપાડી ખભાપર નાખી પાણીના ઝરા તરફ ચાલવા માંડ્યું. થોડીવારમાંજ ઝરા પાસે આવી તેણે કમળાને જમીનપર સુવારી અને ખોબાથી પાણી ભરી કમળાના મુખમાં રેડ્યું. પાણી પેટમાં જતાં કમળા સાવધ થવા લાગી. ભરવાડે બે ખોબા પાણી પાયું. કમળા બેઠી થઇ અને પાણી જોતાંજ પાણી તરફ દોડી. ભરવાડે તેને અટકાવી કહ્યું, "જો વધારે પાણી પીશો તો તરત મરી જશો; માટે થોડીકવાર સબુર કરો."

"મારી તરસ હજી મટી નથી." કમળાએ કહ્યું.

"છતાં પણ થોડીવાર ધીરજ ધરો."

સ્વસ્થતા પ્રાપ્ત થતાં કમળાને પોતાની સ્થિતિનું ભાન થયું. પોતાની બેશુદ્ધાવસ્થામાં આ ભરવાડે સારી સારવાર કરી જાણી તેણે મનથી ભરવાડનો ઉપકાર માન્યો. તેણે ભરવાડને પૂછ્યું, "ભાઇ! તમે અહિં આવ્યા તે વખતે મારી કેવી દશા હતી?"

"ખરેખરા મડદા જેવી." ભરવાડે જણાવ્યું.

"ત્યારે તો તમેજ મને સાવધ કરી નહિ વારૂ?"

"ભગવાને. મેં કાંઇ કર્યું ન્હોતું. મને ભગવાનેજ અહિં મોકલ્યો. જો હું લગાર મોડો આવ્યો હોત તો વરૂ તમને ફાડી ખાત."

"વરૂને તમે જોયું હશે?"

"હા, તે તમને ફાડી ખાવાની તૈયારીમાંજ હતું; પણ મારા દોડી આવવાથી તે નાઠું અને ઝાડીમાં પેસી ગયું."

"તમે મારો જીવ બચાવ્યો તેને માટે ભગવાન તમારૂં ભલું કરશે."

"પુન! હુંતો એમજ સમજું છું કે ભલું કરનારનું ભગવાન ભલુંજ કરે છે. ભગવાનની કીરપાથી અને તમારાં જેવાં પુનની આશિષથી હું સુખી છું અને મારે ઘેર ચાર છોકરાં છે."

"ભગવાન સૌને સુખી રાખો. ભાઇ! હું હવે પાણી પીઉં?"

"હા, હવે પેટ ભરીને પીઓ."

કમળાએ પાણી પીધું. પૂર્ણ સ્વસ્થતા પ્રાપ્ત થઇ. ગાઢી ઝાડી આવેલી હોવાથી સઘળે શીતળતા વ્યાપેલી હતી. ભરવાડે તેને થોડીવાર આરામ લેવાનું કહ્યું. કમળાએ જમીનપર આડી થઇ પૂછ્યું.

"ભાઇ! તમે આ જંગલમાં થઇને ક્યાં જતા હતા?"

"હું મારે ઘેર જતો હતો."

"તમારૂં ઘર ક્યાં આવ્યું?"

"અહિંથી હજી દશ ગાઉ છે."

" ત્યારે તો તમે જાવ. દસ ગાઉ જતાં રાત પડશે; માટે દિવસ પહેલાં પહોંચી જાવ."

" એ તો હું દિ પહેલાંજ મારા ઘરે જતો રહીશ; પણ તમે કોણ છો અને ક્યાં જાવ છો એતો જણાવો ?"

કમળા વિચારમાં પડી. આ ભલા ભરવાડને શું કહેવું તે વિચારવા લાગી. વિચારને અંતે તેણે કહ્યું:–" ભાઇ ! મારે સુરત જવું છે. મારી સાથે માણસો હતાં; પણ હું દૈવયોગે તેમનાથી વિખુટી પડી અહિં આવી ચઢી છું."

" ત્યારે હવે એકલાંજ સુરત જશો ?" ભરવાડે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

" હાસ્તો."

" તમને બો નહિ લાગે ?"

" ના, ભગવાનને ભરૂંસે જઇશ."

" સુરત તો બહુ છેટું રહ્યું."

" હા, પણ ગામ વાસો કરતી પહોંચી જઇશ. અહિંથી ગામ કેટલું આઘું છે ?"

" ચાર ગાઉ."

" રસ્તો સીધો છે કે આડો અવળો છે ?"

" છે તો સીધો. ચાલો હું તમને એક શેરડાપર ચઢાવી દઉં, કે જેથી તમે ગામની ભાગોળેજ જઇને ઉભાં રહેશો."

કમળા ઉભી થઇ અને ભરવાડ સાથે ચાલી. ભરવાડ ઝાડી વટાવીને કમળાને રસ્તાપર લઇ આવ્યો; અને આજ રસ્તે ચાલ્યાં જજો એમ જણાવ્યું. કમળાએ ભરવાડને આશિષ આપી અને પોટ-ડીમાંથી પાંચ રૂપીઆ કાઢી ભરવાડને આપતાં કહ્યું, " ભાઇ! આ લ્યો અને તમારાં છોકરાંને કાંઇક ખાવાનું લઇ આપજો."

ભરવાડે ના પાડતાં કહ્યું, " ના બુન; મારે એ જોઇએજ નહિ. ભગવાનના પરતાપે મારે લીલાલ્હેર છે."

"પણ હું તમને ક્યાં આપું છું? હું તો તમારાં બચ્ચાંને માટે આપું છું. લ્યો, તમને સોગન છે."

ભરવાડે મહા પરાણે પાંચમાંથી બે રૂપીઆ લીધા અને પછી કમળાને થોડેક દૂર સુધી મૂકી આવી પાછો વળ્યો. કમળા ભરવાડે બતાવેલા રસ્તે ચાલવા લાગી. રસ્તો સીધો હતો. ખેતરાં આવતાં તેમાં પણ જવાનો શેરડો પડેલો હતો. સાંજ પડતાં કમળા એક નાના ગામની ભાગોળે આવી. ભાગોળ આવતાંજ તેના મનમાં વિચાર થયો કે હવે ક્યાં જવું!

કમળા થોડીકવાર વિચારાવસ્થામાં ઉભી રહી. એવામાં એક માણસ તેની પાસે થઇને નીકળ્યો. કમળાએ તેને પૂછ્યું, "ભાઇ! આ ગામમાં ધર્મશાળા છે કે?"

"ના." જવાબ મળ્યો.

"ત્યારે અહિં આવતાં જતાં મુસાફર લોકો ક્યાં ઉતરે છે?" કમળાએ પૂછ્યું.

"ગામમાં એક મંદિર છે ત્યાં."

"તે મંદિરમાં કોઇ રહે છે?"

"હા, એક પૂજારી રહે છે. તમારે શું કામ છે?"

"મારે આજની રાત ત્યાં રહેવું છે."

"તમે ક્યાંથી આવો છો?"

"હું આઘેથી આવું છું."

"ક્યાં જવું છે?"

"સુરત તરફ."

"એકલાં છો કે સાથે કોઇ છે?"

"હાલ તો એકલી છું; પણ મારી સંગાથનાં માણસો પાછળ આવે છે. સવાર થતાં તેઓ આવી પહોંચશે."

"ત્યારે તો મંદિર તરફ જાવ; પણ ઘણું કરીને ત્યાં પણ તમને જગા મળશે નહિ."

" કેમ વારૂં ? "

" એક સાધુ અને સાધ્વી થોડા દિવસથી આ ગામમાં આવી મંદિરમાં ઉતર્યા છે. "

" હું તેમની આજ્ઞા માગીને ત્યાં રહીશ. "

" તો ભલે. આમ ચાલ્યાં જાવ એટલે મંદિર પાસે જઇને ઉભાં રહેશો. "

કમળા તે માણસે બતાવેલા રસ્તે ચાલી અને મંદીર આગળ આવી ઉભી. સાયંકાળનો સમય હતો, મંદિરમાં આરતીની તૈયારી થઇ રહી હતી. ગામ લોકો દર્શનાર્થે એકત્ર થયાં હતાં. મુરલીધર ભગવાનનું મંદિર હતું. કમળાએ મંદિરમાં પ્રવેશ કર્યો. ગામ લોકો મુરલીધર ભગવાનની સામે હાથ જોડીને હારબંધ ઉભા રહ્યા હતા. એક માણસે પીતળની ઘડીયાળ હાથમાં લીધી હતી. બીજો ઢોલ વગાડવાની તૈયારી કરી રહ્યો હતો. મંદિરનો પુજારી આરતીની વાટો પ્રકટાવતો હતો. મુરલીધર ભગવાનની મૂર્તિથી થોડેક દૂર એક સાધુ અને સાધ્વી ઉભેલાં હતાં. સાધુ હૃષ્ટપુષ્ટ હતો. તેના શરીરનો રંગ ઘઉં-વર્ણો હતો. ઉમ્મર આશરે ચાળીસેક વર્ષની હોય એમ જણાતું હતું, બાંધો મજબુત અને કદે ઠીંગણો હતો. શરીરપર રેશમી ભગવું પહેરણુ પહેરેલું હતું. તેની પાસે ઉભેલી સાધ્વી ગૌરવર્ણની હતી. દેખાવમાં યુવાન અને સુંદરી હતી. તેની ઉમ્મર પચીસેક વર્ષની જણાતી હતી. ભગવી કંથાપર કંઠમાં માળાઓ શોભી રહી હતી. દેખાવ યોગીની સમાન હતો. લલાટપર કેશરનું લેપન કરેલું હતું. હાથમાં માળા હતી. માથાના કાળા લાંબા વાળ કમ્મર સુધી લટકી રહ્યા હતા, બન્નેનો દેખાવ શીવ અને શકતી સમાન જણાતો હતો. બન્નેના હાથમાંની માળાઓ ફરી રહી હતી. બન્ને ધ્યાનસ્થ થઇ મુર્તિને અવલોકી રહ્યાં હતાં. પુજારી કે જે બ્રાહ્મણ જેવો જણાતો હતો, તેણે આરતી પ્રકટાવી. ઘંટ વાગ્યો. ઘડીયાળ અને ઢોલના ધ્વની થઇ રહ્યા. પૂજારીએ મહાન આડંબરથી ભગવાનની આરતી

ઉતારી અને પછી આરતી લઇને ભક્ત મંડળમાં ફર્યો. ભાવીક ભકતોએ આરતીનું વંદન કર્યું. બાદ શાન્ત મુખમુદ્રાએ ઉભાં રહેલાં સાધુ અને સાધવીએ વૈરાગ્યમય ભજન ગાયાં. પૂજારીએ પ્રસાદ વહેંચ્યો, એકત્ર થએલાં જનો સાધુ અને સાધવીના ચરણ સ્પર્શ કરી પોત પોતાને ઘેર જવા લાગ્યાં. થોડીવાર થતામાં તો મંદિરમાં કોઇ રહ્યું નહિ. પૂજારી, સાધુ અને સાધ્વી ત્યાં રહ્યાં. કમળા એક બાજુએ ઉભી રહી હતી. સઘળાં માણસો ચાલ્યાં ગયાં. પેલી બાઇ કેમ ઉભી રહી હશે? સાધુરામના મનમાં વિચાર ઉદભવ્યો. તેણે કમળા સામે જોયું. કમળાનું શરીર સુકાઇ ગયું હતું પણ તેના મુખપર પવિત્રતાનું તેજ પથરાઇ રહ્યું હતું. તેને જોઇ સાધુ સાધ્વી અને પૂજારી થોડીક્ષણ વિચારમાં રહ્યા. અંતે મન સાથે કાંઇક નિર્ણય કરી સાધુરામ ધીમે પગલે કમળાની પાસે આવી બોલ્યો, "તમે કોણ છો? સઘળાં ચાલ્યાં ગયાં છે; છતાં તમે અહિ કેમ ઉભાં રહ્યાં છો?"

સાધુ મહારાજને શું જવાબ આપવો? કમળા વિચારમાં પડી. તે મન સાથે વિચારવા લાગી કે આ સાધુમહારાજ દેવ જેવા જણાય છે; તેમને મારી ખરી હકીકત જણાવું? પણ તેથી ફાયદો શું? શું તેમનાથી મારૂં દુઃખ ઓછું થઇ શકશે?"

કમળા તરફથી કંઇ જવાબ નહિ મળવાથી સાધુએ ફરીથી પૂછયું; "બાઇ! જવાબ કેમ આપતી નથી?"

"મહારાજ! હું શું કહું?" કમળા આગળ બોલી શકી નહિ. તેને ડુમો ભરાઇ આવ્યો.

સાધુ તીવ્ર નજરે કમળા તરફ દષ્ટિ કરી બોલ્યો, "મને લાગે છે કે તું ઘણી દુઃખી છે?"

"આપનું ધારવું સત્ય છે. હું વિશેષ શું કહી શકું?" કમળાએ ગદ્દગદ્દ કંઠે કહ્યું.

"બાઇ! શાન્ત થા. દુઃખીનાં દુઃખ દૂર કરવું એ અમારા જેવા સાધુપુરૂષોનો ધર્મ છે. વારૂ હવે જણાવ કે તું કયાંથી આવેછે?"

"હું ઘણે દૂરથી આવુંછું."

"તારાં કોઇ સગાં વ્હાલાં છે?"

"સગામાં ફક્ત એક પતિ છે. પણ તે હાલ ક્યાં છે તે હું જાણતી નથી."

"શું તારા પતિએ તને તજી દીધી છે?"

"ના; પણ પ્રારબ્ધયોગેજ મારી આ ગતી થઇ છે."

"બાઇ! તું વિનાસંકોચે તારી સઘળી વાત જણાવ, અમે તારૂં રક્ષણ કરીશું અને પુત્રી પ્રમાણે ચાહી તને સુખી કરવાના પ્રયત્ન કરીશું."

કમળાએ અશ્રુપૂર્ણ નયને પોતાની કર્મકથા જણાવા જેટલી લાગી એટલી જણાવી. તેની વાત શ્રવણ કરી સાધુ પણ સ્તબ્ધ બન્યો. તેણે સફેતવસ્ત્રધારીણી સાધ્વીને પાસે બોલાવી તેના કાનમાં કંઇક ધીરેથી વાત કરી. સાધ્વીએ કમળાને આશ્વાસન આપતાં કહ્યું, "બેટા ગભરાઇશ નહિ, તું આજથી મારી પુત્રી છે. તારે હવે સુરત જવાની જરૂર નથી, તું અમારી સાથે ચાલજે. આપણા નિવાસસ્થાને ગયા પછી અમે તારા પતિની શોધ કરાવીશું."

"મા! આપનું નિવાસસ્થાન કયાં આવ્યું?" કમળાએ પૂછ્યું.

"મુજફ્ફરપુરમાં."

"મારી ઉપર આપે અનહદ કૃપા કરી છે."

"અમારી ફરજ સિવાય કંઇ કર્યું નથી. બેટા." સાધ્વીએ કહ્યું.

"બ્હેન! તારૂં નામ શું?"

"કમળા."

"સાધુ નામ સાંભળી મનમાં હસ્યો. બાદ તે અને સાધ્વી કમળાને લઇ મંદિરના અંદરના ભાગમાં ગયાં. પૂજારીએ જમવાની તૈયારી કરી રાખી હતી. સઘળાં જમવા બેઠાં. કમળાએ આજે ઘણા દિવસે ધરાઇને ખાધું. પોતાને આશ્રય આપવાથી તેણે મન સાથે સાધુ અને સાધ્વીનું કલ્યાણ ઇચ્છયું.

જમ્યા પછી સઘળા એકત્ર થઇને બેઠાં. થોડીવાર ભજનની ધુન મચી રહી. રાત્રિ વિતતાં મંદિરનાંદ્વાર વસાયાં. સૌ નિદ્રાને શરણ થયાં. મોટું પરોઢ થતાં સાધુ અને સાધ્વીએ જાગૃત થઇ કમળાને જાગૃત કરી. કારણ કે સાધુમહારાજ આજે મુજફરપુર તરફ ઉપડી જનાર હતા. તેઓ તેમની સાથેની યોગીની સાથે યાત્રાએ નીકળ્યા હતા. છ માસ યાત્રામાં ફરી પોતાને ગામ પાછા ફરતાં તેમણે દશેક દિવસથી આ મંદિરમાં આવી મુકામ નાખ્યો હતો, અને આ મંદિરમાં રહી તેમણે લોકોને સારો ઉપદેશ આપ્યો હતો. મહારાજના પધારવાથી પુજારીને પણ સારી આવક થઇ હતી આજે તેમનો જવાનો નિશ્ચય જાણી પૂજારીએ તેમને બે ચાર દિવસ વધુ રહેવાનો આગ્રહ કર્યો. પણ સાધુમહારાજે તો જવાનીજ ઇચ્છા દર્શાવી. પુજારીએ મુસાફરીની સઘળી વ્યવસ્થા કરી આપી. પ્રાતઃકાળ થતાં સાધુ મહારાજ સાધ્વી અને કમળા પંથે પળ્યાં અને પાંચ દિવસ ચાલુ મુસાફરીના અંતે મુજફરપુરમાં આવી તેમના મંદિરમાં સુખેથી રહેવા લાગ્યાં.

---

## પ્રકરણ ૪ થું.

---

### ભલો કે ભેદી?

કૃષ્ણનંદનના મોટા અને ભેદી મકાનની પાછળ એક મોટું તળાવ આવેલું હતું. ગ્રિષ્મઋતુ હોવા છતાં તળાવ પાણીથી છલોછલ ભરેલું હતું. તળાવના કિનારે એક હોડીયું પડેલું હતું. કોઇ કોઇ વખતે રામલાલ અને કપટકળા હોડીયામાં બેસી તળાવની સ્હેલ કરતાં. આ તળાવ ઘણું ઉંડું હતું. કૃષ્ણનંદનની ક્રૂરતાનો ભોગ થઇ અનેક મનુષ્યોનાં મુડદાંઓ આ તળાવના તળીએ ગએલાં

હતાં. આ તળાવના કિનારે કૃષ્ણનંદને એક નાનો બગીચો બનાવેલો હતો. બગીચામાં કેળ-પપૈયા-અંજીર-આંબા વગેરેનાં વૃક્ષો શોભી રહ્યાં હતાં. પુષ્પોનાં વૃક્ષોનો તો સુમાર ન્હોતો. બગીચાની આસપાસ થુવરની અને કાંટાની વાડ કરવામાં આવેલી હતી. અંદર જવા આવવાને માટે બે રસ્તા રાખેલા હતા. બગીચો મકાનની પછીતેજ આવેલો હતો. એક રસ્તો પછીતે અને બીજો માર્ગ તળાવની બાજુએ આવેલો હતો. કૃષ્ણનંદન અને તેનાં માણસો સિવાય બીજા કોઇથી આ બગીચાનો લાભ લઇ શકાય એમ ન્હોતું. તળાવની બાજુએ આવેલા પ્રવેશદ્વાર આગળ એક કાળા રંગનો ચોકીદાર નિરંતર બેસી રહેતો. તેની ઝુંપડી ત્યાં આવેલી હતી એટલે તે રાત્રિ દિવસ ત્યાંજ રહેતો.

આજે સાંજનો સમય હતો. ગરમીનો ઉકળાટ ધીમે ધીમે શાન્ત પડતો હતો. ચોકીદાર એક ખાટલા પર બેસી રહી ચલમ ફુંકી રહ્યો હતો. ચોકીદારના ખાટલાના એક છેડા પર એક ગૌરવર્ણનો ગરીબ છોકરો બેઠેલો હતો. છોકરાનું મુખ ગૌર અને મોહક હતું. મુખ પર મુછ ફુટવાનું એક પણ ચિહ્ન જણાતું ન્હોતું, તેની આંખો ચપળ અને મધુર ભાસતી હતી. લલાટ વિશાળ હતું. દેખાવ આકર્ષક હતો. તેને જોઈ દરેક માણસને તેની સાથે વાત કરવાનું દિલ થાય એવો તેનો મોહક ચ્હેરો હતો. આવો રૂપસંપન્ન છોકરો કોઇ શ્રીમાનનું ગૃહ દિપાવવાને બદલે શરીર પર ફાટાં તૂટાં વસ્ત્રો પહેરી આ ઉજ્જડ ગામમાં આવી ચઢ્યો હતો. તેણે માથા પર રૂમાલ બાંધ્યો હતો. શરીરપરનાં મેલાં અને ફાટેલાં વસ્ત્રો તેના સૌન્દર્યને કલંક રૂપ હતાં. તે એક કલાક પૂર્વે ચોકીદારની પાસે આવ્યો હતો. ચોકીદાર તેને જોતાંજ તેની તરફ આકર્ષાયો અને તે છોકરા પ્રત્યે તેને પ્રેમ ઉપજ્યો. તે છોકરાએ તેની પાસે આવી પોતાને થોડીકવાર વિશ્રાન્તિ લેવા દેવાની વિનંતી કરી. ચોકીદારે તરતજ હા પાડી. તે છોકરો ત્યાં બેઠો. ચોકીદારે તેને પાણી પાયું. ઉપરાંત બેચાર ફળ પણ ખાવાને આપ્યાં. બાદ તે છોકરો ચોકીદારની સાથે ખાટલા પર બેઠો. કાળા

રંગનો–ભુતના ભાઇ સમાન ભયકારક દેખાતો ચોકીદાર ।તેની ઝીણી આંખ્યો વડે ગૌરવદન છોકરાના મુખ તરફ એકી નજરે જોઇ રહ્યા હતો. તેના જાડા હોઠ પહોળા રહી તેનું હાસ્ય બતાવી રહ્યા હતા. હજી સુધી બન્ને વચ્ચે કોઇ પણ પ્રકારની વાતચીત થઇ ન્હોતી. છેવટે ચોકીદારે મોટેથી હશી પૂછયું; " ભલા તું કોણ છે એ તો કહે ? "

છોકરાનો સ્વભાવ હસમુખો હતો. વળી તે વાચાળ પણ હતો. તરત તેણે કહ્યું; " હું કોણ છું તે તમારી આંખ્યોથી જોઇ લ્યો. "

"મેં તને જોયો. તું એક છોકરો છે. " ચોકીદાર વધુ હસવા લાગ્યો.

" ત્યારે શું કામ પૂછો છો કે તું કોણ છે ? "

" અલ્યો, તેં તો મને બાંધ્યો ? તું ડાહ્યો છે. તેથી મને ઘણો ગમે છે. કહે ભાઇ તું અહિં કયાંથી આવ્યો ? "

" આ ગામથી બીજે ગામ અને બીજેથી ત્રીજે એમ ગામ ગણતો અહિં આવ્યો. "

" તારૂં ગામ કીયું ? "

" મારૂં ગામ છેજ નહિ. "

" તારાં માબાપ ? "

" તે પણ હાલ છેજ નહિ ? "

" રહેવાનું ? "

" તે પણ છેજ નહિ. "

" તું આવું બોલ્યા કરતાં હાચું કહેને ? "

" હું હાચુંજ કહું છું. " છોકરાએ તેના શબ્દની નકલ કરી કહ્યું.

" તારૂં નામ ? "

" તમેજ કહોકે મારૂં નામ કેવું હશે ? " છોકરાએ તેને પૂછ્યું.

" જેવો તું રૂપાળો છે એવું તારૂં નામ પણ હારૂંજ હશે. "

" ના, મારૂં નામ રૂપાળું નથી. મારૂં નામ તો બીજુંજ છે. "

" કહે જોઇએ ? "

" મારૂં નામ ભલાભાઇ. "

"એવુંજ હોવું જોઇએ. તારૂં મન ભલું છે એવુંજ તારૂં નામ છે. કહે ભલા! તું ધંધો હું કરે છે?"

"વાંસળી વગાડવાનો."

"હેં? તને વાંહળી વગાડતાં આવડે છે કે?"

"મઝેની રીતે."

"ક્યાં છે વાંહળી?" ચોકીદારે આતુરતાથી પૂછ્યું.

"આ રહી જુઓ." છોકરાએ વાંસળી બતાવી.

"વગાડ જોઇએ?"

"ના, એતો વખત વિના વગાડાય નહિ."

"કાં એનો પણ વખત હશે કે?"

"કેમ નહિ? શું તમે એટલું પણ સમજતા નથી કે વખત સિવાય કંઇ થાય નહિ?"

"ઓય માળો! તું તો મને અડાવા લાગ્યો. પણ ભા ધીરો થા. અમને એવી વખત બખતની હમજણ પડે ના. વારૂં ભલા તું મારૂં એક કહેવું હમજીશ?"

"શું?"

"તું હમજી જાય તો કેઉં?"

"હમજી જઇશ. કહો?"

"જાણે તું એકલો છે અને હું પણ એકલો છું. તું મારી હાથે રહે. અંટી બાજરો મળશે એ આપણે વ્હેંચી ખાશું, બોલ શો વ્ચાર છે?"

"પૂરેપૂરો. હું પણ એવોજ વિચાર કરતો હતો. શું ખબર કે તમને જોઇ મારો જીવ તમારી તરફ ઘણોજ ખેંચાઇ ગયો છે."

"એનું કારણ હમજ્યો?"

"ના."

"આપણો સનેહ પેલા ભવમાં હશે અને પછી હું કે તું મરી ગયા હોઇશું. પછી એ અધુરો સ્નેહ પૂરો કરવા પાછા આજે ભેગા થયા હશું. ક્યમ એમજને?"

" તમારી વાત તો ભારે ભયંકર છે, પણ તદ્દન ખરી છે. કેમ ખરૂંને મારા શ્યામરાજભાઇ ? "

" અલ્યા તેં મારૂં કંઇક નવું નામ પાડ્યું નહિ વારૂં ? "

" હા, તમે હજી સુધી તમારૂં નામ જણાવ્યું નહિ; તેથી મારે તમારૂં નામ એકદમ અને આ પળેજ પાડવાની જરૂર પડી."

" રંગ છે તને; પૂરેપૂરો ભારે હોંશીયાર. "

" ત્યારે હવે તમારૂં જુનું નામ જણાવો ? "

" મારૂં નામ કાળાભાઇ. "

" શું કાળાભાઇ ? ભારે ભયંકર નામ ? મારો વિચાર તેમાં સુધારો કરવાનો છે ? "

" ત્યારે કરી નાખ. "

" હું તમારૂં કાળાભાઇ નામ બદલી આજથી શ્યામરાજ ભયંકરભાઇ એ નામ રાખું છું. "

" અલ્યો એતો ઘણું લાંબું થોયું ? "

" ભયંકર નામ લાંબાંજ જોઇએ, કે જે નામ સાંભળી સઘળા ધ્રુજી ઉઠે. "

" અરે રંગ છે મારા ભલીયા. તું તો મને રમકડા જેવોજ લાગે છે. "

તે છોકરો આગળ જવાબ આપે એવામાં એક માણસ ત્યાં આવતો જણાયો. તેને જોઇ કાળાભાઇ ભલાને કહેવા લાગ્યા. "ભલા ! પેલો જે માણસ આવે છે; તે અહિં આવીને જાય ત્યાં સુધી તું છાનોમાનો બેહી રહેજે. "

" તે કોણ છે ? "

" અમારા શેઠનો નોકર છે ? "

" તમારા શેઠ કયાં રહે છે ? "

" આ હામી ઉંચી હવેલી દેખાય છે તેમાં. "

" તેમનું નામ ? "

" કરશનનંદન. "

"તે શું વેપાર કરે છે?"

"એ બધું હું તને પછીથી કહીશ. હમણાં તો પેલાને આવી જવા દે."

આવનાર માણસ નજીક આવી બોલ્યો, "કાળાભાઇ! હું તમને વરધી પહોંચાડવા આવ્યો છું?"

"તે શ્યમનું છે કહી નાંખને?"

"બ્હેનબા હમણાં અહિં ફરવા આવશે."

"હારૂ. બીજું કાંઇ કહેવું છે?"

"ના. પણ આ તમારીજોડે બેઠો છે એ છોકરો કોણ છે?"

"એ તો મારા ભાઇનો દીકરો છે, તે ઘણા દાડે આજ મને મળવા આવ્યો છે."

"તે રૂપાળો છે."

કાળાભાઇ ગુસ્સે થઇ બોલ્યા, "જા હેંડયો જા, કયાંક તારી નજર લાગશે."

આવનાર માણસ પાછળ જોતો જોતો ચાલતો થયો. તેના ગયા પછી કાળાએ કહ્યું.

"ભલા! તું લગી ખુંખારો કરી થુંકી નાખ."

"શું કરવા?"

"પેલા રાંડનાની કદાચ નજર લાગી હોય તો કંઈ થાય નહિ, તેની નજરથી પથરા પણ ફાટી જાય છે."

"હું તો નજરને પણ પી જાઉં એવો છું. મારા ગુરૂના પરતાપે નજર નાશી જાય અને ભુત ભડકો થઈ એકદમ ભાગી જાય."

"અરે રંગ છે રે મારા ભલા! તું તો ભારે બહાદુર નેકળ્યો." કાળાએ તેની પીઠ ઠોકી.

"કાળાભાઇ! ઓલ્યો ભુતનો ભાઇ તમને શું કહી ગયો?"

"શેઠની દિકરી અહિં ફરવા આવવાની છે એમ કહી ગયો."

"તમારા શેઠને દીકરી છે કે?"

" અરે મારે ચમરાક, ફરંદી અને માથાની ફરેલી છે."

" એમકે ? તેનું નામ શું ? "

" કપટકળા. "

" તેનામાં નામ પ્રમાણેજ ગુણ હશે ? "

" અરે વધારે. પણ તે આવે ત્યારે તું ઝુંપડીમાં બેસજે."

" શું કરવા ? "

" તું રૂપાળો છે એટલે એ રાંડ કયાંક તને જોઇ મોહી પડે."

" તે ભલેને મોહી પડે, પણ હું તેની પર પ્રેમ કરીશ ત્યારે ને ? "

" ના બા ના; આપણે એમ શા હારૂ કરવું જોઇએ. એ રાંડની શંખણી છે. "

" અને તે કદાચ મને જોઇ લેશે તો ? "

" તે પછીથી થઇ પડશે. હું બધા જબાપ આપીશ. "

" તે મને પૂછશે કે તું કોણ છે તો મારે શું કહેવું ? "

" તારે કહેવું કે હું એક ગરીબ બાહ્મણ છું અને મારા કાકાને ઘેર આવ્યો છું. "

" હું તો એમ નહિ કહું ? "

" કયમ વારૂ ? "

" હું તમને કાકા નહિ કહું. "

" ત્યારે ? "

" મામા. "

" ભલે એમ કહેજે કે મામાને ઘેર આવ્યો છું. લે જો; પેલી આવતી જણાય છે. તું ઝુંપડીમાં જતો રહે. "

" ના, હું આ સામેના ઝાડ પાછળ ઉભો રહીશ અને જોઇશ કે તે કેવી છે. "

" જા, એમ તો એમ; પણ ઝટ જા. તને જોશે તો ભારે થશે. "

ભલો નામધારી છોકરો મનમાં હસતો-હસતો ત્યાંથી ચાલતો

થયો અને એક ઝાડના ઓથે જઇને ઉભો રહ્યો.

થોડીવારમાંજ કપટકળા ત્યાં આવી. તેણે સુંદર કપડાં પહેર્યાં હતાં પણ તે તેને શોભતાં ન્હોતાં. ઉતાવળે પગે ચાલી આવેલી કપટકળાને જોઇ કાળાએ ઉભા થઇ સલામ કરી.

કપટકળાએ રૂવાબથી પૂછ્યું, " રામલાલ આવ્યાતા કે ? "

" નાજી. " કાળાએ બે હાથ જોડી જવાબ આપ્યો. "

" અંદરની બાજુએ કોઇ છે કે ? "

" નાજી. "

" ઠીક; સરત રાખજે. હું અંદર ફરવા જાઉં છું. રામલાલ આવે તો અંદર આવવા દેજે. "

કપટકળા હાથમાંનો રૂમાલ મુખપર ફેરવી અંદર ચાલી. વાઘની માફક ફલંગો ભરતી કપટકળા હાથમાંના રૂમાલને હલાવતી આગળ ચાલી. જે સ્થળે પેલો છોકરો છૂપાઇ ઉભો હતો, ત્યાં થઇનેજ તે આગળ વધી; પણ તેની નજર તે છોકરાપર પડી નહિ. એ અરસામાં એકાએક તેના હાથમાંથી રૂમાલ પડી ગયો. કપટકળાને રૂમાલ પડી ગયાનું ભાન રહ્યું નહિ. એ તો આગળ ચાલીજ ગઇ. પેલા છોકરાની નજરે એ રૂમાલ પડ્યો, તેણે તરતજ ઉપાડી લીધો. તે મન સાથે વિચારવા લાગ્યો કે, મારે આ રૂમાલ તેને આપવો કે નહિ. જો આપવા જાઉં અને તે રાંડ ક્યાંક ગુસ્સે થાય તો ? છોકરો વિચારને અંતે બોલ્યો; " ગમે એમ થાય. મારે તેની પાસે જઇ રૂમાલ તો આપવો. તે શા માટે મારીપર ગુસ્સે થશે ? મેં તેનો શો અપરાધ કર્યો છે ? પ્રભુ પ્રતાપે હું મહા ગુસ્સાધારીને પણ શાન્ત કરવાની હિમત ધરાવું છું. મારે મારા કામને પૂર્ણ કરવાને માટે ગમે એવાં પણ જોખમ ખેડવાં જોઇએ. જોઉં તો ખરો કે તે સ્ત્રી કેવી છે ? લોકો તેને ભયંકર માને છે, મારો કાળો કાકો અરે મામો પણ તેને માથાની ફરેલી માને છે. ભલે ગમે તેવી હોય; પણ આખરે અબળા છે ને ? હું મરદ છું. મરદની આગળ સ્ત્રીનું શું

ગણ્યું ? " આમ બોલી તે છોકરો હસ્યો અને એક હાથમાં રૂમાલ અને બીજા હાથમાં વાંસળી પકડી કપટકળાને શોધતો આગળ ચાલ્યો.

કપટકળા તળાવને કિનારે આવી ત્યાં પડેલા એક બાંકડાપર બેસી જળ તરફ જોઇ રહી હતી. તેના મનમાં અત્યારે અવનવો તરંગો થઇ રહ્યા હતા. પેલો છોકરો તેને દરેક જગાએ જોતો જોતો તળાવ નજીક આવી પહોંચ્યો. તેણે કપટકળાને બેઠેલી જોઇ. કપટકળા પીઠ ફેરવીને બેઠેલી હોવાથી તેણે આવનાર છોકરાને જોયો નહિ. તે છોકરો ધીમે પગલે કપટકળાના બાંકડા નજીક આવી ધીમેથી બોલ્યો, " માનવંતા બાનુ સાહેબ."

અચાનક આવું નવાઇનું બોલવું સાંભળી કપટકળા ચમકી, આશ્ચર્ય પામી અને પોતાને સારૂં માન મળવાથી આનંદ પામી. તેણે તેની પ્હોળી આંખ્યો વીકાશી તે છોકરા સામે જોયું. પુનઃ તે છોકરાએ મંદ-મંદ હસીને કહ્યું: "માફ કરજો બાનુ સાહેબ કે મેં તમારી શાન્તિનો ભંગ કર્યો છે. પણ મારે ન છૂટકેજ આમ કરવાની જરૂર પડી છે. આ આપનો રૂમાલ પડી ગયેલો હોવાથી હું આપને આપવા આવ્યો છું."

" શું મારો રૂમાલ ? " કપટકળાએ ભભકાથી પુછ્યું.

" હાજી, આ રહ્યો; લ્યો."

કપટકળાએ રૂમાલ લઇ પૂછ્યું; " તમે કોણ છો ? "

" હું એક ગરીબ માણસ છું ? "

કપટકળા વિચારવા લાગી કે કુદરત તરફથી ગરીબ માણસને કેવું રૂપ મળે છે ? આ છોકરો ઘણો સુંદર છે, તે જેવો સુંદર છે એવોજ બોલવા-ચાલવામાં પણ સુંદર છે. તેના મધુરા અને નમનતાઇ ભરેલા શબ્દો સાંભળી મારૂં દિલ તેની તરફ ખેંચાય છે. જો આ છોકરો પુખ્ત વયનો યુવાન હોત તો હું જરૂર તેની સાથે મહોબત બાંધી આનંદ કરત. પણ આ છોકરો હજી નાનો છે. તેના મુખપર મુછનો દોરો પણ ફૂટેલો નથી. બીચારો ગરીબ માણસ. જો તેને સારૂં

ખાવાનું-પીવાનું મળે તો જલ્દીથી યુવાન બની જાય. આ છોકરો ગરીબ છે. એને મારી પાસે નોકરીમાં રાખ્યો હોય તો સારી સેવા બજાવી શકે અને તેના મીઠા શબ્દો સાંભળી મને પણ આનંદ મળે. લાવ હું તેને સઘળું પૂછી લઉં. આમ વિચારતી કપટકળાએ પુછ્યું; "છોકરા! તું અહિં કોને ત્યાં આવેલો છે?"

"મારા મામાને ત્યાં."

"તારા મામાનું નામ શું?"

"કાળુભા."

"શું અમારો કાળીયો?"

"હા."

"તે તારો મામો થાય?"

"હાજી."

"તારૂં ગામ કયું?"

"મારૂં ગામ કાશ્મીર તરફ આવેલું છે; પણ હું ઘણા વખતથી આ તરફ આવીને રહેલો છું."

"તું ધંધો શું કરે છે?"

"આ બંસરી બજાવાનો." છોકરાએ વાંસળી બતાવી કહ્યું.

"શું તને વાંસળી વગાડતાં આવડે છે?"

"ઘણીજ સરસ રીતે. તમે સાંભળશોતો ખુશખુશ થઇ જશો."

"એમ! તો આવ મારી પાસે બેસ અને તારી બંસી બજાવ."

છોકરાએ તરતજ કપટકળાની જોડે સ્થાન લીધું અને વાંસળી વગાડવા માંડી, સાંજનો શાન્ત સમય, એકાન્ત અને બંશીનો ટહુકાર અપુર્વ આનંદ ઉપજાવવા લાગ્યો. બંશીનો સુર ચારે તરફ ફેલાઇ રહ્યો, બંશી બજાવવામાં ઉસ્તાદ છોકરાએ મનમોહક વાંસળી વગાડવા માંડી. બંસીના નાદથી કપટકળા ડોલવા લાગી. છોકરા પર તેને અપૂર્વ અદ્ભુત પ્રેમ ઉત્પન્ન થયો. તે એકજ દ્રષ્ટે તે છોકરાની સામે જોઇ રહી. છોકરો પણ બંશી બજાવવામાં ગુલતાન બન્યો હતો. બગીચાના

પ્રવેશદ્વાર આગળ બેઠેલો કાળો વાંસળીનો સુર સાંભળી ચમકયો અને ભલાએ આ શું નખ્ખોદ વાળ્યું એમ બોલતો ઉભો થઇ ભલાની પાસે આવવા લાગ્યો. વાંસળીના અવાજના આધારે કાળો તળાવ આગળ આવ્યો અને ભલાને કપટકળાની જોડે બેઠેલો જોઇ અજબ થયો. તેના મનમાં અનેક શંકાઓ ઉપસ્થિત થઇ. તે મન સાથે બડબડયો; " ખરેખર મારા ભલા ભલીયાને રાંડ કમજાતે ભુરકી નાંખી ભોળવ્યો. જો એમ ના હોત, તો ભલો આવી રીતે તેની જોડાજોડ બેસતજ નહિ. રાંડ કાળા કરમની કરનારી મારા ભલીયાને ચુહી ખાશે. ભલો તે ભલોજ. આજે આવ્યો અને મારા મનને ભાવ્યો; મેં તેની જોડે સગાઇ બાંધી. ત્યાં એટલામાંજ આ રાંડે તેની નીચતા જણાવી. ઘણુંજ ખોટું થયું રાંડે કેટલાનાએ જીવ લીધા છે. આ ભલીયાનું શું થશે ?" આમ વિચારતો બબડતો કાળો અજબ થઇ બન્નેની લીલા જોઇ રહ્યો.

આખરે વાંસળી વાગતી બંધ થઇ. કપટકળા ખુશ-ખુશ થઇ ગઇ. તેણે ભલાને શાબાશી આપી કહ્યું, " તું વાંસળી વગાડવામાં ઉસ્તાદ છે. હું તને મારી પાસે રાખવા ઇચ્છું છું. બોલ તારી શી મરજી છે ? "

" આપની સ્નેહમયી ઇચ્છાને અપૂર્ણ રાખવા હું ઇચ્છતો નથી." છોકરાએ કહ્યું,

" તારા શબ્દો સાંભળી મને ઘણોજ આનંદ થાય છે."

" તેથીજ મને ખાત્રી થાય છે કે મારા નશીબની ઉન્નતિ હવે નજીકમાંજ છે."

" હું તને સંપૂર્ણ સુખી કરીશ."

" હું પણ દિલથી આપની સેવા કરીશ."

" તારૂં નામ ?" કપટકળાએ પુછ્યું.

" ભલો."

" નામ મને પસંદ નથી, હું તારૂં નામ આજથી સુંદર પાડું છું."

"જેવી આપની ઇચ્છા."

"બોલ હવે તું મારી પાસે રહેવાને ખુશી છે ને?"

"હા; પણ મારી એક સરત છે.?"

"શી?"

"હું તમારા સિવાય બીજા કોઇનું કામ નહિ કરૂં અને મારી ઇચ્છા કયાંક જવાની થશે તો હું વગર રજાએ ચાલ્યો જઇશ."

"મારે કબુલ છે. બોલ પગાર શું લઇશ?"

"કંઇ નહિ, ફકત ખાવા-પીવાનું આપજો અને મારા મામાના પગારમાં કંઇક વધારો કરજો."

પાછળ ઉભેલો કાળો ખુશ થયો. કપટકળા બોલી, "હું કાળાના પગારમાં બે રૂપીઆનો વધારો કરીશ." આ સાંભળતાંજ કાળો આનંદમાં આવી જઇ આગળ આવ્યો અને કપટકળાના પગમાં પડયો. કપટકળાએ પૂછ્યું. "અલ્યા કયારનો અહિં આવ્યો છે?"

"થોડીકવાર થઇ."

"તેં સઘળું સાંભળ્યું હશે?"

"હા, આપની મહેરબાની હું ભૂલનાર નથી."

"આ તારા ભાણેજને મેં મારી પાસે નોકર રાખ્યો તેથી તું ખુશી છે ને?"

કાળાએ માથું હલાવી ખુશીછું એમ જણાવ્યું, પછી કપટકળા તે છોકરાને લઇ મકાન તરફ ચાલી.

છોકરાએ કાળાના કાનમાં કંઇક ખાનગી વાત કરી કપટકળા સાથે ગમન કર્યું. બન્ને મકાનમાં આવ્યાં. રાત્રિ પડી ચૂકી હતી. રામલાલ કપટકળાની રાહ જોઇ રહ્યો હતો. કપટકળાએ નવા નામધારી સુંદરને નોકરીએ રાખ્યાનું જણાવ્યું. રામલાલે તીવ્ર નેત્રે સુંદર તરફ જોયું; અને તેને નાનો ધારી કંઇક સંતોષ દર્શાવ્યો; પણ મનમાં તો નાખુશ જણાયો. કપટકળાએ પૂછ્યું; "કંઇ નવા સમાચાર છે?"

"હા, પિતાજી સુખરૂપે પહોંચી ગયા છે; અને તેમણે સમાચાર

મોકલાવ્યા છે કે કલકત્તાના ફિરંગી લાટ સાહેબે એક જાહેરનામું બહાર પાડી જાહેર કર્યું છે કે, સઘળા ઠગ ફાંશીયાઓનો એકદમ નાશ કરવો. આ કામમાં મદદ કરનારને ભારે ઇનામ મળશે. આવા હુકમો તેણે દરેક અમલદારો પર મોકલ્યા છે. આપણી કેટલીક ટોળીયો પકડાઇ છે. તેમાં જબલપોર અને કોચીન તરફનાં માણસો છે, તેઓએ બીજી બાતમી જણાવી નથી. સઘળા કલકત્તાની જેલમાં પુરાયા છે. માટે આપણે સાવધ રહેવું. સરકારી માણસોપર પણ હવે તલમાત્ર ભરોંસો રાખવાનો નથી. ”

આવા સમાચાર શ્રવણ કરી કપટકળા વિચારમાં પડી. સુંદર છોકરો સઘળા સમાચાર ધ્યાનપુર્વક સાંભળી રહ્યો. કપટકળાએ થોડી કવાર વિચારમાં રહી પૂછ્યું; “પેલા કેદીઓને ખાવાનું પહોંચાડયું કે ?”

“ ના, હું હવે ત્યાંજ જવાનોછું. ”

“ ચાલો હું પણ સાથે આવું છું ?” કપટકળાએ કહ્યું.

“ બાઇ સાહેબ ! હું આપની સાથે આવું ? ” આનંદે પૂછ્યું.

“ હા ચાલ અને તેમને માટે રોટલાની થાળી ઉપાડી લે. ”

કપટકળાએ એક સેવકને બોલાવી કેદીયોને માટે ખાવાનું લાવવાનું કહ્યું. એક થાળીમાં ચાર જાડા રોટલા અને નરમ શાક નોકરે હાજર કર્યું. સુંદરે થાળી ઉપાડી રામલાલ અને કપટકળા સાથે ચાલવા માંડયું. ત્રણે જણાં ભોંયરામાં પ્રવેશી કેદીયોની કોટડીમાં આવ્યાં. કોટડીમાં એક ઝીણો દીવો બળતો હતો. ફુલસીંગ ડાંમના દર્દથી પીડાતો હતો. ડાંમ દીધેલી જગા પાકી ગઇ હતી. દર્દની અસહ્ય વેદના થતી હતી. સત્યવીર તેની પાસે બેસી તેને આશ્વાસન આપી રૂમાલથી પવન નાખતો હતો. તેમની દશા જોઇ કપટકળા અને રામલાલ હસવા લાગ્યાં. ગરીબ છોકરો સુંદર કેદીયોની દશા જોઇ કંપ્યો. તેની આંખોમાં અશ્રુ જણાયાં; અને કોઇ જાણે તેથી તેણે તરત આંસુ લ્હોઇ નાખ્યાં. તે નીચે બેઠો અને રોટલાને ઉપર નીચે કરી ઉભો થયો અને કેદીયોની સમિપ થાળી મૂકી. કપટકળાએ અને રામ-

લાલે વ્યંગમાં કેટલાંક વચનો સત્યવીરને સંભળાવ્યાં; પણ સત્યવીરે કંઇ જવાબ આપ્યો નહિ. આથી ત્રિપુટી તરત ત્યાંથી ચાલતી થઇ. તેઓના ગયા પછી સત્યવીરે ટેકો આપી કુલસીંગને બેઠો કર્યો. દર્દની વેદનાથી કુલસીંગને તાવ આવતો હતો. બન્ને ખાવા લાગ્યા. સત્યવીરે રોટલો હાથમાં લીધો. રોટલાની ઉપરનું પડ ચીરાએલું હતું. સત્યવીરે ઉપરનું પાતળું પડ દૂર કર્યું. એકાએક તે ચોંક્યો. તેને અજબ અજાયબીની અંદર રોટલામાં એક નાની કાગળની કાપલી જણાઇ. સત્યવીરે તેને ઉપાડી જોયું તો તેમાં વાંકા ચુંકા અક્ષરે એક લાઇન કોઇએ લખી હતી. "ગભરાશો નહિ. દુઃખનો અંત થોડા દિવસમાં આવશે." આટલું લખેલું હતું. લખનારનું નામ ન્હોતું. સત્યવીર આશ્ચર્ય પામ્યો. તેણે કુલસીંગને વાત કરી. બન્નેમાં હિંમત આવી. પછી કાગળની કાપલી ફાડી નાખી; અને સુખ દુઃખની વાતો કરતા બન્ને જમવા લાગ્યા.

પાઠકો આવું લખનાર કોણ હશે? શું પેલો છોકરો હશે?



## પ્રકરણ ૫ મું.



### ઠાકોરનો મ્હેમાન કે ભયંકર શયતાન?

અમરકોટ નામક નગરનો ઠાકોર સર્યમલ કે જે વાઘ મારવાથી પેપરોમાં પ્રસિદ્ધ થયો હતો. તે ઠાકોરને ત્યાં ચાર–પાંચ દિવસ થયાં નાચ રંગ થઇ રહ્યા હતા. કૃષ્ણનંદન અને તેના સાથીદારો ઠાકોરના મ્હેમાન થઇ આનંદ ઉડાવી રહ્યા હતા. કૃષ્ણનંદનને બોલાવવાનો ઉદ્દેશ હજી ઠાકોરે જણાવ્યો ન્હોતો. ઠાકોરે અને તેના પ્રિય મિત્ર અથવા સલાહકાર દેવીડ ઉર્ફે દેવીસિંહે, કૃષ્ણનંદન અને તેની સાથેના માણસોનું રાજવંશી ઠાઠથી સ્વાગત કર્યું હતું. કૃષ્ણનંદન ખુશખુશ થઇ ગયો. ખાન, પાન, નાચ, રંગ વગેરેમાં

દેવીડ સાહેબે છુટા હાથે દ્રવ્યનો વ્યય કરી મ્હેમાનોને સંતોષ્યા અને કમીશનનાં નાણું પણ ખીસ્સામાં મૂક્યાં. વાચકોને વિદિત છે કે દેવીડ સાહેબ તેના ઠાકોર સૂર્યમલને માટે રત્નવતી રાજકન્યાનું માગુ કરવા છત્રીસગઢ ગયો હતો અને ત્યાંથી પ્રધાનનો સચોટ અને અપમાનકારક જવાબ સાંભળી ઢીલા લમણે ગયો હતો તેવો પાછો વળ્યો અને અમરકોટના પ્રધાન તરફથી મળેલો જવાબ તેના નામવર વાઘમારૂ ઠાકોરને વિદીત કર્યો. અનેક રાણીયો છતાં સંતોષ નહિ માનનાર વિષયાંધ-બુદ્ધિહીન ઠાકોરને ઘણો ગુસ્સો ચઢ્યો અને હરકોઇ ઉપાયે રત્નવતીને મેળવી પોતાને ભીલ કહેનાર પ્રત્યે વૈર વાળવાનો ઠરાવ કર્યો. તેણે પોતાની ઇચ્છા દેવીડને જણાવી. શ્વેતાંગ દેવીડ સમુદ્ર પારથી તવંગર બનવાની ઇચ્છાથી હિંદુસ્તાનમાં આવેલો સાહેબ; હિંદુસ્તાનને પરસ્તાન સમજનાર ગોરો, પણ હૃદયથી મેલો દેવીડ મહાકારસ્થાની હતો. ગમે એ ભોગે પણ છત્રીસગઢની કન્યા ઉપાડી લાવી કુળનો ફાંકો રાખનારા રાજાનું નાક કાપવાની પોતાની પૂર્ણ અનુમતી દર્શાવી. ઠાકોરે તે કાર્ય કરવાનું તેને સોંપ્યું. દેવીડે દ્રવ્યની માગણી કરી. આ કામને માટે એક લાખ રૂપીયા ખર્ચવાની ઠાકોરે સંમતિ આપી. દેવીડ તૈયાર થયો. તેના હાથ નીચે બીજા ચારેક યુરોપીયો હતા. તેઓ અંદરખાનેથી ચોર-લુંટારા વગેરે હલકો ધંધો કરનારાઓને મળેલા હતા. કૃષ્ણનંદનને તેઓ ઓળખતા હોવાથી તેમણે તેના વિશે દેવીડને વાત જણાવી. તરતજ દેવીડે ઠાકોરના નામથી એક પત્ર લખી કૃષ્ણનંદનને અમરકોટ બોલાવ્યો અને તેનું સારી રીતે સ્વાગત કર્યું. તેણે હજી કૃષ્ણનંદનને વાત જણાવી ન્હોતી. કૃષ્ણનંદન પણ વિચારતો હતો કે મને શા માટે બોલાવ્યો હશે? મારો આટલો સત્કાર કરવાનું શું કારણ હશે?

ચાર દિવસ વિત્યા. આજે પાંચમા દિવસની રાત્રિ હતી. દિવાનખાનામાં દીપકો ઝગઝગાટ પ્રકાશી રહ્યા હતા. ઠાકોર, દેવીડ અને કૃષ્ણનંદન સિવાય ત્યાં અન્ય કોઇ ન્હોતું. દ્વાર રક્ષક પણ દૂર જઇને બેઠેલો હતો. ત્રણે જણા મદ્યપાનથી તૃપ્ત થએલા હતા. સૂર્યમલ ગાદી પર

આડો પડી હુક્કો પી રહ્યો હતો. કૃષ્ણનંદનની સમક્ષ પણ હુક્કો પડેલો હતો. દેવીડ સાહેબ લાંબી અને જાડી સીગાર ફુંકતા હતા. એવામાં તેને એકાએક કંઇક યાદ આવતાં કૃષ્ણનંદનને કહ્યું, "તમે આજથી અમારા દિલોજાન દોસ્ત થએલા હોવાથી હું તમને તમારા અને અમારા ભલાની એક વાત જણાવવા ઇચ્છું છું."

કૃષ્ણનંદને હુક્કાની નળી નીચે મૂકી ટટાર બેસી પૂછ્યું, "તે શી વાત છે ?"

"તમને અને તમારી ટોળીયોને પકડવાનો હુકમ નીકળી ચૂક્યો છે."

"હા, તે હું જાણું છું. અમારાથી કશું અજાણ્યું રહેતું નથી." કૃષ્ણનંદને બેપરવાઇ બતાવી કહ્યું.

"આ વાતની તમને ક્યાં ખબર પડી ?"

"અહિં આવતાં માર્ગમાંજ. મેં મારી ટોળીયો પર સાવધ રહેવાનો અને કેમ વર્તવાનો પયગામ પણ મોકલી આપ્યો છે."

"તમે ઘણાજ બાહોશ છો. તમારી બહાદુરીને માટે મારાથી તમને ધન્યવાદ દીધા વિના રહી શકાતું નથી. જો હું ગવર્નરની જગાએ હોઉં તો તરતજ તમારા જેવા બહાદુર માણસને મોટો અમલદાર બનાવું. પણ હાલમાં મારા દેશથી એવા માણસો આવે છે કે તેમને હિંદુસ્તાનમાં કેમ વર્તવું અને કેવી રીતે રાજ્ય કરવું તેનું પૂરતું જ્ઞાન હોય એમ મને જણાતું નથી."

"તમે લાટ સાહેબને ઓળખો છો ?" કૃષ્ણનંદને પૂછ્યું.

"કેમ નહિ ? અમે એકજ દેશના જાતભાઇ; એટલે એક બીજાને જરૂર ઓળખીએ."

"તે તમને ઓળખે છે ?"

"ઘણીજ સારી રીતે. અમે નાનપણમાં સાથેજ ભણતા હતા." દેવીડે ગપ ઠોકી.

"ત્યારે તમે તેમને મળી અમારા જેવા શૂરવીરોને પકડવાનો તેમણે કહાડેલો હુકમ રદ કરાવો તો ઘણું સારું."

દેવીડે વિચારમાં પડવાનો ડોળ કરી કહ્યું, "લાટ સાહેબ તો બીચારા ભલા માણસ છે. રાજ્ય કુટુંબના માણસો ભલાજ હોય છે; પણ તેમને ઉંધે રસ્તે દોરનારા તમારા દેશના લોકો અને કેટલાક અમારા લોકો છે. તમારી ઉપર જે હુકમ નીકળ્યો છે; તેનું મૂળ પેલો સુરતમાં રહેનારો વીલીયમ છે. બધી ધાંધલનો ઉત્પાદક પણ એજ છે. તમારા જંગલી લોકો પણ તેની પાછળ ઘેલા થઇ તેને હિંદુસ્તાનનો ખેરખાં માની તેને અપૂર્વ માન આપે છે. લોકોનો પ્રેમ તેની તરફ વિશેષ હોવાથી મોટા સાહેબ પણ તેને માનની નજરે જોઇ પોતાનો તમામ વિશ્વાસ તેનામાં મૂકે છે. તે વિલીયમે અને તેના એક મળતીયા મુસલમાને ઠગ–ફાંશીયાઓનો નાશ કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી છે."

"જ્યારે તમારે અને મોટા સાહેબને ઓળખાણ છે, ત્યારે તમે શા માટે તેમની પાસે જઇ વીલીયમ અને તેના મળતીયાઓને હલકા પાડતા નથી ? તેમની વિરૂદ્ધ ખોટા પૂરાવો ઉભા કરો; લોકોને લાલચ આપી જુલ્મની ફરીયાદ કરાવો. આમ કરવાથી તમારી બાહોશી વધશે અને અમારા જેવા માણસોના ખાસ પ્રિતી પાત્ર થતાં એકે એકે ધનના ઢગલા પણ આવી મળશે."

"હું તેજ વિચારમાં છું. આ વાત મારા વિચારની બહાર નથી. હું થોડા દિવસ પછી કલકત્તા તરફ જવાનો છું. તે વખતે જરૂર મોટા સાહેબની મુલાકાત લઇશ."

"કલકત્તે શું કામ માટે જનાર છો ?" કૃષ્ણનંદને પૂછયું.

"મુખ્ય કામ તો મારા આ નામદાર ઠાકોર સાહેબને એકાદ માનપ્રદ ટાઇટલ અપાવવાનું છે. જો કે વાઘ મારવાની તેમની કીર્તિ તો દેશ દેશાન્તર થઇ ગઇ છે; પણ એક બાહોશ રાજ્ય કર્તા તરીકે સરકાર તરફથી એકાદ ઇલ્કાબ મળે તો બસ છે. વળી આ ઉપરાંત મોટા સાહેબના આમંત્રણના પત્રો પણ ઘણા આવી ગયા છે; તેથી મારે જરૂર જવું છે." દેવીડે હાંકે રાખ્યું.

"ઇલ્કાબ મેળવવામાં કંઇ ખર્ચ થતું હશે કે?"

"જરૂર. અમારી સરકાર ઘણી શાણી છે. ઇલ્કાબ મેળવવામાં ખુશામદ અને ધનનો મોટો ભોગ તો જરૂર આપવોજ પડે."

"ઇલ્કાબથી ફાયદો શું?"

"સર્વત્ર માન મળે. અમલદારો સલામો ભરે; અને ઇલ્કાબના નામે એવા ઇલ્કાબ ધારીને ધન પ્રાપ્ત કરવાનો રસ્તો પણ કદાચ મળી આવે."

ઠાકોર જે અત્યાર સૂધી શાન્તિથી સઘળું સાંભળતો હતો તે હવે અકળાઇને બોલ્યો, "હવે એ બધી વાત જવા દઇને મુદ્દાની વાત ઉપાડને?"

"હાજી, હવે હું તેજ વાતની શરૂઆતના વિચારમાં છું. ભાઈ! કૃષ્ણનંદન! તમે અમારા ખાસ દોસ્ત થયા. તમારી બાહોશીની વાત મારા સાંભવામાં આવવાથીજ મારે તમને અહિં બોલાવી તમને તસ્દી આપવાની જરૂર પડી છે."

"તમારૂં દરેક કામ કરવાને હું તૈયાર છું."

"પણ કામ ઘણું ભારે છે?"

"અમારે મન ભારે કંઇજ નથી."

"સિંહની ગુફામાં જવાનું છે."

"ફિકર નહિ. અમે અનેક સિંહને રાંક–બકરાં બનાવી દીધાં છે."

"શાબાશ છે. જો આ કામ ફત્તેહમંદ થશે તો બદલામાં તમને ઘણોજ લાભ મળશે."

"કામ જણાવો?" કૃષ્ણનંદને પૂછ્યું.

ટેવીડ સાહેબે છત્રીસગઢની રાજકન્યા રત્નવતી પર ઠાકોર સૂર્યમલ ઘેલા થયા છે માટે તેને હરકોઇ ઉપાયે મેળવી આપો એમ જણાવ્યું.

કૃષ્ણનંદન થોડીક વાર વિચારમાં રહી બોલ્યો, "કામ ભારે છે."

"એ તો મ્હેં પ્રથમજ જણાવ્યું છે."

"આ કામ કરશો તો પાંચ ગામ ઉપરાંત રૂપીઆ પચીસ

હજાર રોકડા આપીશ." ઠાકોરે જણાવ્યું.

"હું ખાત્રી પુર્વક જણાવું છું કે હું તમારૂં કામ પૂર્ણ કરીશ." કૃષ્ણનંદને કહ્યું.

"આ કામને પૂર્ણ કરતાં કેટલો વખત લાગશે ?"

"જેમ બનશે એમ જલ્દી ફેંસલો લાવીશ. હું આવતી કાલેજ એ તરફ જવાનો વિચાર રાખું છું."

"શું કાલેજ ?" ઠાકોરે આનંદ દર્શાવતાં પૂછયું.

"હા કાલેજ."

"ફત્તેહ કરો. પ્રભુ તમને મદદ કરશે." દેવીડે ઉમેર્યું.

"પણ તમે પેલું કામ ભૂલશો નહિ." કૃષ્ણનંદને કહ્યું.

"અરે એ તો કદી પણ ભૂલીશ નહિ. મેં મારા મન સાથે યાદ કરી લીધું છે. કલકત્તે પ્હોંચતાંજ પહેલું કામ તમારૂં કરીશ."

"ઉપકાર." કૃષ્ણનંદને તેની સાથે હાથ મેળવ્યો. ઠાકોરે નોકરને બૂમ મારી બોલાવ્યો અને મદીરા મંગાવી ફરીથી ત્રણેએ પાન કર્યું. પછી એક ગાનારી બોલાવી. મોડી રાત સુધી ગાનની ગમ્મત ચાલી, છેક પાછલી રાત્રે નિસાથી ચકચૂર થએલાઓ નિદ્રાવશ થયા. બીજે દિવસે કૃષ્ણનંદને અમરકોટથી જવાની તૈયારી કરી. ઠાકોર સૂર્યમલે મિત્રતાની યાદમાં એક તલ્વાર અને એક સુવર્ણમાળા કૃષ્ણનંદનને આપી. કૃષ્ણનંદને ઉપકાર માનતાં જણાવ્યું કે હું આપનું કામ જરૂર પૂર્ણ કરીશ. ઠાકોરને સંતોષ થયો. કૃષ્ણનંદન, ઠાકોર અને દેવીડ઼સાથે હાથ મેળવી સાંજના સમયે તેની ટોળી સાથે ઉપડી ગયો. ઘોડાઓ મજબુત હતા. પૂરવેગે દોડતા હતા. રાત્રિ પડતાં તેઓ ઘણે દૂર નીકળી આવ્યા. રસ્તામાં એક ગામ આવ્યું. આ ગામથી છત્રીસગઢ પચીસ ગાઉ દૂર થતું હતું. કૃષ્ણનંદને આ ગામમાં મૂકામ કરવાનો નિશ્ચય કર્યો. આ ગામ છત્રીસગઢ રાજ્યને તાબે હતું. અહિં પણ કૃષ્ણનંદનની ટોળીમાંનાં કેટલાક માણસો રહેતાં હતાં. કૃષ્ણનંદન આ ગામથી અજાણ્યો ન્હોતો. તે પોતાના માણસો સાથે ગામના પાછળના ભાગમાં

આવેલા એક ઘર આગળ આવ્યો. ઘર નાનું હતું. રાત્રિ વિતેલી હોવાથી ઘરનાં બારણાં બંધ હતાં, કોઇ જાગતું ન્હોતું. ઘોડેસ્વારોને જોઇ કુતરાં ભસવા લાગ્યાં. કૃષ્ણનંદને બારણું ઠોક્યું. થોડીવારે બારણું ઉઘડ્યું. એક વૃદ્ધ ડોશી હાથમાં દીવાનું કોડીયું પકડી ઉભેલી જણાઇ. તેણે કૃષ્ણનંદનને ઓળખી કહ્યું, " અત્યારે ક્યાંથી ? "

" દૂરથી આવુંછું. જાનમહમદ છે ને ? "

" ના. "

" ક્યાં ગયો છે ? "

" ઘરમાં આવો, પછી સઘળું કહું. "

કૃષ્ણનંદન અને તેના સઘળા માણસો ઘરમાં પ્રવેશ્યા. ડોશીએ એક માણસને બોલાવી ઘોડાઓ લઇ જવાનું કહ્યું. ડોશી બધાંને ઘરની અંદર છેક પાછળના ભાગમાં લઇ ગઇ. ત્યાં જમીન પર એક ચટાઇ બીછાવેલી હતી. સઘળા તેની પર બેઠા. ડોશીએ પાણી આણ્યું. હાથ મુખ ધોઇ કૃષ્ણનંદનને પૂછ્યું, " બોલો હવે શું કહેવું છે ? જાનમહમદ ક્યાં ગયો છે ? "

" જાનમહમદને પોલીસ લોકો પકડી ગયા છે. "

" શામાટે ? " કૃષ્ણનંદને આંખ્યો ફાડીને પૂછ્યું.

" આજથી પંદરમા દિવસે જાનમહમદ અને આપણા માણસોએ અહિંથી દસ ગાઉ ઉપર જઇ એક વાણીયાની જાનને લુંટી હતી પણ એવામાં એ તરફથી પોલીસની એક ટુકડી છત્રીસગઢ તરફ આવતી હતી. તે ટુકડીની સાથે આપણા માણસોની મુલાકાત થઇ. ઝપાઝપીમાં આપણામાંથી પાંચ માણસો ખપી ગયા. જાનમહમદ પકડાયો. બાકીના નાશી છૂટ્યા અને અહિં આવ્યા. મેં ગઇ કાલેજ એક માણસને આ સમાચાર તમને જણાવવા કૃષ્ણપુર મોકલ્યો છે. "

કૃષ્ણનંદન ગુસ્સાથી લાલપીળો થઇ ગયો. તેણે પૂછ્યું; " આપણા માણસોમાંથી અત્યારે અહિં કેટલા છે ? "

" દસેક જણા હશે. "

"બાકીના?"

"તેની ખબર જાનમહમદને છે. સાંભળવામાં આવ્યું છે કે થોડાક દિવસમાં કાનપૂર અને જબલપૂર તરફ મોટો બળવો થવાનો છે. કદાચ આપણા માણસો એ તરફ પણ ગયા હોય. કારણ કે જાન-મહમદે એ તરફ જવાનો પોતાનો વિચાર તેમને જણાવ્યો હતો."

"જાનમહમદે જે જાન લુંટી તેમાંથી કંઇ મળ્યું હતું કે?"

"હા, રોકડ તો હાથ લાગી ન્હોતી; પણ ઘરેણાં અને નવાં લુગડાં ઠીક મળ્યાં હતાં."

"જાનમહમદને કયાં લઇ જઇ રાખવામાં આવ્યો છે?"

"આજેજ મને ખબર મળી છે કે તેને ગઇ કાલનો અહિં લાવવામાં આવ્યો છે અને આવતી કાલે તેને ઇન્સાફને માટે છત્રીસ-ગઢ લઇ જવાનો છે."

"ઠીક, તમે જાવ અને આપણા બહાદુરોને બોલાવો. તેટલા વખતમાં અમે નાસ્તો કરી લઇએ."

"પછી શું કરવું છે?"

"કરવામાં એજ કે જાનમહમદને છોડાવવો છે; અને સરકારી માણસોનાં લોહી રેડવાં છે."

ડોશીનું બોખું ડાચું ફાટયું. મનથી હસી; અને ત્યાંથી ચાલતી થઇ. કૃષ્ણનંદને સાથેના માણસો સાથે નાસ્તો કરી લીધો. ડોશી માણસોને બોલાવી લાવી. આઠ માણસો હતા. તેઓ પીંઢારા અને બલુચી જેવા જણાતા હતા. તે આઠ જણાએ કૃષ્ણનંદનને સલામ કરી. તેમાંના એકને કૃષ્ણનંદને પૂછયું, "તું અહિંની જેલમાં કોઇ વખત ગયો છે કે?"

"હા, ઘણી વખત."

"જેલમાં કેટલી કોટડીઓ છે."

"પાંચ."

"કોટડીયોની આસપાસ કોટ છે કે?"

"છે, પણ બહુ નીચો છે. માણસો સહેલાઇથી કુદી શકે એમ છે.

"ત્યાં કેટલા સિપાહીઓ રહે છે ?"

"દસ પંજાબીયો છે."

"તે સિવાય બીજા સિપાહીઓ ત્યાં રહે છે ?"

"પહેલાં રહેતા હતા; પણ હાલમાં દસ ઉપરાંત કોઇ નથી."

"ઠીક ત્યારે તમે તૈયાર થાવ. બંદુકો અને દારૂગોળી સાથે લઇ લ્યો. આપણે અત્યારેજ જેલખાનાપર હુમલો કરીએ."

સઘળા તૈયાર થયા. કૃષ્ણનંદને બએ માણસોને જવાની સૂચના કરી. સઘળા જવા લાગ્યા. કૃષ્ણનંદન પોતાની સાથે ચાર માણસો લઇ છેલ્લો નીકળ્યો. જેલખાનું ગામથી થોડે દૂર વગડામાં આવેલું હતું. પાંચ મજબુત કોટડીઓની આસપાસ સાત ફુટ ઉંચો પત્થરનો કોટ બાંધેલો હતો, ગામની વચ્ચે થઇને કૃષ્ણનંદન ચાલ્યો. રસ્તામાં એક ચોકીયાટે તેને અટકાવ્યો, પણ ચોકીયાટને સંતોષકારક જવાબ મળવાથી તેણે બીજું કાંઇ નહિ પૂછતાં આ દસ્યુ મંડળને આગળ જવા દીધું. મધ્યરાત્રિનો વખત હોવાથી કોઇ જાગતું ન્હોતું. લુંટારાઓ જેલની બાજુમાં એકત્ર થયા અને એક પછી એક દિવાલ ઓળંગી ધીમેથી અંદર પ્રવેસ્યા. પાંચ કોટડીયોની આગળ બએ સિપાહીઓ બેઠેલા હતા. રાત્રિ વિતેલી હોવાથી તેઓ નિર્ભયપણે બેઠા બેઠા ઝોકતા હતા. કૃષ્ણનંદન અને તેના સાથીદારો ધીમે પગલે સિપાહીઓની પાસે આવ્યા અને દરેક સિપાહીની આગળ એકેક માણસ ગોઠવાઇ ગયો. તેઓએ સિપાહીઓની છાતીમાં બંદુકોના કુંદા ધીમેથી લગાવી જાગૃત કર્યા. સિપાહીઓ ગભરાયા. કૃષ્ણનંદને જમાદાર પાસે કુંચીઓની માગણી કરી. ભયભીત થયેલા જમાદારે તરતજ કુંચીઓ કૃષ્ણનંદનના હાથમાં મૂકી. કૃષ્ણનંદને પાંચે કોટડીયો ઉઘાડી નાખી. પાંચે કોટડીઓમાંથી પચીસેક કેદીયો બહાર નીકળ્યા. કૃષ્ણનંદને જાનમહમદના નામની બુમ મારી. જાનમહમદ તરતજ આગળ દોડી આવ્યો અને સરદારને ગળે વળગ્યો. આ પછી જે ભીષણહત્યા થઇ તે લખતાં

પણ અમને કંપારી છૂટે છે. નર રાક્ષસોના હૃદયમાં દયા તો હતીજ નહિ. પાપાત્માઓએ સિપાહીઓને કાપી નાખ્યા. લોહીની નીકો વહી. દુષ્ટો હસ્તા હસ્તા ત્યાંથી ચાલતા થયા. કૃષ્ણનંદને બે માણસ મોકલી ઘોડા મંગાવ્યા. માણસો ઘોડા લઇ આવ્યા. ડોશી જાનમહમદના છૂટવાના સમાચાર જાણી ઘણી ખુશી થઇ. તેણે જાનમહમદે લુંટેલા માલમાંથી અર્ધો હિસ્સો કૃષ્ણનંદનને સ્વાધીન કર્યો. આ ડોશી જાનમહમદની મા હતી. કૃષ્ણનંદે જેલમાંથી છૂટેલા કેદીઓને તેમની મરજી પૂછી. સઘળાઓએ તેની સાથે રહેવાની ઇચ્છા પ્રદર્શિત કરી. કૃષ્ણનંદે તેઓને કેટલીક સૂચનાઓ આપી કૃષ્ણપૂર તરફ જઇ રહેવાની આજ્ઞા કરી. કેદીઓ ચાલતા થયા. કૃષ્ણનંદન પણ તેના સાથીઓ અને જાનમહમદ સાથે ઘોડેસ્વાર થઇ તેજ પળે ત્યાંથી રવાના થયો અને બીજા દિવસની સાંજ પડતાં પહેલાં છત્રીસગઢમાં આવી એક મોટી ધર્મશાળામાં આવી મુકામ કર્યો. આ ધર્મશાળા મોટી હતી. તેમાં અનેક મુસાફરો આવીને ઉતરેલા હતા. કૃષ્ણનંદે ધર્મશાળાના કાર્યવાહકને મળી પોતાને માટે ચાર કોટડીયો ભાડે રાખી. દરેક કોટડીનું ભાડું રોજનો એક રૂપીયો હતું. કૃષ્ણનંદે પાંચ દિવસના ભાડાના રૂપીઆ અગાઉથી આપી દીધા અને પોતે મોટા જાગીરદાર છે એમ જણાવ્યું. કૃષ્ણનંદનની કોટડીની જોડે એક બીજી કોટડી આવેલી હતી. તેમાં પણ એક ગૃહસ્થ ઉતરેલો હતો.

વાંચકો! જો તમને એ ગૃહસ્થની યાદ હોય તો તમને ઓળખાવું. આ ગૃહસ્થ આપણા પરીચિત શ્રીમાન–વિદ્વાન પ્યારેલાલ પન્નાલાલ બ્રોકર એન્ડ ઓથર નામવાળા હતા. શેર જુગારમાં, ખાનપાનમાં રંગરાગમાં તેમનું ત્રીજોરીનું તળીયું દેખાવા આવ્યું હતું. શરાબી મિત્રોમાંના કેટલાક ઓછા થઇ ગયા હતા. તેમની સુધરેલી પત્ની પણ ઘરમાંથી હાથ મારી શેઠના જીગરજાન દોસ્ત સાથે પસાર થઇ ગઇ હતી. પ્યારેલાલ તરફ જનસમાજ પણ ધિક્કારમય નજરે જોતો. આથી પ્યારેલાલ પોતાની સાથે એક નોકરને લઇ હિંદુસ્તાનના પ્રવાસે

નીકળ્યો હતો. પ્રવાસમાં નીકળવાનો તેનો મુખ્ય ઉદ્દેશ કોઇ સારી ભણેલી ગણેલી ભામીનીને ખોળી પરણવાનો હતો. છત્રીસગઢ રાજ્યના દિવાન માણેકચંદની પુત્રી ભણેલી અને સુધરેલી છે એવું તે જાણતો હોવાથી એ મૂર્ખના શીરોમણીએ છત્રીસગઢમાં આવીને મુકામ નાખ્યો હતો. તેને આ ધર્મશાળામાં આવી રહે બે દિવસ થયા હતા. દિવાનને કેવી રીતે મળવું? તેની કન્યાનું શી રીતે માગુ કરવું વગેરેના વિચાર તેના મગજમાં રમી રહ્યા હતા.

સવાર થયું. પ્યારેલાલ અને કૃષ્ણનંદનની મુલાકાત થઇ. પ્યારેલાલે તેને જણાવ્યું કે હું મોટો શ્રીમાન છું, વિદ્વાન છું; આ ઉપરાંત પોતાની બડાશ હાંકવામાં કંઇ પણ બાકી રાખ્યું નહિ. ચાલાક કૃષ્ણનંદન તરતજ તેના દંભી હૃદયથી જાણીતો થયો. પ્યારેલાલ અને તે બે દિવસ થતાં તો જીગરજાન દોસ્તો થઇ પડયા. પ્યારેલાલે આ નવા દોસ્તની સાથે દોસ્તી કરવામાં લગભગ બસો ત્રણસોનું ખર્ચ કર્યું. કૃષ્ણનંદન પ્યારેલાલનો વિચાર જાણી ગયો. તેણે દિવાનની કન્યા મેળવી આપવાનું પ્યારેલાલને વચન આપ્યું. બદલામાં તેને રૂપીઆ દસ હજાર આપવાનું પ્યારેલાલે પ્રતિજ્ઞાપત્ર લખી આપ્યું. બન્ને ઉજળા શાહુકારો હવે કેવી રીતે કામ કરવું વગેરેના વિચાર કરતા ધર્મશાળામાં રહ્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

### સાહેબ સપડાયા !

છત્રીસગઢ રાજ્યની સરહદ પર વીલીયમ સાહેબે પડાવ નાખ્યો હતો. સાહેબની સાથે પચાસ ઘોડેસ્વાર સોલ્જરો હતા. વીલીયમ સાહેબ ઠગ-ધાડપાડુઓને પકડવાને નીકળ્યા હતા. તેમની સાથે તેમનાં પત્ની પણ હતાં. આજદિન સુધીમાં તેમણે

અનેક ઠગલોકો અને ધાડપાડુઓને પકડી કારાગૃહમાં પૂર્યા હતા. વિ-લીયમ સાહેબના પ્રયત્નોથી ગુજરાતના ઘણાખરા રસ્તાઓ તો નિર્ભય બન્યા હતા. આ પછી સાહેબ બહાદુરે પોતાના બહાદુર સોલ્જરો સાથે છત્રીસગઢ તરફ પ્રયાણ કર્યું હતું અને છત્રીસગઢ રાજ્યની સરહદ પર પડાવ નાખ્યો હતો. નાની રાવટીયો અને તંબુ ઉભા થવાથી દેખાવ એક છાવણી સમાન લાગતો હતો. સાહેબે જે સ્થળે પડાવ નાખ્યો હતો, તે સ્થળની આસપાસ વિકટ અરણ્ય આવી રહેલું હતું. ચારે તરફ આવેલા પ્હાડોનાં ઉંચા શીખરો ગગનની સાથે વાતો કરી રહ્યાં હતાં. વૃક્ષોની ઘનઘોર ઘટાઓ આનંદજનક લાગતી હતી. ભર ઉન્હાળામાં આ સ્થળે શિતળતા પથરાએલી રહેતી. વિ-લીયમ સાહેબને આ સ્થળે આવી રહ્યે આજે આઠ દિવસ થયા હતા. આવતી કાલે તેઓ મુકામ ઉપાડી છત્રીસગઢ તરફ જનાર હતા. છત્રીસગઢના રાજાને પોતાના આવવાના સમાચાર તેમણે અગાઉથી મોકલી આપ્યા હતા. આથી છત્રીસગઢમાં તેમના સત્કારને માટે તૈયા-રીઓ ચાલી રહી હતી. વિલીયમ સાહેબના આગમનના સમાચારથી કિશોરને આનંદ થયો હતો.

ઉન્હાળાના દિવસમાં સૂર્યાસ્ત પછીનો સમય અતી આનંદમય લાગે છે. આ સમયે ગરમી અને ઉકળાટ શાન્ત થઇ શિતળતા પ-થરાય છે. દેખાવ રમણીય અને નેત્રરંજક લાગે છે. આવા ખુશનુમા સમયે વિલીયમ સાહેબ અને તેમનાં પત્ની ઘોડેસ્વાર થઇને ફરવાને નીકળ્યા હતા. સૂર્યભગવાન પર્વતોની બીજી બાજુએ ઉંડાણમાં ઉતરી પડ્યા હતા. બપોરના તાપથી માળાઓમાં ભરાઇ ગયેલાં પક્ષીઓ પણ હવે આમતેમ ઉડી પોતાનો આનંદ પ્રદર્શીત કરી રહ્યાં હતાં. વૃક્ષો ખીલી રહ્યાં હતાં. પવન મંદ મંદ વ્હાતો હતો. ઘોડા મંદ ગતીએ ગમન કરી રહ્યા હતા. બન્ને જણાં વનલીલા અવલોકતાં ઉલ્હાસપુર્ણ હૃદયે આગળ ચાલ્યાં જતાં હતાં. આવી રીતે ચાલતાં તેઓ એક નાની નદી આગળ આવી અટક્યાં. આ સ્થળનો દેખાવ મનોરંજક

અને આકર્ષક હતો, એ પ્હાડોની વચમાં થઇને નદીનો પ્રવાહ સર્પાકારે વહેતો હતો.

સાહેબ અને મડમ ઘોડાપરથી નીચે ઉતરી સરીતા કિનારે પડેલા એક સમચોરસ પત્થર પર બેઠાં અને થોડીવાર સૂધી સરીતાના વહેતા જળ પ્રવાહને અવલોકી રહ્યાં.

શાન્તિમાં થોડો સમય વ્યતિત થવા દઇ સાહેબે મેમ સાહેબને કહ્યું; "અત્યારનો દેખાવ મને ઘણોજ પ્રિય લાગે છે."

"સત્ય છે. આ દેશની રમ્યતા અલૌકિક છે. આપણા દેશ કરતાં હિંદુસ્તાન શ્રેષ્ઠ છે. સાક્ષાત સ્વર્ગભૂમિ આજ છે. આવા દેશમાં સદાકાળ રહેવાનું હોય તો ઘણું સારૂં !" મેમસાહેબે કહ્યું.

"પ્રિયે ! આ હિંદુસ્તાન દેવભૂમિ છે. રત્નોની ખાણ છે. આખા જગતનું કલ્યાણ કરનાર પણ આજ દેશ છે. આ દેશથી આપણે ઉજળાં છીએ. આ દેશના પ્રતાપથીજ આપણે અને આપણા દેશજનો સુખી છીએ. દેવી ! તમારી ઇચ્છા સદાકાળ આ દેશમાં રહેવાની છે, એવીજ ઇચ્છા સમય જતાં આપણા દેશબંધુઓની પણ થશે, અને તેઓ અહીં નિવાસ કરી આ ભૂમિનેજ પોતાની માતૃભૂમિ માનશે." વિલીયમે જણાવ્યું.

"પણ તે પહેલાં આપણા કેટલાક દેશબંધુઓએ પોતાની કેટલીક ભૂલો સુધારવાની જરૂર છે." મેમસાહેબે કહ્યું.

"શું ?"

"ખોટો દંભ અને અભીમાન."

"તે ખરૂં. આપણા લોકોને જો આ દેશપર લાંબો વખત રાજ્ય કરવું હોય તો ખોટો દંભ અને અભીમાનનો સદાને માટે ત્યાગ કરવો જોઇએ. આ દેશના લોકો પરસ્પરનું ઐક્ય વીસારી માંહોમાંહે લઢી મરી દુ:ખી થાય છે. તેઓ આપણને તેમના ઉદ્ધારક સમજે છે. આપણે તેમને કહીએ છીએ કે અમે તમને સુખી કરવાને આવ્યા છીએ. આપણે ખરા દિલથી લોકોને સુખી કરવાં જોઇએ. અહિં આવનાર દરેક યુરોપીએ અભીમાનનો ત્યાગ કરી આ દેશના લોકોને બંધુ પ્રેમથી ચ્હાવા

જોઇએ. તેમના સહવાસમાંવધુને વધુ આવવું જોઇએ. એકાન્ત બંગલાઓનો નિવાસ ત્યાગી વસ્તીમાં રહેવું જોઇએ. આવું કરવાથી અને વર્તવાથી પરસ્પર પ્રેમ વધશે અને આ દેવભૂમિ પ્રથમના જેવી થશે."

"પરંતુ એમ થવાને હજી ઘણા સમયની રાહ જોવી પડશે. આપણા બંધુઓ કે જેઓ સ્વાર્થને માટે કાર્ય કરી રહ્યા છે, તેઓએ સ્વાર્થ ત્યાગી નિસ્વાર્થવૃત્તિ ધારણ કરવી પડશે."

"હિંદુસ્તાનના વતનીઓને સગા ભાઇની માફક ચાહી તેમને ઉન્નતિના શિખર પર ચઢાવવાના પ્રયત્નો થશે તો આપણું રાજ્ય આખી પૃથ્વીપર સ્થપાશે. પ્રભુ ! આપણા દેશબંધુઓના હૃદયમાં શુભ ભાવના ઉત્પન્ન કરો અને તેમનાજ હાથે આ ભારત ભૂમિમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થપાવી પૂર્વનું ભારત બનાવો ! મેમસાહેબે ઉદ્ગાર કાઢ્યા.

"આપણા દેશબંધુઓ જો કે હાલ વ્યાપાર્થે અહિં આવેલા છે પણ તેમને કુસંપ-ક્લેશથી પીડાતી પ્રજાનો ઉદ્ધાર કરવા શસ્ત્રો ધારણ કરવાં પડયાં છે. આપણે જે પક્ષમાં જઇએ છીએ તે પક્ષને વિજયશ્રી વરે છે; અને જનસનાજ આપણી તરફ અપૂર્વ માન-સન્માનથી જુવે છે. લઢાઇ, બળવા અને ખુનરેજીથી કંટાળેલી પ્રજા આપણને દેવરૂપ માને છે અને આપણું રાજ્ય આખા હિંદુસ્થાનમાં સ્થાપન થાય એમ ઇચ્છે છે. આપણા દેશબંધુઓ જો કે સ્વાર્થના ઉદ્દેશથીજ અહિં આવેલા છે; પરંતુ તેઓ અત્યારે જે શુભ ભાવ-નાથી કાર્ય કરી રહ્યા છે; તેવીજ ભાવના જો સદાકાળ ટકાવી રાખ-વામાં આવશે તો આપણા રાજ્યનો અને સુખના સૂર્યનો કદાપિ અસ્ત થનાર નથી." વીલીયમે વધુ જણાવ્યું.

"કાનપુર તરફ કંઇક ગરબડ સંભળાય છે." મડમે કહ્યું.

"આપણી ચઢતી જોઇ બળનારા આપણા દેશનાજ કેટલાક શ-ત્રુઓ આપણી વિરૂદ્ધ ખટપટ કરી રહ્યા છે. તેઓ આપણાથી પરા-જય પામેલાઓને પક્ષમાં લઇ બળ એકત્ર કરી આપણને હિંદુસ્થા-નમાંથી કાઢી મૂકવા ઇચ્છે છે. પરંતુ તેઓને કયાં ખબર છે કે જયાં

સત્ય અને ન્યાય છે ત્યાંજ સદા વિજય છે. અત્રેના લોકો અને રાજા તથા બાદશાહો આપણી પર કેટલો અનહદ પ્રેમ રાખે છે. કાનપુર અને દિલ્લી તરફથી જે અફવાઓ આવે છે; તેથી આપણે ચિંતા કરવા જેવું નથી. તોફાનને દાબી દેવા આપણે સમર્થ છીએ. આપણી પાસે પૂરતાં સાધનો પણ છે." વિલીયમ સાહેબે જણાવ્યું.

આવી રીતની વાતોમાં સાયંકાળની પૂર્ણાહુતી થવા આવી. શુકલ પક્ષ હોવાથી આકાશમાં શશી દેવે દર્શન દીધું.

"આપણે હવે છાવણી તરફ જઇશું ?" મડમે પૂછ્યું.

"જવાય છે; શું ઉતાવળ છે ? આપણે છાવણીથી બહુ દૂર નથી." વીલીયમે કહ્યું,

"આપણે કેટલે દૂર આવ્યાં હોઇશું ?"

"લગભગ ત્રણ માઇલ."

"હું આશ્ચર્ય પામું છું કે આપણે ત્રણ માઇલ દૂર આવ્યાં છીએ છતાં તમે કહો છો કે આપણે બહુ દૂર આવ્યાં નથી? રાત્રિ પડી ચૂકી છે. આપણે જલ્દીથી છાવણીમાં પહોંચી જવું જોઇએ."

"આટલી બધી ઉતાવળનું શું કારણ છે ?" વીલીયમે પૂછ્યું.

"રાત્રિ અને ઘોર જંગલ."

"તેથી શું થયું ? રાત્રિ પડી પણ ચંદ્ર આકાશમાં છે. અહિં શું ભય છે ?"

"આ આખો પ્રાંત ચોર અને ઠગ લોકોથી ભરપુર છે એવું તમે મને ગઇ કાલેજ કહ્યું હતું. એવા દુષ્ટ લોકો જંગલમાં રહે છે અને રાત્રિ પડતાં તેમનું અધમ કાર્ય કરવા બહાર નીકળે છે. તમે ઠગ લુંટારાઓમાંના ઘણાઓને કેદમાં મોકલ્યા છે, ઘણાઓને મારી નાખ્યા છે; પણ તેમનો પૂર્ણ નાશ નથી થયો. આથી તે લોકો તમને જીવતા જોવાને ખુશી હોયજ નહિ. તેઓની ટોળીયોમાંની એકાદ ટોળી કદાચ જો આ જંગલમાં હોય તો આપણી શી દશા થાય? આપણે છાવણીમાં જીવતાં જઇ શકીએજ નહિ. માટે આપણે હવે જલ્દીથી

છાવણીમાં પહોંચી જવું જોઇએ. વળી આપણે જે વખતે અહિં આવ્યાં હતાં; તે વખતે જેવી રમણીયતા જણાતી હતી તેવી હવે જણાતી નથી. પણ તેને બદલે મને કંઇક ભયનો ભાસ ઉત્પન્ન થઇ રહ્યો છે. લુંટારાઓ આ જંગલમાં હોય એમ મનમાં શંકા થયા કરે છે."

"પ્રિયે! ગભરાય છે શાને? મારી પાસે પિસ્તોલ ભરેલી છે. તલ્વાર પણ સાથે છે. પછી ભય શું? આપણે બહાદુર છીએ; અનેક નદીયો–પ્હાડો અને સમુદ્રો ઓળંગી આ અજાણ્યા દેશમાં આવી રાજ્ય સ્થાપિ રહ્યા છીએ, તેને ડરવાની કંઇ જરૂર નથી. ગમે એટલા લુંટારા હશે; પણ તેઓને નસાડવામાં યા મારવામાં પિસ્તોલ ઘણીજ ઉપયોગી થઇ પડશે. આપણી તોપ અને બંદુકને તો તેઓ દેવતાઇ હથીઆર તરીકે માને છે. બંદુક–તોપથીજ આપણે સર્વને સ્વાધિન કરીએ છીએ અને કરીશું."

"આપનું કહેવું યથાર્થ છે; પણ મારો આત્મા કહે છે કે આપણે અહિંથી જઇએ તો સારૂં."

"હું તારી ઇચ્છા પ્રમાણે વર્તવાને બંધાયેલો છું. ચાલો ઘોડા પર બેસી જાવ."

વીલીયમે ઉભા થઇ મેમ સાહેબનો હાથ પકડ્યો. બન્ને ઘોડાઓ નજીકમાં ચરતા હતા. વીલીયમે હાથનો ટેકો આપી મડમને ઘોડા પર સ્વાર થવામાં મદદ કરી. પછી વીલીયમ ઘોડેસ્વાર થયો. બન્નેએ છાવણી તરફ ઘોડા દોડાવી મૂકયા. રાત્રિ પડી ચૂકી હતી. આકાશમાં ચંદ્રદેવ પ્રકાશી રહ્યા હતા. પૃથ્વી રૂપેરી થઇ રહી હતી.

વીલીયમ અને મેમ સાહેબ નિર્ભયતાથી છાવણી તરફ જતાં હતાં. નદીએથી તેઓ દોઢેક માઇલ આવ્યાં હતાં. ઘોડાઓ ઝડપથી ચાલ્યા જતા હતા. એવામાં વીલીયમ સાહેબની નજરે પોતાની સામે થોડેક દૂર એક ઘોડેસ્વાર માણસ ઉભેલો જણાયો. તે માણસે તેના હાથમાં પકડેલો લાંબો ભાલો ચંદ્રના પ્રકાશમાં ચળકી રહ્યો હતો. સાહેબે એ દૃશ્ય મડમને બતાવ્યું. મડમ ભયભીત થતાં બોલી,

" નક્કી એ લુંટારામાંનોજ હશે. "

" ગમે તે હોય; ગભરાવાની જરૂર નથી. આપણે આ પળેજ તેની ખાત્રી કરીએ છીએ." કહી સાહેબે ઘોડાની ગતી ધીમી કરી. મડમ સાહેબનો ઘોડો પણ ધીમો થયો. બન્ને તે ભાલાવાળા માણસની નજીક આવ્યાં. તરતજ ભાલાવાળાએ ભાલો ઉંચો કરી ક્રૂર અવાજે કહ્યું, " ઉભાં રહો."

સાહેબે અને મડમે ઘોડાને અટકાવ્યા. વીલીયમે પિસ્તોલ સંભાળી પુછ્યું, " તું કોણ છે ? "

" રાજા."

" ક્યાંના ? "

" આ ધરતીના."

" અમને શા માટે અટકાવે છે ? "

" તમારો માલ લૂંટવા."

" કારણ ? "

" કારણ ટુંકમાં સમજાશે. તમે અમારા દુષ્મનો છો તેથી અમે તમને લૂંટવાનો નિશ્ચય કર્યો છે. એમ એક લુંટારાએ જણાવી દીધું. તેનું બોલવું સાંભળી વીલીયમને હસવું આવ્યું, અને પૂછ્યું " તું એકલો છે કે કોઇ બીજા તારી સાથે છે ? "

" તારે શું કામ છે ? " લુંટારાએ પૂછ્યું.

" તું એકલો અમને શું કરી શકીશ ? "

તે વીરૂપ લુંટારાએ અટ્ટહાસ્ય કરી કહ્યું; " હું એકલો તો તારા જેવા ચારને ખાઇ જાઉં. મારા સરદારનો જો હુકમ હોત તો ક્યારનોએ તને આ ભાલાથી પરોવી નાખ્યો હોત. "

" તેં આ વસ્તુનો કદી અનુભવ કર્યો છે કે ? " વીલીયમે પિસ્તોલ બતાવી પૂછ્યું.

" હવે જોઇ તારીએ પટાકડી ? તારી પટાકડી તારા હાથમાંજ રહેશે. " આમ કહી તેણે તેનો ઘોડો બાજુ પર લઇ પુનઃ કહ્યું, લે ચાલ હવે આગળ થઇ જા. "

"અરે તે પહેલાં તુંજ અહિંથી વિદાય થઇ જા." કહી વીલીયમે પિસ્તોલ ચાંપી. ધડાકો થયો. પ્હાડી પ્રદેશ ધ્રુજી ઉઠયો. ગોળી બ્હાર ખાલી ન ગયો. નિશાનબાજ વીલીયમની ગોળીએ લુંટારાને ઉથલાવી નીચે નાખ્યો. નીચે પડેલા લુંટારાએ કારમી ચીસ નાખી. વીલીયમે અને મડમ સાહેબે ઘોડાને દોડાવી મૂકયા. પણ થોડેક દૂર જતાંજ તેમને માલૂમ પડયું કે પાછળ અનેક ઘોડેસ્વારો દોડયા આવે છે. વીલીયમે જાણી લીધું કે એ લુંટારાઓજ છે. વીલીયમ અને મડમ સાહેબના ઘોડાઓ જો કે મજબુત અને ચપળ હતા; પણ લુંટારાઓના ઘોડાઓની બરાબરી કરી શકયા નહિ. લુંટારાઓ નજીક આવતા ગયા. વીલીયમ ગભરાયો. મડમ સાહેબનો પણ જીવ ઉડી ગયો. વીલીયમે ભયગ્રસ્ત થએલી મડમને હિંમત રાખવાનું સૂચવ્યું.

લુંટારાઓ છેક નજીક આવ્યા. તેઓની સંખ્યા વધારે હતી. લુટારાઓના સરદારે વીલીયમના ઘોડાની નજીક આવતાં કહ્યું:—"જો જીવવું હોય તો ઘોડાની લગામ ખેંચી પકડ."

વીલીયમે તેના કહેવાનો સ્વીકાર કર્યો. સાહેબે અને મડમે ઘોડાની લગામ ખેંચી પકડી. ઘોડાઓ ઉભા રહ્યા. વીલીયમે લુંટારાના સરદારના મુખ સામે જોયું અને તેને ઓળખતાંજ મોટેથી પૂછયું, "કોણ કૃષ્ણનંદન?"

"હા, એજ. તમને સલામ કરવા આવ્યો છું. તમે જેને પકડવાને મહેનત ઉઠાવી રહ્યા છો તેજ માણસ તમારી આગળ આપો આપ હાજર થયો છે." કૃષ્ણનંદને જણાવ્યું.

વીલીયમ સાહેબે ગુસ્સાથી નજર ફેરવી લીધી. તેમણે આસપાસ જોયું તો જણાયું કે તે અને મડમ સાહેબ લુંટારાઓથી ઘેરાઇને ઉભાં છે. લુંટારાઓ ભયંકર જણાતા હતા.

વીલીયમે થોડીકવાર વિચાર કરી કહ્યું;—"કૃષ્ણનંદન! બોલ તારો શું વિચાર છે?"

"મારો શું વિચાર છે એ તું સમજી ચૂકયો છે; છતાં જો કહે-

વરાવવા ઇચ્છતો હોય તો સાંભળ, મારો વિચાર તારા લોહીથી તર્પણ કરી મારા ભાઇઓનું વૈર વાળવાનો છે."

"શું મારૂં ખૂન?"

"હા, ખૂનના બદલે ખૂન." કૃષ્ણનંદને મુછ પર હાથ નાખી કહ્યું.

"ભવિષ્યમાં તું પસ્તાઇશ."

"ભવિષ્યનો વિચાર હું કરતોજ નથી."

"બસ એજ નિશ્ચય?" વીલીયમે ક્રોધથી પુછ્યું.

"હા."

"તારી સામે એક બહાદુર ઉભો છે તેનો ખ્યાલ કરજે."

"તારા જેવા સેંકડો બહાદુરના માથાં અમે રઝળતાં કર્યા છે."

"એમ તો લે આ પકડ બહાદુરને?" કહી વીલીયમે ઘોડાની લગામ ખેંચી ઘોડાને એડી મારી અને તે સાથેજ પિસ્તોલ દાબી ઉપરા સાપરી બ્હાર કરવા માંડયા.

વીલીયમનો ઘોડો આગળ ધસ્યો. મડમના ઘોડાએ અનુકરણ કર્યું. પીસ્તોલના ઉપરા સાપરી બ્હારથી આગળ ઉભેલા માણસોમાંથી ચારેક પડયા. કૃષ્ણનંદન અને બીજા માણસો બાજુપર ખસી જવાથી બચ્યા. સ્હેજ રસ્તો થતાં બન્ને ઘોડા તીર વેગે દોડયા. કૃષ્ણનંદને અને તેના માણસોએ પણ વીજળી વેગે ઘોડા દોડાવી મૂકયા. લુંટારાઓ મુખથી બોલતા હતા કે, એ ગોરો અને તેની મડમ જીવતાં જવાનાં નથી. તેમના આવા શબ્દોથી મડમ ગભરાવા લાગી. વીલીયમે તેને ધૈર્ય નહિ ખોવાનું કહ્યું. બન્નેના સદ્ભાગ્યે આ વખતે લુંટારાઓની પાસે બંદુકો ન્હોતી. વીલીયમની પાસે બે પિસ્તોલો હતી. દોડતે ઘોડે તે પાછળ ગોળી બ્હાર કરતો હતો. એક પિસ્તોલ ખાલી થતાં મડમ તેને બીજી પીસ્તોલ કારતસો ભરી તૈયાર કરી આપતી હતી. રાત્રિના સમયે વિકટ વગડામાં દોડધામ અને ગોળી બ્હાર થઇ રહ્યા હતા. વીલીયમની પિસ્તોલે પાછળ પડેલા કેટલાએ લુંટારાઓને જખમી

કરી જમીનપર સૂવાર્યાં. પણ અફસોસ ! આખરે કારતુસ ખુટયાં. વીલીયમ ગભરાયો. લુંટારાઓ નજીક આવતા ગયા. એવામાંજ મડમ સાહેબના ઘોડાએ એકાએક ઠોકર ખાધી. ઘોડો પછડાયો. મડમ ચાલાકીથી ઉભી થઇ ગઇ. વીલીયમ પણ તરતજ ઘોડેથી નીચે ઉતરી મેમસાહેબની સારવાર કરવા લાગ્યો. બિચારા વિલીયમની સ્થિતિ આ વખતે દયાજનક થઇ પડી હતી. કૃષ્ણનંદન જેવા ક્રૂર અને જાણીતા બદમાસની સામે ટુંકમાંજ થવું પડશે એવો વિલીયમને કદી પણ ખ્યાલ ન્હોતો. આ સાથે કૃષ્ણનંદનનું એકાએક આગમન પણ આશ્ચર્યજનક હતું. કારણ કે એતો છત્રીસગઢની ધર્મશાળામાં ઉતરેલો હતો. છત્રીસગઢ અહિંથી લગભગ પંદર–વીસ માઇલ દૂર આવેલું હતું.

વાંચકો ! તમને વધુવાર શંકામાં રાખવા ઉચિત નથી. આજ સવારમાંજ કૃષ્ણનંદનને તેના છૂપા જાસુસો દ્વારા ખબર મળી હતી કે વીલીયમ સાહેબ અમુક સ્થળે છાવણી નાખી રહે છે વીલીયમ કૃષ્ણનંદનનો કટ્ટો દુષ્મન હતો. આવો દુષ્મન નજીકમાં છે; તો તેને ગમે એ પ્રકારે પૂરો કરવો જોઇએ; આ વિચારથી કૃષ્ણનંદને પોતાનાં બીજા માણસો સાથે આ તરફ આવવાને પ્રયાણ કર્યું હતું. જતી વખતે તેણે પોતાના મિત્ર પ્યારેલાલને જણાવ્યું હતું કે એક મિત્રના માંદગીના સમાચાર મળવાથી મારે એકાએક બહાર ગામ જવું પડે છે; પરંતુ હું બે દિવસમાં પાછો આવી તમને મળીશ. તમે અહિંજ રહેજો.

જે સ્થળે વીલીયમ સાહેબે છાવણી નાખી હતી, તેનાથી થોડેક દૂર આવેલી ઝાડીમાં કૃષ્ણનંદને અને તેના માણસોએ સાંજના આવી પડાવ નાખ્યો. તેણે ચાર માણસોને ખબર મેળવવા રવાના કર્યાં, સાહેબની છાવણીપર કેવી રીતે છાપો મારી વિલીયમને પકડવો ? પછી શું કરવું ? તેને મારી નાખવો કે જીવતો રાખવો ? વગેરેના વિચાર કૃષ્ણનંદનના મનમાં થઇ રહ્યા હતા. એવામાંજ બાતમીદારોએ સરદારની પાસે હાજર થઇ સાહેબ અને મડમના ફરવા નીકળવાના

સમાચાર જણાવ્યા.

આ સમાચારથી કૃષ્ણનંદન ઘણો ખુશી થયો. તરતજ પોતાની સાથેના માણસો સાથે ઘોડેસ્વાર થયો અને વીલીયમના પાછા ફરવાના માર્ગની નજીક આવેલી ઝાડીમાં માણસો સાથે છૂપાઇ રહ્યો. તેણે એક માણસને દૂર ઉભો રાખ્યો હતો કે જેણે વિલીયમને અટકાવ્યો હતો. તે માણસને પિસ્તોલને સ્વાધિન કરી વીલીયમ અને મડમ સાહેબ આગળ વધ્યાં અને ઉપર જણાવ્યા પ્રમાણે સંકટમાં સપડાયાં.

કૃષ્ણનંદન અને તેના મદદગારોએ નજીક આવી સાહેબ મડમને ઘેરી લીધાં. સાહેબે તલ્વાર ખેંચી. ઝપાઝપી થવા લાગી. તલ્વારો ચંદ્રના પ્રકાશમાં ચળકવા લાગી. વીલીયમ સાહેબે આ વખતે ઉગ્ર-સ્વરૂપ ધારણ કર્યું હતું. તેમણે જોતજોતામાં ચારેક માણસોને કાપી નાખ્યા. પણ આખરે થાકયા. લુંટારાઓનું જોર વિશેષ હતું. અસીમ પરાક્રમ દર્શાવતા સાહેબને એક કદરૂપા લુંટારાએ વાઘની માફક છલંગ મારી પાછળથી પકડી લીધો. તરતજ બીજા લુંટારા પણ ફરી વળ્યા. વીલીયમના હાથમાંથી તલ્વાર ખુંચાવી લેવામાં આવી. કૃષ્ણનંદને તેને દોરડાથી બાંધવાની આજ્ઞા કરી. એક મજબુત દોરડાથી વીલી-યમને સખ્ત જકડવામાં આવ્યો; અને ઘોડાપર બેસાડી તેને ઘોડાની સાથે જકડીને બાંધ્યો. આ પછી કૃષ્ણનંદને બે માણસોને પોતાની સાથે ચાલવાને કહ્યું; અને બાકીના માણસોના કબજામાં મીસીસ વીલીયમને રાખી તે માણસોને કહ્યું કે, તમે સાહેબની છાવણીનાં માણસોને કાપી નાખજો અને આ મડમને ઝાડ સાથે બાંધી ચાલ્યા જજો.

આટલી સૂચના આપી કૃષ્ણનંદન સાહેબને કેદ કરી તેનાં માણસો સાથે કૃષ્ણપુર તરફ જવા ચાલતો થયો. બિચારી મડમ પોતાના પ્રિય સ્વામીને રડતી આંખ્યોએ જતો જોઇ રહી. લુંટારાઓએ તેને પોતાની સાથે ચાલવાને જણાવ્યું. રોતી—કકળતી મીસીસ વિલીયમ પાપાત્માઓની સાથે તેઓ લઇ જાય ત્યાં જવા લાગી. લુંટારાઓ

છાવણીથી થોડેક દૂર આવી અટકયા અને બે માણસોના કબજામાં મડમને રાખી બાકીના છાવણી તરફ દોડયા. વીલીયમ સાહેબના સિપાહીઓ સાહેબ નહિ આવવાથી ચિંતામાં પડયા હતા. મધ્યરાત્રિ થવા આવી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. આ વખતેજ નિસાચરોએ છાવણીપર છાપો માર્યો. સોલ્જરોએ શસ્ત્રો સંભાળ્યાં. ભરેલી બંદુકો તૈયાર હતી, બંદુકો ફુટવા લાગી. લુંટારાઓની સંખ્યા વિશેષ હોવાથી સોલ્જરો ઘોડેસ્વાર થઇ બંદુકો ફોડતા નાસવા લાગ્યા. લુંટારાઓ પાસે બંદુકો ન્હોતી. તેમણે સોલ્જરોની પાછળ જવાનું બંધ રાખ્યું. વીલીયમ સાહેબના સોલ્જરો દસેક લુંટારાઓને બંદુકોના ભોગ બનાવી પસાર થઇ ગયા. સઘળા સિપાહીઓ સહિસલામત રહ્યા. લુંટારાઓએ છાવણી લુંટી, પણ તંબુ અને થોડીક ખુરશીયો સિવાય બીજો કીંમતી માલ કંઇ પણ મળ્યો નહિ. આથી ગુસ્સે થઇ તેઓએ રાવઠીઓ અને તંબુ આગમાં હોમ્યાં. સવાર થતાં સુધી લુંટારાઓ આ સ્થળે રહ્યા; અને પછી મીસીસ વીલીયમને એક ઝાડના થડે જકડીને બાંધી સઘળા ત્યાંથી જતા રહ્યા.

મડમના દુઃખનો પાર ન્હોતો. તેને ઝાડ સાથે જકડીને બાંધી હતી. તેનાથી લગીર પણ હલાય–ખસાય એવું ન્હોતું. રડી રડીને તેની આંખયો સુજી ગઇ હતી. ગરીબ બિચારી મડમ થોડાક માસ પરજ વિલાયતથી આવેલી હતી. હિંદુસ્તાનના જંગલી લુંટારાઓના પંજામાં સપડાવું પડશે એવો તેને ક્યાંથી વિચાર ઉદ્ભવે? સુકોમળ સુંદરી ઝાડ સાથે બંધાઇ અશ્રુ વહાવા લાગી. સૂર્યભગવાન ધીમે ધીમે ઉષ્ણતા ધારણ કરી રહ્યા હતા. કોઇ મદદે આવી ચઢે એવા વિચારથી મડમ બૂમો પાડવા લાગી. પણ પ્હાડી પ્રદેશમાં કોણ હોય કે જેથી તેની ઝીણી બૂમો સાંભળી તેની મદદે આવી ચડે?"

ખરા મધ્યાન્હ થયા. તડકાથી મડમનું મુખ લાલચોળ થઇ ગયું. નિરંતર શીતળતામાં રહેનારી રમણી આજે હિંદુસ્તાનની અસહ્ય ગરમી સહન કરી રડવા લાગી. સખ્ત તાપના કારણથી તે ધીમે ધીમે

શુદ્ધ વિહીન થવા લાગી. આ અરસામાં એક ગૌરવર્ણનો નવજુવાન ઘોડેસ્વાર એકાએક આ સ્થળે આવી ચઢ્યો. તેની દૃષ્ટિ વૃક્ષ સાથે બંધાએલી મડમપર પડી. યુવાનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તરતજ તે ઘોડાપરથી નીચે ઉતર્યો અને ઝાડ નજીક જઇ મડમને બંધન મુક્ત કરી. મીસીસ વીલીયમ હજી પૂર્ણ બેશુદ્ધ થઇ ન્હોતી. તેણે પોતાના ઉપકાર દાતાની તરફ દયામય દ્રષ્ટે જોયું. યુવાને તેને શીતળ વૃક્ષ નીચે સૂવારી સારવાર કરી. પોતાની પાસે પાણી હોવાથી તેણે પાણી પાઇ તેને સ્વસ્થ કરી. પૂર્ણ સાવધ થઇ મડમે તે યુવાનને તમામ વાત જણાવી.

વીલીયમસાહેબ પકડાયો જાણી તે યુવાન સ્તબ્ધ બન્યો. કૃષ્ણનંદન તરફ તેને ક્રોધ પ્રકટ્યો હોય એમ તેના મુખપરથી જણાયું. વીલીયમસાહેબ જેવા સુપ્રસિદ્ધ—બહાદુર નરની પત્નીને પોતાથી મદદ અપાઇ જાણી તેણે પ્રભુનો ઉપકાર માન્યો. યુવાને મડમને આશ્વાસન આપી જણાવ્યું કે તમે કંઇપણ ફિકર કરશો નહિ. હું સાહેબને થોડા દિવસમાં આપની પાસે લઇ આવીશ."

મડમ હિંદીભાષા જાણતી હતી. હિંદુસ્તાનમાં આવ્યા પછી તે દરેકની સાથે હિંદીમાંજ વાત કરતી. હિંદી ભાષા તેને ઘણીજ પ્રિય લાગતી હતી. તેણે યુવાનનો ઉપકાર માન્યો. યુવાને મડમસાહેબને પોતાની સાથે ચાલવાનું કહી જણાવ્યું કે જ્યાંસુધી સાહેબ છૂટીને આવે નહિ ત્યાં સુધી તમે મારી સાથેજ રહેજો; અને મને તમારો ભાઇ સમાન સમજો. મડમે યુવાનનું કહેવું કબુલ કર્યું. તેના મનમાં યુવાન પ્રત્યે માન ઉત્પન્ન થયું. બન્નેએ ત્યાંથી પ્રયાણ કર્યું. યુવાન અને મીસીસ વીલીયમ ઝાડીમાં અદૃશ્ય થઇ ગયાં.



# પ્રકરણ ૭ મું.

## કૃષ્ણનંદનનાં કારસ્થાન.

કૃષ્ણનંદન અને તેના સેવકો વીલીયમ સાહેબને બંધિવાન બનાવી બીજે દિવસે મધ્યરાત્રિના સુમારે કૃષ્ણપુરમાં આવ્યા. ગામમાં કોઇ જાગતું નહોતું. કૃષ્ણનંદનના મકાનમાં કપટકળા અને તેની પાસે રહેલો પેલો ભલો નામક છોકરો હજી જાગૃતાવસ્થામાં બેસી રહેલ હતાં. ભલાએ એક વાર્તા કહેવાની શરૂઆત કરી હતી. કપટકળા આનંદથી વાર્તા શ્રવણ કરી રહી હતી. રામલાલ નજીકમાં પડેલી એક લાકડાની લાંબી પાટ પર નિદ્રાધિન થએલો હતો. કૃષ્ણનંદન અને તેનું મંડળ ત્યાં આવીને ઉભું. પિતાને એકાએક આવેલો જોઇ કપટકળા આશ્ચર્ય પામી, ભલો પણ આ નિશાચરોના ટોળાને અર્ધ્યરાત્રિએ આવેલું જોઇ આશ્ચર્યતા દર્શાવી રહ્યો. અંધારી રાત્રિ હતી; પણ મકાન આગળ દીપક પ્રકાશી રહ્યો હતો. ભલાએ ચપળતાથી સર્વના મુખનું નિરીક્ષણ કરી લીધું. કૃષ્ણનંદન અને તેની નજર એક થઇ. કૃષ્ણનંદન ભલાને જોઇ કંઇક ચમકયો હોય એમ જણાયું. તેણે સઘળા સાથે મકાનમાં પ્રવેશ કર્યો અને મકાનની અંદર આવેલા એક મોટા ઓરડામાં આવી જમીનપર પાથરેલી ગાદીપર બેઠો. રામલાલ પણ કયારનોએ જાગૃત થયો હતો. તે અને બીજા માણસો કૃષ્ણનંદનની સામે બેઠા. કપટકળા તેના બાપની બાજુમાં બેઠી. ભલો ગાદીની પાછળ ઉભો રહી જોવા લાગ્યો. વીલીયમ બાજુ પર ઉભો રહ્યો હતો. તેના હાથ બાંધેલા હતા. પિશાચોથી ઘેરાયેલો અને દોરડાથી બંધાએલો હતો છતાં એ યુરોપી વીરના મુખપર શોક દીલગીરીનું એક પણ ચિન્હ જણાતું નહોતું.

બકરાના ટોળામાં જેમ વનરાજ ઉભો હોય તેવી નિડરતાથી

વીર વીલીયમ બદમાસોની વચ્ચમાં ઉભેલો હતો. કૃષ્ણનંદને થોડીકવાર શાન્તિથી બેઠા પછી વીલીયમને કહ્યું, "વીલીયમ! તું અમારો કટ્ટામાં કટ્ટો દુષ્મન છે. તને પકડવાથી અમારો રસ્તો સાફ થયો છે. તને પકડવા યા મારવા અમે ઘણા યત્નો કરતા હતા. અમારી મહેનતની આજે સફળતા થઇ છે. તેં અમને ઘણુંજ હેરાન કર્યા છે, તેં અમારી ટોળીનાં ઘણાં માણસોને મારી નાખ્યા છે અને ઘણાને કેદમાં પૂરાવ્યા છે. વળી કેટલાકને ફાંસીએ ચઢાવ્યા છે; તો કેટલાકને કાળે પાણીએ મોકલ્યા છે. આ સઘળાનો બદલો તને બરાબર મળવો જોઇએ. પણ તું જેને ભયંકર માણસ માને છે તે એટલો ભયંકર નથી. હું બહાદુર છું. બહાદુરની પિછાન બહાદુરનેજ હોય છે. તેથી હું તને મારી નાખવાના મારા પ્રથમ વિચારને દૂર કરી તને જીવતો રાખવા ઇચ્છું છું. પણ તે એક સરતે. બોલ તને મારી સરત કબુલ છે?" કૃષ્ણનંદને ક્રૂર નેત્રે વીલીયમ સામે જોઇ પૂછ્યું. વીલીયમે નિડરતાથી કહ્યું, "તારી સરત શું છે?"

"તારી જીંદગીના બદલામાં અમારે એક લાખ રૂપીઆ જોઇએ છે?" કૃષ્ણનંદને જણાવ્યું.

"એ સરત મારે ના કબુલ છે." વીલીયમે સ્પષ્ટ જણાવી દીધું.

"ત્યારે તો તારે મરવુંજ પડશે?"

"મરણથી ડરનારા મુર્ખાઓજ હોય છે, જો અમે મ્હોતથી ભય પામ્યા હોત તો અનેક સમુદ્રો ઓળંગી અહિં આવી રાજ્ય-સત્તા જમાવી શકતજ નહિ."

"તમે જમાવેલી રાજ્યસત્તાનું પ્રકરણ અમારા સમજવામાં પૂરેપૂરૂં આવ્યું છે પણ તેનો નિરર્થક વાદ તારી સાથે કરવા માંગતો નથી."

"હું માનતો નથી. જ્યાંસુધી અમે પારકાની સેવા કરીએ છીએ; નિર્દોષ જનોને બચાવીએ છીએ; અર્થાત ન્યાય આપીએ છીએ અને આ દેશને ઉન્નતિના શિખરે લઇ જવાને પ્રયત્નો કરીએ છીએ ત્યાં

સુંધી અમારી રાજ્યસત્તા કાયમજ રહેશે. અમે આ દેશમાં સત્ય અને ન્યાયથીજ રાજ્ય અમલ ચલાવશું, અને તમારા જેવા નરાધમોને પૃથ્વીના પડપરથી ખોળી ખોળીને ઠાર કરશું."

વીલીયમના શબ્દોથી કૃષ્ણનંદન ખડખડાટ હશી પડી બોલ્યો, "અરે વાહરે ધર્મના ઢોંગીઓ ! પરોપકારનાં પૂંછડાંઓ ! તમે કેવા ન્યાયી છો તે અમારાથી અજાણ્યું નથી. એક રાજાનો રોગ મટાડી અને બીજાને લઢાઇમાં મદદ આપી તમે જમીન મેળવી તમે તમારો સ્વાર્થ સાધ્યો. તે સઘળું મ્હારી અજાણ બ્હાર નથી. તમે કેવા પરોપકારી અને ન્યાયી છો; તેની પણ મને બરાબર માહિતી છે. હું તે સઘળું તને અત્યારે જણાવી મારા કિંમતી વખતને નિરર્થક ગુમાવવા ઇચ્છતો નથી.

કૃષ્ણનંદનના શબ્દોથી વીલીયમ હસ્યો; અને બોલ્યો; "તારા જેવા બદમાસોજ એવું કહી શકે છે. અમારામાં સત્ય છે; તો આખી પ્રજા અમારી મદદે છે. અમે તારા જેવા ભયંકર માણસોના પંજામાંથી ગરીબ પ્રજાનું રક્ષણ કરીશું. પ્રભુ અમારી મદદે છે. અમે કોઇનાથી ડરતા નથી. કૃષ્ણનંદન! તું કેવો બહાદુર છે; તે પણ હું જાણુંછું. હું તારી સાથે વધારે વાત કરવાને ઇચ્છતો નથી. તારે જે કહેવું હોય, જે કરવું હોય તે જલ્દીથી પૂરૂં કર." વીલીયમે ગુસ્સાની નજરથી પાપીના સામે જોયું. વીલીયમનો દષ્ટિપાત પાપાત્મા સહન કરી શકયો નહિ. તેણે કહ્યું, "હું તને વિચાર કરવાને પંદર દિવસની મુદત આપું છું. તેટલા દિવસ સુધી તારે અહિં કેદમાં પૂરાઇ રહેવું પડશે. પંદર દિવસમાં જો તું એક લાખ રૂપીઆ મંગાવી આપીશ તો જીવતો રહીશ અને નહિ તો તે પછી તું આ જગતને છોડી સદાને માટે ચાલ્યો જઇશ." આટલું કહી કૃષ્ણનંદને રામલાલ તરફ જોઇ કહ્યું;—"આને અહિંથી લઇ જાવ અને પેલા કેદીઓના ભેગો રાખો."

રામલાલ ઉભો થયો. બે માણસો વીલીયમને લઇ ચાલ્યા. રામલાલ તેમની પાછળ ચાલ્યો. તેઓ વીલીયમને લઇ ભોંયરામાં ઉતર્યા અને જે ઓરડામાં સત્યવીર અને ફુલસીંગને રાખવામાં આવ્યા હતા તે ઓરડામાં વીલીયમને લાવી તેના હાથે બાંધેલું દોરડું છોડી તેને ત્યાં રહેવાનું કહ્યું. સત્યવીર અને ફુલસીંગ પોતાની સાથે રહેનાર કમનશીબ કેદી સામે જોઇ રહ્યા. મારી સાથે બે માણસો આ ઓરડામાં છે જાણી વીલીયમને કંઇક સંતોષ થયો. આ પછી રામલાલે અને તેની સાથેના માણસોએ ત્યાંથી નીકળી કૃષ્ણનંદન પાસે આવી કેદીને મૂકી આવ્યાના સમાચાર જણાવ્યા. કૃષ્ણનંદને રામલાલ પ્રત્યે કહ્યું, " એ કેદીની સંભાળ તારે માથે છે. "

" ફીકર નહિ. હું તેની બરાબર સંભાળ રાખીશ. " રામલાલે જણાવ્યું.

" તે કેદી ઘણો બાહોશ છે અને બહાદુર પણ છે. "

" હું ક્યાં બહાદુર નથી? મહેરબાન! આ તમારો રામલાલ તેનાથી જાય એમ નથી. હું એના જેવા બહાદુરોને તો ખીસ્સામાં ઘાલીને ફરૂં એવો છું. "

" તારી મને ખાત્રી છે. પણ એ ફિરંગી તો જુદોજ છે. ભોંયરામાં પૂરાયો છે; પણ શાન્ત બેસી રહેશે નહિ. તું દિવસ અને સાંજે મળી બે વખત ત્યાં જજે અને તેને આપણી સરત સમજાવજે. તેની સાથે વધુ વાતચિત કરીશ નહિ. ત્યાં જાય ત્યારે સાથે માણસો પણ લેતો જજે. "

" બહુ સારૂં. પણ આપ તો અહિં છો ને? " રામલાલે પૂછ્યું.

" ના. "

" કેમ? "

" હું એક કલાક પછી અહિંથી જનાર છું. "

" ક્યાં? "

"છત્રીસગઢ તરફ."

"કેમ? ત્યાં કંઇ કામ છે?"

"હા, જો ધારેલું કામ પાર પડશે તો મોટા પૈસાદાર બની જવાનો સંભવ છે. મારે હાલમાં બે માણસોનાં કામ કરવાનાં છે. કામ જો કે ભારે છે, પણ હું હિંમતથી સ્હેલાં બનાવીશ. જે બે માણસોનાં કામ કરવાનાં છે તેમાં એક રાજા છે અને બીજો શ્રીમાન છે. બન્નેને બે ખુબસુરત છોકરીયોનો મોહ લાગ્યો છે. તે બન્ને છોકરીયો પણ મોટા માણસોની છે અને એકજ સ્થળે રહે છે. હું તે કામ કરવાને જ જાઉંછું અને તે કામ જલ્દીથી પૂર્ણ કરી પાછો ફરનારછું. તેટલા વખતમાં તમે અહિં પૂરી સાવચેતીથી રહેજો. કોઇ પણ માણસનો વિશ્વાસ રાખશો નહિ. મોટા લાટ સાહેબ તરફથી મને અને આપણી ટોળીને પકડવાનો યાતો મારી નાખવાનો હુકમ નીકળી ચૂક્યો છે. આપણા થાણાના જમાદાર અને સિપાહીઓના વિશ્વાસે પણ બહુ રહેશો નહિ. આપણે માથે ભયનાં વાદળ ઝઝુમી રહ્યાં છે. માટે ખુબ સંભાળ રાખજો." કૃષ્ણુનંદને જણાવવાનું જણાવી દીધું.

આ પછી તેણે માણસોને તૈયાર થવાનું જણાવ્યું. માણસો ચાલ્યા ગયા અને ઘોડાઓને તૈયાર કરવા લાગ્યા. રામલાલ પણ ચાલતો થયો. તેના ગયા પછી કૃષ્ણુનંદને કપટકળાના નોકર થઇ રહેલા પેલા છોકરાને કંઇક કામ બતાવી ત્યાંથી વિદાય કર્યો; પણ તે છોકરો કામે નહિ જતાં બારણાની બહાર ઉભો રહી બાપ દીકરીની વચ્ચે થનાર વાત સાંભળવા લાગ્યો.

કૃષ્ણુનંદને પૂછ્યું, "પેલો છોકરો કોણ છે?"

"મારો નોકર છે." કપટકળાએ જવાબ આપ્યો.

"ક્યાંનો રહીશ છે?"

"દૂર દેશાવરનો."

"નામ શું છે?"

"ભલો."

" તે કેટલા દિવસથી અહિં છે ?"

" થોડા દિવસથી."

" તારો અને તેનો મેળાપ કેવી રીતે થયો ? "

કપટકળાએ તે છોકરા સાથેની મુલાકાત વગેરેની તમામ વાત પિતાને કહી સંભળાવી. કૃષ્ણનંદને પુત્રીની તમામ વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરી કહ્યું, " કપટકળા ! તેં એક મોટી ભૂલ કરી છે ? "

" શાની ? "

" એ છોકરાને નોકર રાખીને. "

" મને બરાબર સમજાવો ? "

" તે છોકરો ગરીબનો હોય એમ જણાતું નથી. ગરીબના છોકરામાં તેના જેવું તેજ અને રૂપ હોયજ નહિ. તે છોકરો કોઇક ભેદી છે. તેની આંખ્યો ચપળ અને ચાલાક છે. રખેને આપણો ભેદ જાણવા અથવા આપણને પકડાવવા તે નોકર થઇને રહ્યો હોય. " કૃષ્ણનંદને કહ્યું.

" બાપુજી ! આપનું માનવું ભુલભરેલું છે. છોકરો શાણો અને ડાહ્યો છે. મારો અર્ધો શબ્દ નીકળતાંજ તે મારૂં કામ કરે છે. વળી વાંસળી વગાડવામાં તો તે ઉસ્તાદ છે."

" બ્હેન ! વાંસળી વગાડનાર કૃષ્ણ દેખાવે કેવો હતો અને કાર્યમાં કેવો હતો તે જાણે છે ને ? તું ભલે તારા ભલાને ભલો માનતી હોય પણ પરીણામે તે બુરોજ નીકળવાનો. "

" જો તમે એવું ધારતા હો તો હું તેને આ પળેજ કાઢી મૂકવા તૈયાર છું. પણ પિતાજી ! મને તે છોકરો ઘણોજ વ્હાલો લાગે છે. તેનું બોલવું ચાલવું મને ઘણુંજ ગમે છે. "

" કપટકળા ! હું આવું ત્યાં સુધી ભલે તેને અહિંજ રહેવાદે. હું બહારગામથી આવી તેની બરાબર પરીક્ષા કરીશ અને જો તે સારો માલમ પડશે તો તેને સદાકાળ આપણી પાસે રાખી સુખી કરીશ. બ્હેન ! આપણી આસપાસ ભયનાં વાદળ ઝઝુમે છે. આ વખતે આપણે

આપણો વિશ્વાસ કોઇનામાં મૂકવો જોઇએ નહિ. તારી પાસે રહેલા છોકરામાં પણ વિશ્વાસ મૂકીશ નહિ. આપણી ખાનગી વાતનો એક શબ્દ પણ તેને જણાવીશ નહિ. હું આવું ત્યાં સુધી બરાબર સંભાળ-પૂર્વક રહેજે."

પિતા પુત્રી વચ્ચે આવી રીતે વાતો થઈ રહી હતી. એવામાંજ નીચેથી તૈયાર થઇ રહેલા સેવકોનો અવાજ સંભળાયો. બ્હેન જાઉં છું કહી કૃષ્ણનંદન ઉભો થયો; અને ત્યાંથી ચાલ્યો. દ્વાર પાસે ઉભેલો છોકરો દૂર ખશી ગયો અને સામેથી ચાલ્યો આવતો હોય એવો દેખાવ કર્યો. કૃષ્ણનંદનને આવતો જોઇ તે ઉભો રહ્યો. કૃષ્ણનંદન તેની નજીક આવ્યો. ભલાએ તેને સલામ કરી. કૃષ્ણનંદને તેના સામે બારીક નજરે જોઇ હસીને પૂછ્યું, "તારૂં નામ ભલો કે?"

"હાજી."

"મ્હેં એમ સાંભળ્યું છે કે તને વાંસળી વગાડતાં ઘણી સારી આવડે છે?"

"આપ સાંભળીને જે પરીક્ષા કરો તે ખરૂં." છોકરાએ જવાબ આપ્યો.

"આવ્યા પછી પરીક્ષા કરીશ.

કૃષ્ણનંદન તે છોકરાની તરફ પાછળથી જોતો જોતો ચાલતો થયો અને નીચે આવી ઘોડાપર સ્વાર થઇ તેના માણસો સાથે ત્યાંથી ચાલી નીકળ્યો. મોટા પરોઢના સમયે કૃષ્ણનંદને અને તેના માણસોએ છત્રીસગઢનો રસ્તો લીધો. છેવટે સઘળું મંડળ છત્રીસગઢની ધર્મશાળામાં તેમને ઉતારે આવી પહોંચ્યું. પ્યારેલાલ ઉર્ફે મુક્તાલાલ મહાશય વરસાદની માફક કૃષ્ણનંદનની રાહ જોઇ રહ્યો હતો. કૃષ્ણનંદનને જોતાંજ તેણે હર્ષથી "ઠાકોર સાહેબ પધાર્યા કે?" કહી હાથ મેળવ્યો. કૃષ્ણનંદને જમી પરવારી થોડાક કલાક વિશ્રાન્તિ લઇ પ્યારેલાલને પોતાના ઓરડામાં બોલાવી પૂછ્યું, "તમે મારા કહેવા પ્રમાણે કર્યું હતું કે?"

"હા, હું આજેજ દિવાનની પાસે ગયો હતો."

"પછી?"

"તમારા કહેવા મુજબ વાત કરી. વિદ્વતા દર્શાવવામાં પણ કંઇ બાકી રાખ્યું નહિ. મોટો દાનેશ્વરી અને પરોપકારી છું એ પણ મેં જણાવ્યું. વળી પ્રતિષ્ઠિત લેખક છું. મારૂં પુસ્તક હિન્દુસ્તાનના એક છેડાથી બીજા છેડા સૂધી વંચાય છે. નામદાર સરકાર ટુંકમાં જ મને સુવર્ણ ચાંદ સાથે એક મોટી પદવીથી વિભુષીત કરનાર છે. વગેરે ગપાષ્ટક હાંકવામાં મેં કંઇપણ કસર રાખી નથી. પણ તેનું દિલ પિંગળ્યું નહિ. તેણે ફક્ત એટલોજ જવાબ આપ્યો કે હું તમને ઓળખું છું અને તેથી મારી પુત્રીનાં લગ્ન તમારી સાથે કરવાની સાફ ના પાડું છું. હું ગભરાયો. મારી વાત આના જાણવામાં ક્યાંથી? પણ તરત ભ્રમણા ભાગી. મારા અગાઉનાં બે દુષ્મનો કે જેમાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી છે, તે હાલ અહિં છે. તેઓએજ મારા વીશે તેને ખોટું સમજાવેલું. આ પછી હું અહિં આવ્યો અને કાગના ડોળે તમારી રાહ જોઇ રહ્યો, હવે તો તમે કરો એ ખરૂં."

"શેઠજી! નાહિંમત થવાની કાંઇ જરૂર નથી. એ અભીમાની દિવાનની છોકરી સાથે તમને પરણાવું તોજ હું ખરો. મેં આપણા માણસને બાતમી લેવા મોકલ્યો છે. તેના આવ્યા પછી એકજ નિશ્ચય પર આવીશ. મારો વિચાર તેને અને રાજકન્યાને ઉપાડી જવાનો છે, હું તેજ તક ખોળ્યા કરૂં છું." કૃષ્ણનંદને કહ્યું.

"બરાબર છે. આપના જેવા બહાદુરોને તો એમજ કરવું ઘટે છે." પ્યારેલાલે કહ્યું.

આ વખતેજ એક શાહુકાર જેવો જણાતો માણસ ત્યાં આવ્યો. આ માણસ કૃષ્ણનંદનનો બાતમીદાર હતો. તેણે કૃષ્ણનંદનને દૂર લઇ જઇ કંઇક વાત કરી. તેની વાત સાંભળી કૃષ્ણનંદન પ્યારેલાલની પાસે આવી આનંદથી બોલ્યો, "શેઠજી! કામ ફતેહ."

" કેવી રીતે ?" પ્યારેલાલે પૂછ્યું.

" તમારૂં પ્રેમપાત્ર અને રાજકન્યા આજે સાયંકાળે ભવાનીનાં દર્શને જનાર છે, અને ત્યાંથીજ તેમને આ ભવાની ભક્ત ઉપાડી જનાર છે." કૃષ્ણનંદને જણાવ્યું.

" પણ તેની સાથે બીજા માણસો હશે તેનું ?" પ્યારેલાલે શંકાશિલ થતાં પૂછ્યુ.

"બહુ તો દસબાર માણસો હશે. સઘળાને અમે પહોંચી વળીશું." કૃષ્ણનંદને જણાવ્યું.

" હું સાથે આવુંને ?"

" ના, વખત આવે કાપાકાપી પણ થાય. તમે રહ્યા બીકણ માણસ. માટે તમે માતાના મંદિરથી થોડેક દૂર ઉભા રહી જોયા કરજો અને પછી અમને આવી મળજો." આ ઉપરાંત પ્યારેલાલને બીજી કેટલીક ખાનગી સુચનાઓ આપી કૃષ્ણનંદને પોતાના તમામ માણસોને ઓરડામાં એકત્ર કરી તેઓને કેમ વર્તવું તેની સમજ આપી. આ પછી સઘળાએ કસુંબો પીધો. પ્યારેલાલે સાથે રાખેલી બ્રાન્ડીની બોટલ તોડી અને તેમાંથી તેણે અને કૃષ્ણનંદને મદ્યપાન કર્યું. સાંજ પડી. એક માણસ ખબર લાવ્યો કે રાજકન્યા અને દિવાન કન્યા પાંચ સેવકો સાથે માતાનાં દર્શને જવા નીકળી ચૂક્યાં છે."

તરતજ કૃષ્ણનંદન અને તેના માણસો ઘોડેસ્વાર થયા. પ્યારેલાલ અગાઉથી ચાલતો થયો. કૃષ્ણનંદને પોતાના બે માણસોને ત્યાં રાખી જણાવ્યું કે અમારા ગયા પછી અહિંનો તમામ સામાન ઉપાડી કૃષ્ણપુર જજો. પેલા પ્યારેલાલનો સામાન પણ સાથે લેતા જજો. આવી સૂચના આપી કૃષ્ણનંદન તેના માણસો સાથે એક અજાણ્યા રસ્તે થઇને માતાના મંદિરે જવા નીકળ્યો.

---

# પ્રકરણ ૮ મું.

## આનંદમાં આફત.

છત્રીસગઢના રાજા છત્રસિંહની રાજકન્યા રત્નાવતી આજે પૂર્ણિમા હોવાથી ભવાની માતાનાં દર્શને જનાર હતી. જવાનો સમય સાંજનો રાખ્યો હતો. ભવાની માતાનું મંદિર છત્રબાગમાં આવેલું હતું. છત્રબાગ છત્રીસગઢથી ત્રણ માઇલના અંતર ઉપર આવેલો હતો. તે સ્થળે બગીચો આવેલો હતો, ત્યાં આસપાસ વિસ્તૃત અરણ્ય આવેલું હતું. એ અરણ્યમાંજ રાજાએ બગીચો બનાવ્યો હતો. બગીચાનાં વૃક્ષો ઘણાખરાં કુદરતીજ હતાં. અંદર પાણીથી ભરેલું એક સરોવર પણ આવેલું હતું. વિવિધ પ્રકારનાં વૃક્ષો અને દેશ વિદેશથી મંગાવેલા અનેક જાતના સુગંધીદાર છોડવાઓ તે બગીચાની અંદર રોપવામાં આવ્યા હતા. આ બગીચો જોનારને રમ્યજ લાગતો. જુદી–જુદી દિશાઓ તરફ જવાને જુદા જુદા માર્ગો બનાવેલા હતા. ઉન્હાળાના દિવસોમાં આ સ્થળે પૂર્ણ શાન્તિ પથરાઇ રહેતી.

આ બગીચામાં એક નાનું બેઠા ઘાટનું મકાન બનાવેલું હતું. રાજ્ય કુટુંબ જ્યારે દર્શને આવતું ત્યારે એ મકાન ઉપયોગમાં આવતું. મકાનની પાછળ ભવાની દેવીનું નાનકડું મંદિર આવેલું હતું. આ બગીચામાં રત્નાવતી સાયંકાળે દર્શનાર્થે આવવાની હતી. બગીચામાં ચાર માળી અને એક પૂજારી માતાની દરરોજ પુજા કરવાને રહેતો. પણ થોડા દીવસથી તે પૂજારી ત્યાં નહી રહેતાં માતાનું પૂજન કરી નગરમાં જઇ રહેતો. રાજકન્યાની સાથે પ્રધાન માણેકચંદની પુત્રી લલીતા અને આપણી કથાનો નાયક કિશોર પણ જવાનો હતો. પ્યારેલાલના કોપના ભોગ થઇ અહિં આવી કિશોરની સાથે છત્રીસગઢમાં રહેલાં કાન્તા

અને કનૈયાલાલ આનંદમાં રહી દિવસો નિર્ગમન કરતાં હતાં. તેઓ પણ બગીચામાં જનાર હતાં. કિશોર અને કનૈયાલાલ રાજા અને પ્રજાને માનીતા થઇ પડયા હતા. કિશોર મહાત્મારૂપે પૂજાતો; અને કનૈયાલાલ સારા અમલદાર તરીકે લેખાતો. સઘળામાં અપૂર્વ પ્રેમ વ્યાપેલો હતો. આ સઘળું મંડળ આજે બગીચામાં જઈ આનંદ-વીનોદ કરનાર હતું. કનૈયાલાલે સાંજે જવાની સઘળી વ્યવસ્થા કરી રાખી હતી. સાથે પાંચ હથીઆરબંધ માણસોને આવવાની આજ્ઞા આપી દીધી હતી.

રાજકન્યા અને તેનાં સ્નેહિજનો માતાના દર્શને જવાને તૈયાર થયાં. રત્નાવતી–લલીતા અને કાન્તા એક ગાડીમાં બેઠાં અને બીજી ગાડીમાં કિશોર અને કનૈયાલાલ ગોઠવાયા. બન્ને ગાડીઓની આગળ પાંચ હથીઆર બંધ ઘોડેસ્વારો તૈયાર ઉભા હતા; તેઓએ ચાલવા માડયું. ગાડીઓ મંદિર તરફ જવા લાગી. આખરે સઘળું મંડળ બગીચા આગળ આવી અંદર પ્રવેશ્યું. માળીઓને અગાઉથી ખબર મળેલી હોવાથી તૈયાર થઇ ઉભા હતા. બગીચાના રસ્તાઓપર પાણીના છંટકાવ કરેલા હતા. વૃક્ષો અને જમીનપર જળ સીંચન કરવામાં આવ્યું હતું તેથી તપેલી જમીનમાંથી મીઠી સુગંધી આવતી હતી અને વૃક્ષો પણ લીલાં છમ જેવાં જણાતાં હતાં. વૃક્ષોની ઘટાઓ એવી તો એક બીજાની લગોલગ આવેલી હતી કે દેખાવ ઘીચ જંગલ જેવો જણાતો. સૂર્યનાં કિરણો પ્રવેશી શકતાં નથી. સવારે–બપોરે અને રાત્રે સર્વદા શીતળતાજ વ્યાપેલી રહેતી. પુષ્પોના પમરાટથી મગજ પણ પ્રફુલ્લ બનતું. વાહનોપરથી ઉતરી સઘળું મંડળ બગીચાની રમ્યતા નિહાળતું ધીમે પગલે સરોવર તરફ જવા લાગ્યું.

સઘળાં સરોવરની પાસે આવી બેઠાં. સરોવર પાણીથી છલાછલ ભરેલું હતું. દેખાવ આનંદકારક લાગતો હતો. ત્યાં થોડીવાર વિરામ લઇ સઘળાં માતાજીના મંદિરે ગયાં અને ભવાનીદેવીનાં દર્શન કરી નજીકમાં આવેલા મકાનમાં ગયા. પરસ્પરમાં વિવિધપ્રકારની વાતો ચાલવા લાગી.

વાતોને અંતે રાજકન્યાએ બગીચાની અંદર ફરવા જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. કિશોરે સંમતી દર્શાવી. રત્નાવતી–લલીતા અને કાન્તા બગીચાના ઝાડીવાળા ભાગ તરફ ગયાં. કિશોર–કનૈયાલાલ અને રાજ્ય સેવકો બીજી બાજુએ ફરવા લાગ્યા. રાજકન્યા અને તેની સખીયો ઝાડીની વચ્ચે આવેલી એક પત્થરની બેઠકપર બેઠાં. શીતળ પવન આનંદ આપી રહ્યો હતો. ત્રણે સખીયોમાં વાર્તાવિનોદ થવા લાગ્યો. રાજકન્યાએ એક વૃક્ષને વિંટાએલી પુષ્પવેલની તરફ હાથ લંબાવી લલીતાને પૂછ્યું, " લલીતા! જો; પેલી પુષ્પની વેલ વૃક્ષને કેવી વિંટાઇ રહી છે? "

લલીતા હસમુખી અને કંઇક બોલકણી હતી. તે બોલી, "મારી નજર પણ એ તરફ છે. અને એ દેખાવ ઘણોજ મઝેનો લાગે છે. વૃક્ષને વિંટાવાથી વેલની સુંદરતા વધી છે, વેલ સુખી છે. એવું સુખ તમને મળેલું જોવાને હું ઘણું ઇચ્છું છું."

" એટલે?" રાજકન્યાએ પુછ્યું.

" સમજી હયોને ? " લલીતાએ કહ્યું.

" શું સમજું ? " રાજકન્યાએ પૂછ્યું.

" સમજો છો છતાં સ્પષ્ટ શા માટે કહેવરાવો છો ?" કાન્તાએ વચમાં કહ્યું.

" કાન્તાબ્હેન! આ લલીતા મશ્કરીખોર છે. તેના મનમાં હશે કંઇક અને મને કહે છે કંઇક. તેના બોલવામાં ચાલવામાં મશ્કરીજ છે." રત્નાવતીએ કહ્યું.

" એ તો તમને એમજ લાગે. યુવાનીમાં આવેલી બાળા સખીના શબ્દોને મશ્કરીજ સમજે, પણ હુંતો તમારૂં મન પારખી ગઇછું. આટલાં બધાં વૃક્ષો–પુષ્પો જોવાનાં છે; તે મુકીને તમારી નજર વેલ પર પડી અને તે દેખાવ અમને બતાવ્યો એથીજ અમે સમજી ગયાં છીએ કે તમારા મનમાં શું છે."

" શું ધુળ સમજી ગઇ છે ? " લલીતાના શબ્દોથી રાજકન્યાએ કંઇક રોશથી પૂછ્યું.

"ત્યારે જણાવી દઉં કે?" લલીતાએ હસતા વદને પૂછ્યું.

"ચાલ જણાવી દે? હું પણ જાણું કે તેં મારા મનની વાત ખરી જાણી છે કે ખોટી?"

"તમે જુઠું બોલશો તો?"

"મારે નીરર્થક જુઠું શા માટે બોલવું જોઇએ?"

"એતો તમે જાણો; પણ આવા પ્રસંગની વાતમાં યુવાન કન્યા શરમાઇને મુદ્દાની વાત ઉઠાવી દે છે."

"હવે લાંબુ બોલ્યા વીના કહીદેને?"

"સાંભળજો ત્યારે. એ વેલ જોવામાં તમારો ઉદ્દેશ એવો કે જેવી રીતે એ વેલ વૃક્ષને વીંટાઈ છે; તેવી રીતે તમે પણ કોઇ પ્રેમીના કંઠે વીંટાવ. બોલો બ્હેન! આવો વીચાર તમારા મનમાં થએલો કે નહી?" લલીતાએ કહ્યું.

"અને તેથીજ તેં કહ્યું હતું કે તમને પણ એ વેલની માફક પતિના કંઠે વિંટાએલાં જોવાને ઇચ્છુંછું નહી વારૂ?" કાન્તાએ પૂછ્યું.

"હા, મારી સખીને એવા સુખમાં જોવાને હું ઘણીજ આતુર છું." લલીતાએ જણાવ્યું.

રાજકન્યા કૃત્રિમ ગુસ્સો કરી બોલી, "કાન્તાબ્હેન! એનું બોલવું સાંભળ્યુંને? કેવી મશ્કરીખોર અને જીભની છુટી છે? હું જ્યારે કંઇક વાત કરૂંછું; ત્યારે તે મારી આવીજ રીતે વાત કરી મને બનાવે છે. મારી ખરી વાતનો અવળો અર્થ કરે છે."

લલીતાઃ—"ખરૂં છે, હું અવળો અર્થ કરૂં તેવીજ છુંને? તમે જયારે પરણશો ત્યારે હું કાન્તાબ્હેનને બતાવીશ કે હવે જુઓ."

"તે વખતની વાત તે વખતે છે. મારે તો પરણવુંજ નથી." રાજકન્યાએ કહ્યું.

"ઓયબા! ત્યારે શું કુંવારા રહેશો?"

"વિચાર તો એવોજ કરૂં છું."

"જોજો એવો વિચાર કરતાં? કાન્તાબ્હેનને પૂછો કે કન્યાને પરણ્યા

વીના ચાલે કે ! શું તમે આપણા માસ્તર સાહેબનું કહેવું સાંભળ્યું ન્હોતું? તેમણે તે દિવસે સ્ત્રીયોની મહત્તા વિશે ઉપદેશ આપતાં છેવટે જણાવ્યું હતું કે, સંસારમાં સ્ત્રી પતીની સાથે જેમ શોભે છે એવી કદી શોભતીજ નથી. પતી સેવા વિના સ્ત્રીની મૂક્તી નથી. વળી તમે એ પણ ન્હોતું સાંભળ્યું કે; નર્મદા નામની કન્યાએ કુંવારી રહી પૂર્ણ ભક્તી કરી હતી; અને તે ભક્તીના પ્રભાવે તે સર્વ સ્થળે જઇ શકતી હતી. પણ જ્યારે તે સ્વર્ગના દ્વાર નજીક ગઇ; ત્યારે તેનાથી સ્વર્ગમાં પ્રવેશ કરી શકાયો નહિ. એનું કારણ જાણવા ઇચ્છતાં તેને જણાયું કે પતિથી વિમુખ રહેનારી વનિતાને સ્વર્ગનાં દ્વારમાં પણ પગ મૂકવાનો અધીકાર નથી. આથી તરતજ તે નર્મદાએ ત્યાંથી પાછી ફરી લગ્ન કર્યું અને પતિ સેવાના પ્રભાવથી અક્ષય સુખ સંપાદન કર્યું? માટે જોજો એવો વિચાર ભૂલે ચૂકે પણ કરતાં?" લલીતાએ કહ્યું.

"લલીતા! ભલેને રત્નાવતી બ્હેન ગમે એ કહે; પણ હું તો તેમને પરણી ચૂકેલાંજ સમજું છું." કાન્તાએ કહ્યું.

લલીતા હશીને બોલી, "હા, જો એમ ન હોય તો તે પેલા ઠાકોરજીની મૂર્તિને શામાટે પૂજે? શા માટે ઘણીવાર સુધી તેના સામે જોઇ રહે?"

"કાન્તાબ્હેન! આ કેટલી જુઠી છે તેની તમને હું હમણાંજ ખાત્રી કરી આપું છું, કહે અલી હું કઇ મૂર્તિની પૂજા કરૂં છું અને ઘણીવાર જોઇ રહું છું?" રાજકન્યાએ છણકાઇને પૂછ્યું.

"પેલા ઠાકોરજીની."

"પણ ક્યા?"

"જાણોછો છતાં શામાટે કહેવરાવો છો? શું રણમલસિંહજીની છબીને તમે નથી પુજતાં?" લલીતાએ જણાવી દીધું.

"ક્યા રણમલસિંહ?" રાજકન્યાએ હૃદયનો ભાવ છુપાવતાં કહ્યું; પણ મુખનો ભાવ છૂપાયો નહિ. રણમલસિંહનું નામ ઉચ્ચારતાંજ તેન ગૌર મુખપર શરમના શેરડા પડ્યા.

વાચાળ લલીતા તરતજ બોલી ઉઠી, " ખરેખરાં જબરાં! આખી વાત ઉડાવી દેવાને તૈયાર થયાંને શું? પણ આ લલીતા તમારાથી અંજાઇ જાય તેવી નથી. મારાં ડાહ્યાં બ્હેને તો પોતાના પ્રેમીને પણ જાણે પિછાનતાં નથી એવો ભાવ ભજવવા માંડયો. રત્નાવતીબ્હેન! તમે મુજફરપુરના ઠાકોરશ્રી રણમલસિંહને ચ્હાઓ છો તે હવે કોઇનાથી અજાણ્યું નથી. વાતને વાયરો પણ લઇ જાય છે, તમે તેને ચ્હાઓ છો તે વાત પિતાજી તેમજ ઘણાં માણસો જાણે છે, કેમ કાન્તા બ્હેન ખરૂંને ? "

" હા, રત્નાવતીબ્હેનનાં લગ્ન હવે રણમલસિંહ સાથે ટુંકમાં થનાર છે. " કાન્તાએ જણાવ્યું.

રાજકન્યાએ શરમાઇને મૌન ધારણ કર્યું. કાન્તાએ કહ્યું, "બ્હેન! શામાટે શરમાવછો? તમે તેની સાથેજ પરણશો. "

" રાજબાળા બોલી, " આ લલીતાએ આજે મને બનાવી. હવે હું પણ તેનું પોકળ પ્રકાશ કરી દઉ છું. કાન્તાબ્હેન તમે એને પૂછો કે તું કોનું ધ્યાન ધરી રહી છે ? "

" શું એ પણ કોઇનું ધ્યાન ધરી રહી છે કે?" કાન્તાએ પુછ્યું.

" હા જરૂર. તેને પૂછો. " રાજકન્યાએ કહ્યું.

" લલીતા બ્હેન! ત્યારે હવે તમારા મનની વાત પણ જણાવી દયો ? " કાન્તાએ પૂછ્યું.

" મારા મનમાં હોય ત્યારેજ જણાવું ને ? મારા સંબંધમાં રાજકન્યા જે ધારે છે એમાંનું મને તો કંઇએ ખબર નથી. " લલીતાએ કહ્યું.

" ઓત્ તારીની ? કેવી જબરી! શું તું પેલા...ને ચ્હાતી નથી?" રાજકન્યાએ રૂવાબથી પૂછ્યું.

" હું તો કોઇને ચ્હાતી નથી."

" સોગન ખા. "

" હું સોગન ખાતી નથી. જે સોગન ખાય તેને સદાય જુઠું જાણવું. "

"બ્હેન! લલીતા એમ જણાવી દે એવી નથી. માટે તમે જે જાણતાં હો તે જણાવી દયો એટલે તે બોલતી બંધ થાય." કાન્તાએ કહ્યું.

" અલી લલીતા ! બોલ તું કહે છે કે હું કહી દઉં ?" રાજબાળાએ પૂછ્યું.

" હું શું જણાવું ? " લલીતાએ મનનો ભાવ છૂપાવતા કહ્યું.

" તું જેને ચ્હાએ છે એ તારા પ્રિયતમની વાત ને નામ ? "

" મને ખબર નથી. હું કંઇ પણ જાણતી નથી. તમે જાણતાં હો તે જણાવી દયો ? " લલીતાએ કહ્યું.

" પેલા તારે ઘેર જે મ્હેમાન આવ્યા હતા તેને શું તું ઓળખતી નથી ? "

" કયા મ્હેમાન ? "

" રણમલસિંહના મિત્ર અને દિવાન સત્યવીરના મિત્ર કનુભાઇ કે જે હાલ મુજફ્ફરપુરના અમાત્યપદે છે તે ? "

રાજકન્યાએ ચોકખું જણાવી દીધું. લલીતા શરમાઇ કંઇ પણ બોલી નહિ. પુનઃ રાજબાળા બોલી. " કેમ ખરી વાતને ? બોલને ? કેમ મુંગી થઇ ગઇ ? મારી વાત વખતે તો ઝપાટબંધ બોલતી હતી અને તારી વાત વખતે હવે કેમ ઠરી ગઇ ? ઉપરથી શાણી જણાતી લલીતાની વાત મારાથી કંઇએ અજાણી નથી. તમારા બન્નેની વાતચિત, તેં અર્પેલો તેને પ્રેમ, તેણે મુજફ્ફરપૂરથી લખેલો તને પ્રેમપત્ર એ બધું હું જાણું છું. " રાજકન્યાએ બધું જણાવી દીધું. લલીતા બોલી શકી નહી.

કાન્તાએ કહ્યું, " કેમ લલીતા બ્હેન ! આ બધું ખરૂં છે ને ? મારાં શાણાં જણાતાં બ્હેન! તમે પણ જબરાં નીકળ્યાં. "

" હું તો એમાંનું કંઇએ જાણતી નથી. " લલીતાએ મંદ હસતાં કહ્યું.

" શા માટે જુઠું બોલે છે ? કાન્તાબ્હેન ! જુવો, આ વધુ પુરાવો. વાંચો તેના પ્રિયતમે તેની ઉપર લખેલો આ પ્રેમપત્ર. " રાજકન્યાએ એક પત્ર કાન્તાને આપ્યો.

કાન્તાએ પત્ર હાથમાં લઇ લલીતાના વદન તરફ દૃષ્ટિ કરી.

લલીતા વિસ્મય થઇ મનમાં વિચારવા લાગી કે મારો પત્ર રાજકન્યાની પાસે ક્યાંથી ? તેણે પૂછ્યું, "આ ચોરી ક્યાંથી કરી ?"

" ગમે ત્યાંથી. બોલ વાત ખરી છે ને ? " રાજકન્યાએ હસતા વદને પૂછ્યું.

" ખરૂં બાઇ ખરૂં. પણ કહો હવે કે આ પત્ર ક્યાંથી મેળવ્યો ? "

" તેં ક્યાં મૂક્યો હતો ? "

" પેટીમાં. "

" બસ ત્યાંથીજ મેં લીધો. "

" આ ચોરીને માટે મારે કંઇક વિચારવું પડશે. ઠીક છે; તમે પરણશો તે પછી થઇ પડશે."

" અને મારે પણ જે કરવાનું હશે તે તારા પરણ્યા પછી થઇ પડશે. "

સઘળાં હશી પડયાં. કાન્તા બોલી, " રત્નાવતી બ્હેન ! તમે તો હજી રણમલસિંહને પ્રત્યક્ષ પણ જોયા નથી. માત્ર તેમની છબીથી અને તેમના ગુણની વાત સાંભળી તમે મોહમુગ્ધ થયાં છો. પણ આ લલીતાને તો અપૂર્વ લાભ મળી ગયો છે. મ્હેમાન ઘેર આવ્યા અને મ્હેમાનમાં બંન્નેનાં મન મળી ગયાં. આ પણ પ્રભુએ સારૂં કર્યું. કારણ કે તમે બન્ને એક જ સ્થળે રહેશો. રાજા તમારો સ્વામી અને લલીતાનો નાથ દિવાન. મને લાગે છે કે એ મ્હેમાન લલીતાનું દિલ ચોરવાને માટે જ મ્હેમાન થઇને આવ્યો હશે ? "

લલીતા બોલી, "ના. એ અચાનકજ અહિં આવી ચઢયા હતા."

" તારા પ્રેમે તેને ખેંચી આણ્યા હશે ? " રાજકન્યાએ પૂછ્યું.

" નારે બા ના; પણ આવવાના કારણમાં તેમણે એમ જણાવ્યું હતું કે અમારા માનવંતા દિવાન સત્યવીર કેટલાક દિવસથી ગુમ થઇ ગયા છે. તેમની શોધમાં હું નીકળ્યો છું ને એકાએક અહિં આવી ચઢયો છું." લલીતાએ જણાવ્યું.

" ઠીક, મિત્રોની શોધને બદલે તેમને અર્ધા અંગનો માલીક મિત્ર મળ્યો. ભવિષ્યના રત્નનો અણુમૂલ લાભ થયો. પણ હવે રત્નાવતી બ્હેનને તેમના પ્રીયતમ સાથે વાત કરવાનો પ્રસંગ આવે તો સારૂં." કાન્તાએ કહ્યું.

" એ પ્રસંગ પણ ટુંકમાં આવશે. મેં તેમને જતી વખતે કહ્યું હતું કે ઠાકોર સાહેબ સાથે જરૂર એક વખત અહિં પધારવાની કૃપા કરશો. તેમણે અનુકુળ સમયે રાજાજી સાથે આવવાનું વચન આપ્યું છે. વાયદાને દિવસ વિત્યા છે. રત્નાવતી બ્હેનના પ્રેમીનાં પગલાં વાગતાં સંભળાય છે. બ્હેન ! તે આવે ત્યારે બરાબર હોંશીયારી—ચાલાકીથી વાતચીત કરજો. શરમાશો નહિ હોં કે ? "

" હવે છાની મર અને વધુ બોલતાં શરમા." રાજકન્યાએ કહ્યું.

વાતોમાંને વાતોમાં સાયંકાળની પૂર્ણાહુતી થઇ. પૂર્ણીમાના પૂર્ણ ચંદ્રનો આકાશમાં ઉદય થઇ ચૂકયો હતો. પણ બગીચામાં આવેલી ઝાડીમાં તેનું એક પણ કિરણ પ્રવેશી પ્રકાશ આપતું ન્હોતું. કાન્તાએ નગર તરફ જવાની ઇચ્છા જણાવી. ત્રણે સખીયો ઉભી થઇ અને ત્યાંથી જવા લાગી. પણ એકાએક ઝાડીમાં ખડખડાટ થયો, એ સાથેજ બગીચામાં કોલાહલ થતો સંભળાયો. રાજકન્યા અને તેની સખીયો ઝડપથી જવા લાગી. પણ એટલામાંજ પાંચ બુરખાધારી માણસોએ ત્રણે બાળાઓને ઘેરી લીધી. બાળાઓ ગભરાઇ ગઇ પણ પછી હિંમતથી કટારો હાથમાં પકડી. એક માણસે બુલંદ અવાજે કહ્યું, " છોકરીયો ! તમારી કટારો તેની મ્યાનમાં નાખો અને અમારી સાથે ચાલો. અમે તમને ઉપાડી જવા આવ્યા છીએ. રાજી ખુશીથી ચાલશો તો સુખી થશો, નહિ તો બળાત્કારે દુઃખી થઇ સાથે આવવું પડશે."

" સુવાઓ તમે કોણ છો ? " કાન્તાએ પૂછ્યું.

" અમે ગમે એ છીએ, ચાલો ? એક બુરખાધારીએ કહ્યું.

" અમે આવનાર નથી. " લલીતાએ કહ્યું.

" બહાદુરો ! ઉપાડો. " આજ્ઞા મળી. રાક્ષસી દેખાવના દાનવો

બાળાઓ તરફ ધસ્યા. એકને નજીક આવતાંજ લલીતાએ કટાર ભોંકી પૂરો કર્યો. બીજાની પણ એવીજ દશા કાન્તાએ કરી. એક બુરખાધારીએ સીસોટી વગાડી. અનેક કાળાંવસ્ત્રધારીયો દોડી આવ્યા. બહાદુરબાળાઓ બચાવ કરવા લાગી, પણ અંતે પકડાઇ ગઇ. કાન્તા ઘાયલ થઇ પડી. રત્નાવતી અને લલીતા મદદને માટે બૂમેબૂમ પાડવા લાગ્યાં. તેમની બૂમોથી કિશોર ખુલ્લી તલ્વારે અને લોહીથી રંગાએલાં વસ્ત્રે ત્યાં દોડી આવ્યો. બગીચામાં જે બૂમો સંભળાતી હતી; તેનું કારણ એ હતું કે અગાઉથી આવેલા કૃષ્ણનંદને તેના સાથીઓમાંથી દસેક જણને રાજ્યસેવકો પર હુમલો કરવાનું કહ્યું હતું. પાપીઓએ હુમલો કર્યો. રાજ્યસેવકો બહાદુરીથી લડતાં મરાયા. કનૈયાલાલ ચાર નિશાચરોને પૂરા કરી ઘવાયો. માળી લોકો નગર તરફ નાશી ગયા. એ ઝપાઝપીના સમયેજ કિશોરના કાને બાળાઓની ચીસ સંભળાઇ. તરત કિશોર દોડયો. તેની પાછળ શત્રુઓ દોડયા. કિશોરે ભયાનક અવાજથી પાપીઓ પર હુમલો કર્યો. લુંટારાઓ કિશોરની આસપાસ ફરી વળ્યા, તલ્વારો ઉછળવા લાગી. કિશોરે અતુલ પરાક્રમ દર્શાવી લુંટારાઓને હઠાવ્યા; પણ આખરે શત્રુઓ ફાવ્યા. એક લુંટારાએ કિશોરની પર ઘા કર્યો. ઘા આબાદ લાગ્યો. કિશોર ઘવાઇને જમીનપર પડયો. બેશુદ્ધ બન્યો. કૃષ્ણનંદને તેને ઓળખ્યો. કિશોરને ઓળખતાંજ તેને ધરતીકંપની માફક આંચકો લાગ્યો. તે એમજ સમજતો હતો કે કિશોર મરી ગયો છે, પણ જ્યારે કિશોર તેને જીવતો જણાયો ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે ઘવાએલા કિશોરનો વધ કરવાને તલ્વાર ઉંચકી. પણ એટલામાંજ પાછળથી બંદુકોના અવાજ સંભળાયા. કૃષ્ણનંદન ગભરાયો. તેણે પોતાનાં માણસોને નાસવાની સુચના કરી. રાજકન્યા અને લલીતા બંધીવાન દશામાં હતાં. તેઓ બૂમો પાડી શકે નહિ તેને માટે તેમના મુખપર સજ્જડ પાટા બાંધવામાં આવ્યા હતા. લુંટારાઓ બન્ને બાળાઓને ઉપાડી નાઠા અને બગીચા બ્હાર ઉભા રાખેલા અશ્વોપર સ્વાર થઇ પસાર થયા. તેઓ ગયા કે

તરતજ એક ભગવાંધારી સાધુ જ્યાં કિશોર અને કાન્તા ઘાયલ થઇને પડયાં હતાં; ત્યાં આવ્યો. તેના હાથમાં બંદુક હતી. સાધુના હાથમાં બંદુક ? આશ્ચર્ય ! સાધુએ વિકળ વદને આસપાસ જોયું. તે બોલ્યો, " પાપીઓ પસાર થયા. નિર્દોષ બાળાઓને લઇ ગયા. અફ- સોસ, મારી મહેનત નકામી ગઇ. હું કંઇક મોડો થયો." આટલું બોલી તે સાધુએ પાસે રાખેલો શંખ ફુંક્યો. થોડીવારમાંજ બીજા બાર ભગવાંધારી સાધુઓ ત્યાં દોડી આવ્યા. તેમાંના છ સાધુઓને કનૈયાલાલ તથા કાન્તાને ઉપાડી નગરમાં લઇ જવાનું સુચવ્યું. તે છ ભગવાંધારી કનૈયાલાલ અને કાન્તાને ઉપાડી નગરમાં લઇ ગયા અને રાજાની પાસે આવી સઘળી વાત જણાવી. રાજા અને દિવા- નના શોકનો પાર રહ્યો નહિ. કનૈયાલાલ અને કાન્તાને રાજવૈદ્યની સારવારમાં રાખ્યાં. રાજાએ રાજકન્યા અને લલીતાની શોધમાં માણસોને દોડાવ્યા.

નગરમાં ગએલા સાધુઓ પાછા આવી પોતાના ગુરૂને મળ્યા અને પછી ગુરૂની આજ્ઞાથી કિશોરને પાટા બાંધી એક ડોળીમાં સુવારી પોતાની સાથે લઇ ચાલ્યા. બગીચો જનશૂન્ય થઇ ગયો. શાન્તિ વ્યાપી રહી. થોડીવારે રાજ્યસેવકોએ આવી મુએલાઓના શબને ઠેકાણે પાડયાં.

---

## પ્રકરણ ૯ મું.

---

### જંગલમાં બે સાધુઓ.

ગરમીના દિવસો હતા. સમય બપોરનો હતો. સૂર્યભગવાન માથે આવ્યા હતા. પવનમાં ઉષ્ણતા વ્યાપેલી હતી. પ્રખર તડકાથી જમીન પણ આગ સમાન બનેલી હતી. દૂરથી જોતાં ગરમ વરાળો જમીનમાંથી નીકળતી હોય એમ જણાતું હતું. આવા સમયે મનુષ્ય અગર પ્રાણી આ વિકટ વગડામાં

નજરે પડતું ન્હોતું, સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. ફક્ત પવનદેવતાના ઝપાટાથી વૃક્ષપરથી ખરી પડેલાં સૂકાં પાંદડાં આમતેમ ઉડી અવાજ ઉત્પન્ન કરી રહ્યાં હતાં. આવા સમયે મુજફરપુરની સરહદની બીજી બાજુએ આવેલા જંગલમાં એક વડવૃક્ષ નીચે બે ભગવાંધારી સાધુઓ વિશ્રાન્તિ અર્થે બેઠા હતા. બન્ને સાધુઓ યુવાન હતા. તેમનાં મુખમંડળ ગૌર જણાતાં હતાં. ભગવી કંથાઓથી તેઓ સુંદર જણાતા હતા. તેમનાં માથાં ખુલ્લાં હતાં. લાંબા વાળનાં જુલ્ફાં ગરદનપર અને લલાટપર પથરાએલાં હતાં. કપાળપર ભષ્મનું લેપન કરેલું હતું. ગળામાં માળાઓ લટકી રહી હતી. સાધુઓની મુખમુદ્રા જો કે ગૌર અને કોમળ જણાતી હતી, પણ તેમની આંખ્યો ચપળ અને વીરતાના તેજથી પરીપૂર્ણ હોય એમ ભાસતી હતી. વડવૃક્ષ નીચે મૃગચર્મ પાથરીને બન્ને બેઠેલા હતા. બે ચીપીઆ અને બે ઝોળીયો તેમની નજીકમાં પડેલાં હતાં. જળથી ભરેલું કમંડળ પણ બાજુમાં પડેલું હતું. તે બે જણા પરસ્પરમાં ધીમેથી વાતો કરી રહ્યા હતા. કેટલીક વાતોને અંતે એક સાધુએ બીજાને કહ્યું, "સૂર્યભગવાન માથે આવી ચૂક્યા છે. ગરમી અસહ્ય લાગે છે, પવન પણ ગરમ વાય છે. પ્રભુની શી લીલા ? શિતળ વૃક્ષ નીચે બેઠા છીએ; પણ જોઇએ તેટલી શીતળતા મળતી નથી."

બીજો બોલ્યો; "શીયાળામાં શીતળતા, ઉન્હાળામાં ઉષ્ણુતા અને ચોમાસામાં વરસાદ એ કુદરતનો અનાદિથી નીયમજ છે. ભાઇ ! આપણને ગરમી ઘણી લાગે છે; પણ બીચારા ખેડુતો કે જેઓ આખો દિવસ આવા સખત તડકામાં કામ કરી રહ્યા હશે તેમની શી દશા હશે? બીચારા ખેડુતોનાં શરીર તાપના લીધે શ્યામ બની ગએલાં હોય છે, માથે પડયું ભોગવ્યા વિના છૂટકોજ નહિ. વધુ કોમળતા વધુ દુઃખ આપે. શરીરને જડવત્માની આત્માને કેળવનાર માણસને તો ટાઢ—તાપ અને વર્ષામાં કંઇ પણ લાગેજ નહિ."

"જગતની અદ્ભુત લીલા છે. તેનો વિચાર કરતાં પાર આવતો

નથી. આપણને આ ગરમી સખત લાગે છે અને ખેડુતો ખુલ્લા શરીરે તડકામાં ફરે છે. શું કરે ? બિચારા સહન કરી રહ્યા છે."

"ભાઇ! આપણે બહુ દૂર નીકળી આવ્યા છીએ." પ્રથમના સાધુએ કહ્યું.

"હા, લગભગ પચીસ ગાઉ દૂર આવ્યા હોઇશું." બીજાએ જણાવ્યું.

"આટલા દિવસની શોધ આપણી નિષ્ફળ ગઇ. મારી આશા હવે નિરાશામાં બદલાય છે."

"નાહિંમત થવાની જરૂર નથી. આપણે જે નિશ્ચયથી નીકળ્યા છીએ તે કાર્ય જરૂર પૂર્ણ કરીશું. જો આપણને આપણામાં દ્રઢ વિશ્વાસ હશે; તો આપણને અવશ્ય વિજય મળશે."

"ત્યારે હવે આપણે કરવું શું ?"

"સાંજ પડતાં નગરમાં જવું અને આવતી કાલે પ્રાતઃકાળમાંજ પચીસેક સ્વારો સાથે કૃષ્ણપુર જવું."

"ત્યાં જઇ શું કરવું ?"

"કૃષ્ણનંદનને જીવતો પકડવો. અને તેની પાસેથી પ્રધાનજીનો પત્તો મેળવવો."

"તે ખરૂં નહિ જણાવે તો ?"

"મુજફ્ફરપુરના કેદખાનામાં કેદ પૂરાયા પછી એની મેળે માનશે."

"પણ કદાચ સત્યવીર તેના પંજામાં નહિ હોય તો ?"

"હું ખાત્રીથી કહું છું કે તે પાપાત્માએજ પ્રધાનજી અને સવિતા બ્હેનને ફસાવ્યાં છે. પાપીનું માનવું એવું છે કે તેની દેવીના મુકટમાંથી ચોરાએલો હિરો પ્રધાનજીની પાસે છે. એ હિરો મેળવવાની ઇચ્છાથી તેણે પ્રથમ પ્રધાનજી પર એક ધમકી પત્ર મોકલ્યો હતો. તે પત્રમાં તેણે જણાવ્યું હતું કે જો અમુક દિવસમાં હિરો પાછો નહિ આવે તો ખુન કરીશું. આ પત્રનો લખનાર કૃષ્ણનંદનજ છે. વળી આપણે પેલા ગામની ધર્મશાળામાં ગયા હતા. ત્યાંથી પણ

આપણને સમાચાર મળ્યા હતા કે કેટલાક લુંટારાઓ બે મુસાફરોને બાંધીને લઇ ગયા છે. આવા સજ્જડ પૂરાવા મળવા છતાં તમને ખાત્રી થતી નથી તેથી હું આશ્ચર્ય પામું છું."

સાધુની વાત શ્રવણ કરી બીજો સાધુ હસ્યો અને બોલ્યો, "તમારી વાત વ્યાજબી છે. આ સર્વ કારસ્થાનનો કર્તા કૃષ્ણનંદનજ છે એવી મને પાકી ખાત્રી થઇ ચૂકી છે. આપણે આપણા રસાલા સાથે આવતી કાલેજ કૃષ્ણપુર તરફ જઇશું. તે નગરમાં લુંટારો કૃષ્ણનંદન જાગીરદારના દમામથી રહે છે. વળી તેને પકડવાનું વૉરંટ પણ કંપની સરકાર તરફથી નીકળી ચુક્યું છે. જો આપણે તેને પકડીશું તો આપણને બે લાભ થશે. એકતો આપણે પ્રધનાજીને પાછા મેળવીશું અને બીજું કંપની સરકારને મદદ કરવાથી આપણે સરકારના વિશ્વાસુ મિત્ર બનીશું."

"એમજ થશે. આપણે જરૂર યશ પ્રાપ્ત કરીશું. પણ છત્રીસગઢ જવાનું હાલ મુલત્વી રહેશે."

છત્રીસગઢ જવાનું મુલત્વી રહેશે સાંભળી યુવાન સાધુ વિચારમાં પડ્યો. આ બે સાધુઓ અન્ય કોઇ નહિ પણ મુજફ્ફરપુરનો સુવિખ્યાત ઠાકોર રણમલસિંહ અને તેનો અમાત્ય કનુભાઇ હતો. બન્ને સાધુના સ્વાંગથી સત્યવીરનો પત્તો મેળવવાને નીકળ્યા હતા."

રણમલસિંહને વિચાર વશ જોઇ કનુભાઇએ પૂછ્યું, "છત્રીસગઢ જવાનું થોડાક દિવસ મુલત્વી રહ્યું તેના માટે વિચાર વશ થવાની કંઇ જરૂર નથી. રાજકન્યા રત્નાવતી હૃદયથી તમને વરી ચૂકી છે એટલે એ બીજાની થનાર નથી. થોડાક દિવસપરજ લલીતાનો પત્ર આવ્યો હતો તેમાં તેણે જણાવ્યું હતું કે રાજકન્યાને રણમલસિંહની લગની લાગી છે, તે રણમલસિંહનોજ જાપ જપી રહી છે."

"પછી તમે શું જવાબ લખ્યો હતો ?" રણમલે આનંદમય મુખે પૂછ્યું.

"મેં યોગ્ય જવાબ લખી જણાવ્યું હતું કે અમે બન્ને થોડા દિવસમાં ત્યાં આવીશું."

" દિવસ જણાવ્યો નથી ? "

" ના. "

" ત્યારે હવે એ તરફ ક્યારે જઇશું ? "

" કૃષ્ણપૂર જઇ આવ્યા પછી. "

" બીજી કંઇ ખબર સાંભળી છે કે ? " રણમલે પૂછયું.

" શાની ? " કનુભાઇએ પૂછ્યું:

" પેલો મૂર્ખ–દારૂડીયો ઠાકોર ખટપટ કરી રહ્યો છે. "

" કયો ઠાકોર ? "

" સૂર્યમલ. "

" શી ખટપટ કરી રહ્યો છે ? "

" રત્નાવતીને મેળવવાની. તેણે તેના મિત્ર પેલા દેવીડસાહેબને છત્રીસગઢ મોકલી રાજ્યબાળાનું માગુ કરાવ્યું હતું, પણ માણેકચંદના સ્પષ્ટ જવાબથી અને ગુસ્સાથી તેને રાત લઇ ભાગવું પડયું હતું. આ પછી તે મુર્ખ ઠાકોરે રાજકન્યાને ઉપાડવાની ખટપટ કરવા માંડી છે. દેવીડની માર્ફતે આપણા વિરૂદ્ધ કંપની સરકારની મદદ માગવાની યુક્તિ કરવા માંડી છે. જો તેની યુક્તિ સફળ થશે તો આપણે કંપની સરકાર સાથે લઢવું પડશે. "

" કંપની સરકાર એવી મૂર્ખ નથી કે એક દારૂડીયા ઠાકોરના દારૂડીયા–અજ્ઞાન દોસ્તની સલાહથી તમારા જેવા બાહોશ અને બહાદુર ઠાકોરની સાથે લઢાઇ કરી દુષ્મનાવટ બાંધે. મને તો તેની સઘળી ખટપટો પાયા વગરની લાગે છે. મુજફ્ફરપુરના રજપૂતો અને ઠાકોર કેવા બળવાન છે તેની પણ કંપની સરકારને માહીતી છે. "

" એ બધું ખરૂં પણ રાજકન્યાને ઉપાડવાની તેણે જબરી ખટપટ કરી છે. "

" શું ? "

" એ કામ તેણે કૃષ્ણનંદનને સોંપ્યું છે. "

" શું કહો છો ? " કનુભાઇએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

" મ્હેં તપાસ કરવા મોકલેલો માણસ બરાબર ખબર લાવ્યો છે. કૃષ્ણનંદન રાજકન્યાની સાથે તમારી લલીતાને પણ ઉપાડવા માગે છે."

" આતો ઘણી ભયંકર વાત !" કનુભાઇ ગુસ્સાથી બોલી ઉઠયો.

" લલીતાનો એક ઉમેદવાર પણ ઉભો થયો છે. " રણમલે હશીને કહ્યું.

" તે વળી કોણ મૂઓ છે?"

" પૈસાથી પાયમાલ થએલો એક પૈસાદારનો પુત્ર. "

" તેનું નામ ? "

" પ્યારેલાલ પન્નાલાલ બ્રોકર એન્ડ ઓથર. " રણમલે ખુબ હશીને નામ ઉચ્ચાર્યું.

" નામતો લાંબુ લાગે છે. "

" નામ પ્રમાણે કામ પણ ભારે છે."

" તે કયાંનો રહેવાશી છે? "

" સુરતનો. "

" તેને પત્ની નથી કે જેથી તે લલીતાને પરણવા ઇચ્છે છે ? "

" તેની પત્ની પણ તેના જેવીજ હતી. પૈસે ટકે પાયમાલ થતાં તેણી તેના પતીના એક મિત્રની સાથે પસાર થઇ ગઇ. થોડા દિવસ પરજ મેં પેપરમાં વાંચ્યું હતું કે તેણીએ પ્યારેલાલના મિત્ર મતીલાલ સાથે પુનર્લગ્ન કર્યું છે. "

" આ બધી ખબર તમે કેવી રીતે મેળવી ? "

" મારા મિત્ર વિલીયમની માર્ફતે. " રણમલે તમામ વાત વિદીત કરી. પૈસાદારના પાયમાલ થયેલા પુત્ર પ્યારેલાલની વાત સાંભળી કનુભાઇ આશ્ચર્ય પામ્યો; અને પછી થોડી વારે કંઇક યાદ આવતાં બોલ્યો; " પહેલી તારીખનું છાપું વાંચવામાં આવ્યું હતું કે ? "

" ના. તેમાં કંઇ નવાજુની હતી ?"

" હા. "

" શું ? "

" વીલીયમ સાહેબ સપડાઇ ગયા છે. "

" ક્યાં ? કોનાથી ? " રણમલે વિસ્મયતાથી પૂછ્યું.

" આપણા દુષ્મનેજ તેને ફસાવ્યો છે. "

" શું કૃષ્ણનંદને ? "

" હા. "

" કેવી રીતે? વિલીયમ બાહોશ છે. તે કદી સપડાયજ નહિ. "

" હું કબુલ કરૂં છું કે વિલીયમ બહાદુર છે. પણ સમયે તેને ફસાવ્યો છે. જાણે એમ બન્યું કે કૃષ્ણનંદનને પકડવાનું કામ સરકાર તરફથી તેને માથે આવ્યું અને તેથી તે કૃષ્ણનંદનને પકડવા નીકળ્યો. એક જંગલમાં તેણે પડાવ નાખ્યો અને પછી સાંજના વખતે મડમ સાહેબ સાથે સાહેબ ફરવા નીકળ્યો. ત્યાંથી પાછાં ફરતાં દુષ્મનોનો ભેટો થયો. વીલીયમે ઘણા લુંટારાને જમીનદોસ્ત કર્યા. પણ આખરે પકડાયો અને કેદ થયો. દુષ્મનો તેને લઇ ગયા. "

" મડમનું શું થયું ? " રણમલે ગુસ્સે થતાં પૂછ્યું.

" મડમનું શું થયું તે કંઇ જાણવામાં આવ્યું નથી. "

" કૃષ્ણનંદનને હવે જલ્દી પકડવો જોઇએ. પાપાત્માએ મહા ભયાનક કામ કરયું છે. "

" તેના કર્મનો બદલો હવે તેને ટુંકમાંજ મળશે. "

" આપણે સત્યવીર અને વીલીયમને છુટા કરવાની ઘણી જરૂર છે. "

" તે હું જાણું છું અને તેથીજ આપણે કાલે કૃષ્ણપુર તરફ પ્રયાણ કરીશું. પ્રભુ આપણને યશ અપાવશે. "

" આવા સમાચારથી મારૂં દીલ વ્યાકુળ બની રહ્યું છે. પાપીને પકડી બદલો આપવાની મારી આતુરતા વધી રહી છે. " રણમલે કહ્યું.

" તે બધું સમયે બની શકશે. મારા ઠાકોર સાહેબ ! હવે થોડીકવાર આરામ લ્યો, તાપ સખ્ત પડયો છે." કનુભાઇએ કહ્યું.

" જ્યાંસધી પ્રધાનજીનો પત્તો લાગશે નહિ ત્યાં સુધી મને

સુખેથી નિદ્રા આવી શકશે નહિ. "

" પણ થોડીકવાર આડા તો થાવ. સમીસાંજ થતાં આપણે પાસેના ગામમાં જઇશું અને ત્યાંથી ઘોડા પર સ્વાર થઇ આપણા નગરમાં પહોંચી જઇશું. " કનુભાઇએ કહ્યું.

રણમલ આડો થયો. કનુભાઇ પણ મૃગચર્મ ઉપર સુતો. બપોર નમ્યા હતા. ઉષ્ણ પવનમાં કંઇક શીતળતા આવી હતી. ગરમ અને મિશ્રીત પવનની લ્હેરો આવતી હતી. થોડો સમય વીતતાં બન્ને જણા નિદ્રાવશ થયા. રાજવંશી યુવકો ભર જંગલમાં પૃથ્વીપર પાથરેલા મૃગચર્મ પર ઉંઘવા લાગ્યા. લગભગ બે કલાક ઉંઘ લઇ રણમલસિંહ એકાએક જાગી ઉઠયો. તેણે ઉંઘતા કનુભાઇ તરફ જોયું અને પછી આત્મગત બોલવા માંડયું, " મને નિદ્રામાં અજંપો થઇ આવ્યો. સ્વપ્નમાં મેં શું દીઠું ? કેવો ભયાનક બનાવ ? જાણે મારા પ્રધાનજીને પાપી કૃષ્ણનંદને જીવતાજ સળગાવી મૂક્યા અને વીલીયમ સાહેબને ફાંસો દીધો. કેવો દિલ ધ્રુજાવનારો દેખાવ ? સત્યવીર અને વીલીયમના મરણનો દેખાવ મહા ભયંકર હતો. નિદ્રામાં મારી છાતી ચીરાઇ જતી હતી. શું કૃષ્ણનંદન આટલો બધો ક્રૂર હશે ? હશેજ. ફાંશીયો લુંટારો દયાહિનજ હોય. તેણે અનેક ખુન કર્યાં છે. બસ હવે મારે વધુ વિલંબ કરવો જોઇએ નહિ. આવતી કાલે પ્રભાતમાંજ તે પાપીને પકડવા યા જીવતો મારવા તેના નગર તરફ જઇશું. " રણમલસિંહ શાન્ત રહી પુનઃ બોલવા લાગ્યો.

" અહા ! કેવો ભયંકર લુંટારો ! દેવી રત્નાવતી ! તારોપર પણ ભયંકર આફત આવવાની તૈયારી થઇ ચૂકી છે. પણ ગભરાઇશ નહિ. પાપી તેના કામમાં ફત્તેહ પામશે નહિ. તને ઉપાડી જવા ઇચ્છનાર પાપાત્માને હું પલકવારમાં હતો નહતો કરી નાખીશ. ઠીક છે; આ બધું હવે થોડામાંજ થઇ રહેશે. પ્રથમ મારે મારા મિત્ર અને પ્રધાનજીને મેળવવા જોઇએ. દુષ્મનના કેદખાનામાંથી તેમનો સત્વરે ઉદ્ધાર કરવો જોઇએ. આ દુનિયામાં જે સત્યને રસ્તે ચાલે છે, તે ખરેજ દુઃખી થાય છે. સત્યવીર ! મારા પ્રિય

પ્રધાનજી! તમે ન્યાયી છો. તમારૂં હૃદય વિશુદ્ધ છે. નિર્દોષના બચાવને અર્થેજ તમારે ભયંકર પાપીની સાથે દુશ્મનાવટ થઇ છે. તે પાપાત્માએજ તમને ગૂમ કર્યા છે. તમારી શોધમાં અમે ઘણું રખડયા છીએ. અનેક માણસો પણ શોધમાં ફરે છે. તમે ક્યાં છો એની કંઇક માહિતી હાલમાં મળી છે. અમે કાલેજ કૃષ્ણપૂર તરફ આવવા નીકળીશું અને ત્યાં આવી કૃષ્ણનંદનને પકડી તમારો છૂટકો કરીશું." મુજફરપુરનો ઠાકોર રણમલ આવી રીતે તેના મનોદ્ગાર કાઢી રહ્યો હતો.

છેવટે સાંજ પડી. ગરમી ઓછી થઈ. તીવ્ર તડકો નરમ પડ્યો. તાપના કારણે માળાઓમાં છૂપાઇ ગએલાં પક્ષીઓ પણ બહાર નીકળી આમતેમ ઉડતાં જણાવા લાગ્યાં. રણમલે ઉંઘતા કનુભાઇ તરફ જોયું.

કનુભાઇની નિદ્રા હજી પૂરી થઇ ન્હોતી. અમાત્યને હવે જગાડી નગર તરફ જવું જોઈએ. રાત્રિ પડતાં અંધકાર થશે. આમ વિચારતા રણમલે કનુભાઈના શરીરપર હાથનો સ્પર્શ કરી કહ્યું, "અમાત્યજી" એ ચારવાર બોલતાં કનુભાઇની નિદ્રા જતી રહી. તે તત્કાળ ઉઠી બેઠો થયો અને આંખ્યો ચોળતો બોલ્યો, "હું આજે ઘણું ઉંઘ્યો."

"હા, સાંજ સુધી ઉંઘ્યા."

"આખી જીંદગીમાં દિવસના તો આટલું આજેજ ઉંઘ્યો છું."

"તાપ–શ્રમ અને ઉજાગરાથી ઉંઘ આવેજ."

"તમે નિદ્રા લીધી નથી એમ તમારા મુખપરથી જણાય છે?"

"મને ઉંઘ આવી હતી; પણ અજંપો થઇ આવવાથી નિદ્રા જતી રહી અને એકાએક હું જાગી ઉઠયો."

"ચાલો ત્યારે આપણે હવે હાથ મુખ ધોઇ ગામ તરફ જવાની તૈયારી કરીએ."

"હું પણ તેજ વિચારમાં છું."

"આટલામાં ક્યાંય જળાશય હશે કે?"

"મારા ધારવા પ્રમાણે અહિં નજીકમાંજ એકાદ તળાવ અગર કુવો હોવો જોઇએ."

" ચાલો આપણે તપાસ કરીએ."

બંને ઉભા થયા અને ઝોળી–કમંડળ વગેરે ઉપાડી ત્યાંથી આગળ ચાલ્યા. લગભગ અર્ધો માઈલ આવતાં તેમની નજરે એક તળાવ જણાયું. બન્નેએ તળાવ કિનારે હાથ મુખ ધોઈ પાણી પીધું. કમંડળમાં પણ પાણી ભરી લીધું અને પછી ત્યાંથી પ્રયાણ કર્યું. આગળ ચાલતાં તેમણે એક ઝાડીમાં પ્રવેશ કર્યો. આ ઝાડી લાંબી અને વીકટ હતી. દિવસના પણ બરાબર પ્રકાશ પડતો નહિ. ઝાડીની અંદર જંગલી–હિંસક પ્રાણીયો રહેતાં હોય એવું અનુમાન રસ્તામાં પડેલાં જાનવરોનાં હાડકાં અને હાડપિંજર જોઇ થતું હતું.

રણમલે અને કનુભાઇએ ઝાડીમાં પ્રવેશ કરી આગળ ચાલવા માંડયું. એવામાં એક અજબ બનાવ બન્યો. રણમલ અને કનુભાઈના કાંને માણસોના બોલવાનો અવાજ સંભળાયો. આ ઝાડીમાં માણસો ક્યાંથી? બન્ને વિચારમાં પડયા. અવાજ સામી બાજુએથી આવતો હતો. સામી બાજુએ એક બીજો રસ્તો આવેલો હતો. તે રસ્તો પહોળો હતો.

કનુભાઇ અને રણમલ જે રસ્તે જતા હતા, તે રસ્તો સાંકડો અને વૃક્ષોથી ઘેરાએલો હતો.

રણમલ અને કનુભાઇ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ ગયા. એ તરફ પણ ઝાડી આવેલી હતી અને ઝાડીની વચ્ચે વિશાળ મેદાન આવેલું હતું. કનુભાઇએ અને રણમલે નાના રસ્તાપરથી એ મેદાન તરફ જોયું તો તેમને અત્યંત અજાયબીની અંદર માલૂમ પડયું કે ચાર બુકાનીયો બાંધેલા અને રાક્ષસી દેખાવના માણસો ત્યાં બેઠા–બેઠા કંઇક ખાવાનું ખાય છે. તેમના ચાર ઘોડાઓ નજીકમાં ઉભા હતા. વધુ આશ્ચર્ય જેવું તો એ હતું કે તે ચારે જણાથી થોડેક દૂર બે ખુબસુરત બાળાઓ બેઠેલી હતી. એ ચાર માણસોમાંથી એક માણસ તે બાળાઓને ખાવાનું ખાવા કહેતો હતો; પણ તે બન્ને બાળાઓ બોલ્યા વિના કહેનારની તરફ ગુસ્સાની નજરે જોઇ રહી હતી.

તે બન્ને બાળાઓના હાથ બાંધેલા હતા. રડવાથી તે રમણીયોનાં નેત્રો લાલચોળ થએલાં જણાતાં હતાં. રણમલ અને કનુભાઇ આવું અદ્દભૂત દૃશ્ય જોઇ આશ્ચર્યચકિત થયા અને ધ્યાનથી તે બન્નેની તરફ જોઈ રહ્યા. રણમલ મનમાં વિચારતો હતો કે; અરે તે ચારે માણસો કોણ હશે? તેમનાથી દૂર બેઠેલી બાળાઓ કોણ હશે? તેમના દેખાવપરથી તો તેઓ દુષ્ટાત્માઓ જેવા ભાસે છે. શું એ લોકો ગુલામી વેપાર કરનારા તો નહિ હોય? શું ખબર પડે? જે હશે તે હમણાં જણાશે? જો મારા ધારવા મુજબજ હશે તો મારે બાળાઓના બચાવને અર્થે પાપીઓની સાથે લઢવું પડશે." આમ વિચારતા રણમલે કનુભાઇ તરફ જોયું. કનુભાઇની પણ વિચિત્ર અવસ્થા થઈ રહી હતી.

---

## પ્રકરણ ૧૦ મું.

### અજબ સંયોગ.

સાંજ પડી હતી. ઉકળાટ શાન્ત થયો હતો. ચાર લુંટારા જેવા જણાતા માણસો બે બંધીવાન બાળાઓ સાથે ઝાડીની વચ્ચે આવેલા ચોગાનમાં થાક ખાવાને બેઠા હતા. નજીકની ઝાડીમાં છૂપાઇ ઉભેલા કનુ અને રણમલ એ વિચિત્ર દૃશ્ય અવલોકી રહ્યા હતા. એવામાં કનુએ તે બે રમણીયોમાંથી એકને ઓળખી રણમલ પ્રત્યે ધીમેથી કહ્યું, "ગજબ થયો છે."

"કેમ વારૂ?"

"એ બે બાળાઓમાંની એક તો લલીતા છે." કનુએ કહ્યું.

"શું ખરૂં કહો છો?" રણમલે પૂછ્યું.

"હા. હું લલીતાને બરાબર ઓળખું છું. હું માણેકચંદનો મ્હેમાન

થયો હતો; ત્યારે લલીતાને માથેજ મારી સરભરાનું કાર્ય હતું. મને લાગે છે કે તેની સાથેની બાળા રાજકન્યા હોવી જોઇએ. કારણ કે આપણને ખબર મળી છે કે કૃષ્ણનંદને રાજકુમારીનું હરણ કરવાનું કબુલ્યું છે.”

“ખરેખર એમજ. એ ચારમાંથી એક કૃષ્ણનંદન હોવો જોઇએ.”

“જે હશે તે હમણાં જણાશે. પાપીઓ આપણા હાથથી હવે જીવતા જઇ શકશે નહિ, સારૂં થયું કે આપણે આ રસ્તેજ આવ્યા. હવે આપણે ગૂપચૂપ ઉભા રહી જોયા કરવું કે તેઓ શું કરે છે. તે અધમોને થોડીકવાર થાક ખાવા દયો. તે હવે થોડીકવારનાજ મ્હેમાન છે.”

કનુભાઇ અને રણમલ ભરેલી પિસ્તોલો હાથમાં પકડી એ તરફ જોઇ રહ્યા. પેલી તરફ બાળાઓ શાન્તિથી બેસી રહી હતી. ચારે દુષ્ટાત્માઓ પરસ્પરમાં વાતો કરતા નાસ્તો ખાતા હતા. એવામાં તે ચારમાં એક જે કૃષ્ણનંદન હતો; તેણે બે બાળાઓ તરફ જોઇ કહ્યું, “તમે કયાં સૂધી ભૂખનું દુઃખ સહન કરશો? છોકરીયો યાદ રાખજો કે તમે ભૂખે મરી જશો તો પણ તમે પાછાં જઇ શકશો નહિ.”

“એ તો અમે પણ જાણીએ છીએ. પણ તે પહેલાં અમને જણાવતો ખરો કે તું કોણ છે અને અમને કયાં લઇ જાય છે?” લલીતાએ પૂછ્યું.

“છોકરીયો! તમે કોઇ દિવસ કૃષ્ણનંદનનું નામ સાંભળ્યું છે કે?”

“હા, કૃષ્ણનંદન કરીને એક માણસ ઠગ લોકોની ટોળીનો નાયક છે. શું તે તુંજ છે?”

“હું તે પોતેજ.”

“તું અમને કયાં લઇ જવા ઇચ્છે છે?” લલીતાએ પૂછ્યું.

“હું તમને સુખમાં નાખવા મારી સાથે લઇ જનાર છું. આ રાજકન્યા એક બ્હાદુર ઠાકોરની રાણી બનશે અને તું એક નગરશેઠની પત્ની થશે.”

"કયો ઠાકોર અને કયો નગરશેઠ ?" લલીતાએ પુછયું.

અમરકોટનો ઠાકોર સૂર્યમલ આ રાજ્યબાળાને પ્રાણથી પણ વધારે ચાહે છે અને પ્યારેલાલ કરીને એક રૂપ ગુણ સંપન્ન યુવાન તારા જેવી રમ્ય રમણીને મેળવવા ઘણોજ આતુર છે. એ બન્ને મારા મિત્રો હોવાથી મારે તેમનું કામ કરવું જોઇએ અને તેથીજ તમને બન્નેને તેઓની પાસે લઇ જઇ મારી ફરજથી મારે મૂક્ત થવું જોઇએ." કૃષ્ણનંદને હશીને કહ્યું.

"બદલામાં તને શું મળનાર છે?" લલિતાએ પૂછ્યું.

"તે મારા ધનવાન મિત્રો મારા કામની સારી કદર કરશે એવી મને સંપૂર્ણ ખાત્રી છે."

"કૃષ્ણનંદન! હજી પણ હું તને એક વખત કહેવાની હિંમત કરૂં છું કે તું અમને અમારા સ્થાને મૂકી જા. અમે તને પુષ્કળ ધન અપાવીશું."

"મારી મરજી એવી નથી. મારે તો મારા મિત્રોનું કામ કરીનેજ દ્રવ્ય મેળવવું છે."

"ધીક્કાર છે તને. તારાં આ કર્મનો બદલો તને અવશ્ય મળશે."

"હું કર્મના બદલાને માનતો નથી. પુણ્ય પાપને તો તુચ્છજ સમજું છું."

"કૃષ્ણનંદન! તું ઘણોજ બહાદુર છે. તારી બહાદુરીની વાતો મેં સાંભળી છે. તારા જેવા બહાદુરને અમારા જેવી નિર્બળ બાળાઓને દુઃખી કરવી ન જોઇએ. ભાઇ! તું દાનો થા અને અમને અમારા સ્થાને પાછો મૂકી જા." રાજકન્યાએ કહ્યું.

"હું બ્હાદુર છું એ સૌ કોઇ જાણે છે. હું તમને દુઃખમાં નાખવા લઇ જતો નથી. મેં તમને પ્રથમજ જણાવ્યું છે કે હું તમને સુખમાંજ નાખીશ. છોકરીઓ! પાછા જવાની આશાનો હવે સદાને માટે ત્યાગ કરજો." કૃષ્ણનંદને જણાવ્યું.

"ખરેખર, કસાઇના દિલમાં કરૂણા કદી ઉત્પન્ન થાયજ નહિ.

એ ભારતભૂમિના ભૂત! તું કેવું ભયંકર કામ કરી રહ્યો છે એનો તો ખ્યાલ કર? શામાટે રાક્ષસી કર્મો કરી રહ્યો છે?" લલીતા બોલી.

"હું ગમે એવો છું અને ગમે તે કરૂં છું તે વિશે તમારે એક પણ શબ્દ બોલવાની જરૂર નથી. તમારે તો મુંગે મોંઢે મારી સાથે આવવાનું છે. જો ઝાઝું બોલશો તો તમારા મુખમાં ડુચા મારવામાં આવશે."

કૃષ્ણનંદનના આવા શબ્દો સાંભળી બન્ને બાળાઓ મનમાં ઘણી દુઃખી થઇ. અત્યાર સુધી શાન્તિથી જોઇ રહેલો રણમલ ગુસ્સાથી લાલ પીળો થઇ ગયો. તે મન સાથે બોલી ઉઠયો; "પાપીએ ભયાનક કામ કર્યું છે. સારૂં થયું કે પરમાત્માએ અમને આ સ્થળેજ મોકલી આપ્યા. કૃષ્ણનંદન! નરાધમ! તારા પગ મૃત્યુના કુંડાળામાં આવી ચૂકયા છે. મેં આજે તને બરાબર ઓળખ્યો છે. તારી જીંદગી હવે ટુંકી છે. મૂર્ખાઓ મનમાં સમજે છે કે આ જંગલમાં અમે નિર્ભય છીએ; પણ ના; તમે ફસાયા છો. તમારા મ્હોતના ડંકા વાગી રહ્યા છે. ઘોર કર્મના કરનારા! ત્હેં કરેલાં રાક્ષસી કર્મોથી આ ધરા ધ્રુજી રહી છે. દેશના અનેક નિર્દોષ જનોના પ્રાણ તેં લીધા છે. તને પકડવા મોટાં ઇનામો જાહેર થયાં છે. પવિત્ર ભારતના ભયંકર શત્રુ! તેં દેશની સેવા કરવાને બદલે નિર્દોષ પ્રજાજનોના પ્રાણ લીધા છે. બસ; એ સઘળા કર્મનો બદલો હવે તને પુરેપૂરો મળશે. આજે તું મરીશ અગર બંધિવાન બની કારાગૃહમાં પૂરાઇશ."

રણમલ આવી રીતે મનોદ્દગાર કાઢી રહ્યો હતો. એવામાં કનુબાઇએ ધીમેથી પૂછ્યું, "કેમ સઘળું જાણ્યુંને?"

"હા."

"બન્ને બાળાઓને ઓળખી?"

"બરાબર."

"હવે શું વિચાર?"

"વિચારમાં હવે એજ કે આપણી પાસેની આ ભરેલી પિસ્તોલો દબાવો અને ચાર પાપીઓમાંથી પ્રથમ બેને પૃથ્વી પર સૂવારો."

"અને બાકીના બે?"

"મારી ઇચ્છા કૃષ્ણનંદનને જીવતો પકડવાની છે. આપણે બાકીના બેને પૂરા પડીશું."

"કદાચ જીવ પર આવશે તો?"

"પરલોકમાં પહોંચતા કરીશું."

"ત્યારે કરો શરૂઆત."

"સંભાળ પૂર્વક તાકીને બ્હાર કરજો." કહી રણમલે એકની તરફ પિસ્તોલ તાકી. કનુભાઇએ બીજા તરફ નેમ ટાંકી. એક સાથેજ અવાજ થયો. જંગલ ગાજી ઉઠયું. કૃષ્ણનંદનના બે સેવકોના શરીરમાં ગોળીયો ઉંડી પેઠી. બન્ને જણા જમીન પર પડી તરફડવા લાગ્યા. ગોળીઓએ મર્મ સ્થાનમાં પ્રવેશી આબાદ કામ કર્યું હતું. કૃષ્ણનંદન અને તેનો એક સેવક આ અકસ્માત જોઇ ગભરાયા, કૃષ્ણનંદન ચારે તરફ જોવા લાગ્યો. પણ તત્કાળ તે ઉભો થયો. તેણે રાજકન્યા અને લલીતાને ઉભાં થવા જણાવ્યું. પણ બન્ને બાળાઓએ તેના કહેવા પ્રત્યે ધ્યાન આપ્યું નહિ. કૃષ્ણનંદનના ઘાયલ થઇ પડેલા સેવકો થોડીવાર તરફડી સ્વધામ સિધાવી ગયા. તેની સાથે નોકરના વેશમાં જે માણસ હતો; તે કૃષ્ણનંદનનો સેવક ન્હોતો પણ આપણા માન ભૂખ્યા દાંભીક શેઠ પ્યારેલાલજી હતા. તે માર્ગમાંજ કૃષ્ણનંદનને મળી ગયો હતો અને તેની સાથે અહિં સુધી આવ્યો હતો. તેના સારા નશીબે તે કૃષ્ણનંદનની નજીકમાં બેઠો હતો. જો તે મરનારા બે સેવકોની સાથે બેઠો હોત તો તે પણ ગોળીનો ભોગ થાત. કૃષ્ણનંદનને તેણે જલ્દીથી પસાર થવાનું કહ્યું. બન્ને તૈયાર થયા; પણ રાજકન્યા અને લલીતા ઉભાં થયાં નહિ.

કૃષ્ણનંદને કોપ પૂર્ણ નેત્રો વડે બન્ને તરફ જોઇ કહ્યું, "કેમ સંભળાતું નથી? ઉઠો, જલ્દી ઉભાં થાવ."

"અમે કોઈ ઉપાયે તારી સાથે આવનાર નથી." લલીતાએ જણાવ્યું.

"એમ તો જોયા કરો કે તમને ઘોડાની સાથે જકડીને બાંધીને લઇ જાઉં છું કે નહિ." આમ બોલતો કૃષ્ણનંદન ઉગ્ર આવેશથી બન્ને બાળાઓની તરફ જવા લાગ્યો. પણ એટલામાંજ સાધુના વેશમાં છૂપાઇ રહેલા રણમલે અને કનુભાઇએ બહાર નીકળી આવી મોટા અવાજથી તેને બાળાઓની નજીક જતો અટકાવ્યો.

કૃષ્ણનંદને પાછું વાળીને જોયું. બે સાધુઓને જોઇ તે આશ્ચર્ય અને ભય પામ્યો. પ્યારેલાલનાં તો મોતીયાંજ મરી ગયાં. તે સર્વાંગે ધ્રુજવા લાગ્યો. રણમલે ક્રોધ ભર્યા અવાજે કૃષ્ણનંદનને ઉદ્દેશી કહ્યું, "નર પિશાચ! તારો પ્રયત્ન હવે નકામો છે. આ જંગલમાં આવાંજ કર્મને માટે આવ્યો હતો કે? દુષ્ટાત્મા! જાણતો નથી કે નિર્દોષનું રક્ષણ કરનાર પરમાત્મા સર્વત્ર વ્યાપી રહેલ છે?"

કૃષ્ણનંદને રણમલના બોલવા તરફ ધ્યાન નહિ આપતાં કહ્યું, "મારા કામની વચ્ચે આવવાનો તમને શું હક્ક છે. જાવ, તમે તમારા રસ્તે ચાલ્યા જાવ."

"નિર્દોષ જનોનું રક્ષણ કરવાનો હક્ક અમને પરમાત્મા તરફથી મળેલો છે. અમે ચાલ્યા જવાને અહિં આવ્યા નથી; પણ તારા જેવા જાલીમના પંજામાંથી આ બન્ને બાળાઓને બચાવવા–છોડાવવા આવ્યા છીએ."

"હજી પણ કહું છું કે ચાલ્યા જાવ. સાધુ જાણી મને રહેમ આવે છે." કૃષ્ણનંદન બોલ્યો.

"રાક્ષસના હૃદયમાં રહેમનો સંભવ હોયજ નહિ, કદાચ જો તું એમ માનતો હોય તો પણ અમને તારી રહેમની જરૂર નથી."

"મને ઓળખો છો?" કૃષ્ણનંદને બરાડ પાડીને પૂછ્યું.

"સારા માણસને ઓળખવા કરતાં અધર્મી મનુષ્યને ઘણા માણસો ઓળખે છે. તું આખા દેશનો દુષ્મન છે; ચાલાક ચોર

છે; તાલીમબાજ ઠગ છે અને નિર્દોષ પૈસા પાત્રોને લુંટનાર લુંટારો અને અસાવધ મુસાફરોને ફાંસા નાખી મારી નાખનારો જાલીમ ફાંશીયો છે. તારૂં નામ કૃષ્ણનંદન છે. બોલ ખરૂંને ?" રણમલે પૂછ્યું.

"બસ હવે તમે ગમે એ હો; પણ અહિંથી જીવતા જનાર નથી."

"કારણ ?"

"મારા કોપમાં તમે સંપૂર્ણ ફસાઇ ચૂક્યા છો. તમારે મારી તલ્વારને તાબે થવુંજ પડશે."

કનુભાઇ અટ્ટહાસ્ય કરી બોલ્યો; "એ તો હવે થોડીવારમાંજ જણાશે."

"એટલે ?" કૃષ્ણનંદને પૂછ્યું.

"તું અમને તારી તલ્વારને તાબે કરે છે કે તું અમારી પિસ્તોલોને તાબે થાય છે ? પિશાચ! જો; આ બે પિસ્તોલો અમે તારે માટેજ તૈયાર કરી રાખી છે. આ પિસ્તોલથી તારા બે સેવકોના પ્રાણ ગયા છે અને તમારા બન્નેના જવાના હવે બાકી છે."

પિસ્તોલ જોતાંજ કૃષ્ણનંદનનાં હાંજાં ગગડી ગયાં, પ્યારેલાલ પાછે પગલે ખશી થોડેક દૂર જઇ ઉભો રહ્યો. કૃષ્ણનંદન કંઇક વિચારમાં પડયો. એટલામાંજ રણમલે વાઘની માફક છલંગ મારી તેને ગરદનમાંથી પકડયો. કૃષ્ણનંદને રણમલના હાથમાંથી છૂટવાને અથવા તો તેને જમીનપર પટકવાને જીવતોડ પ્રયત્ન આરંભ્યો. બન્નેનું મલ્લ યુદ્ધ મચી રહ્યું. કનુભાઇએ બન્ને બાળાઓની નજીક જઇ તેમને બાંધેલા બંધન છોડી નાખ્યા. એ સાથેજ મલ્લ યુદ્ધમાં મચેલા રણમલે કૃષ્ણનંદનને જમીનપર પછાડયો. કૃષ્ણનંદનને જમીનપર પછડાતો જોતાંજ દૂર ઉભેલો પ્યારેલાલ મૂઠીયો વાળીને નાઠો. કનુભાઇ તેને પકડવા તેની પાછળ દોડયો; અને થોડીવારમાંજ તેને પકડી પાડી પાછો ખેંચી આણ્યો. લલીતાએ દોરડું રણમલ તરફ ફેંકયું. રણમલે પાપીને જકડીને બાંધ્યો. પ્યારેલાલની પણ એજ ગતી થઈ. આ પછી રણમલે કનુભાઇને ઘોડેસ્વાર થઈ પાસેના ગામમાં જઇ સિપાહીઓને

બોલાવી લાવવાનું કહ્યું. કનુભાઇ ઘોડેસ્વાર થઇ ગામ તરફ જવા ઉપડી ગયો.

રણમલે બન્ને બાળાઓને શાન્તવન આપ્યું. લલીતાએ ઉપકાર માન્યો. બન્ને બાળાઓએ પોતાના ઉપકારક તરફ માનની લાગણી દર્શાવી તેમની વિતક વાર્તા જણાવી. રણમલે કૃષ્ણનંદનને ધિક્કાર આપ્યો.

કૃષ્ણનંદન કંઇપણ નહિ બોલતાં પડયો રહ્યો; પણ પ્યારેલાલથી ચૂપ રહી શકાયું નહિ. તે મરવા જેવો થઇ ગયો હતો અને આ આફતથી છૂટવાને ઇચ્છતો હતો. તેણે નમ્રસ્વરે કહ્યું.

" સાધુ મહારાજ ! આપ પ્રત્યે મારી એક અરજ છે ? "

" શું ? " રણમલે પૂછયું.

" હું તમારી દયા ચાહું છું. "

" શામાટે ? "

" મને છોડી મૂકો. "

" નહિ; તારે તો કેદખાનામાં પડી સડવું પડશે. "

" મહારાજ ! મારી અને મારા બાપદાદાની આબરૂ કોડીની થઇ જશે. "

" જો તું આબરૂ ધરાવતો હોત, તો આ પાપીની સેવામાં રહેતજ નહિ. "

" હું આ કર્મચંડાળનો નોકર નથી. " પ્યારેલાલે કહ્યું.

કૃષ્ણનંદને ગુસ્સાથી પ્યારેલાલ તરફ જોયું; પણ બંધીવાન થએલા પાપીની દરકાર નહિ કરતાં પ્યારેલાલે પુનઃ રણમલને કહ્યું; " જો આપને ખાત્રી ન થતી હોય તો હું ભગવાનના સોગન ખાઇને કહું છું કે હું આ લુંટારા-ફાંશીયાનો સેવક નથી. "

" ત્યારે તું મુઓ કોણ છે ? "

" હું એક વિદ્વાન અને લાયક માણસ છું, પણ મારા ખરાબ નશીબથીજ હું આ શયતાનની સોબતમાં સપડાયો છું. "

" તારૂં નામ ? "

" મહેરબાન ! મારૂં નામ સુપ્રસિદ્ધ છે—હું એક મોટો નવલ-કથાકાર અને પૈસાપાત્ર માણસ છું. "

રણમલને તેનું બોલવું સાંભળી હસવું આવ્યું. તેની ખાત્રી થઇ કે આ કોઇ મૂર્ખોજ છે. છતાં પૂછ્યું, " તારૂં નામ ? "

" પ્યારેલાલ પન્નાલાલ બ્રોકર એન્ડ ઓથર. "

રણમલથી ખડખડાટ હશી જવાયું, પણ પછી શાન્ત થઇ પૂછ્યું; તારૂં ગામ ? "

" સુરત. "

" તેં પુસ્તક લખ્યાં છે નહિં વારૂ ? "

" હાજી; મેં થોકબંધ પુસ્તક લખેલાં છે. તેમાં એક પુસ્તક તો આખી દુનિયાંને પ્રિય થઇ પડયું છે. "

" તારા જેવા વિદ્વાન અને પૈસાદાર માણસો આવા દુષ્ટની સાથે રહે છે જાણી આશ્ચર્ય પામું છું. "

" મહારાજ ! માણુસની ભૂલ એકજવાર થાય છે. હું હવે આવા કમનસીબ માણસના છાંયડે પણ ઉભો રહીશ નહિ. "

"તું તારી શી મતલબ પૂર્ણ કરવાને આની સાથે જોડાયો હતો?"

" આ લલીતા બાઇને પરણવા. " રાજકન્યા વચ્ચેજ બોલી ઉઠી. રણમલે સપ્રેમ નજરે રાજકન્યા સામે દ્રષ્ટી કરી પ્યારેલાલ પ્રત્યે કહ્યું, પ્યારેલાલજી તમે પણ ભારે કરી ?

પ્યારેલાલ બોલ્યો, " બાપજી ! મારી ભૂલ થઇ. લલીતા મારી બ્હેન છે. મારા કમનશીબેજ મને એવી મંદ બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. સાધુ મહારાજ ! મારીપર દયા કરો. મારી વિદ્વતા, મારી ખાનદાની પ્રત્યે રહેમ લાવો. "

" જે વિદ્વાન અને ખાનદાન હોય છે; તે તારા જેવા મૂર્ખ અને પાપાત્મા હોતા નથી. તું સફેત શાહુકાર, ઉજળો ઠગ છે. તારા જેવાને છોડી મૂકવાથી ઇશ્વરના અપરાધી થવાય છે. મારે હજી તારી

પૂરી તપાસ કરવી છે. મારી તપાસમાં જો તું નિર્દોષ અને સારો માણસ માલમ પડીશ તો તને તરતજ છોડી મૂકવામાં આવશે."

"ત્યારે મારી તપાસ કરી નાખો." પ્યારેલાલે કહ્યું.

"તારી તપાસ નગરમાં જઇને થશે."

"કયા નગરમાં?"

"મુજફ્ફરપુરમાં, કારણકે આ સરહદ મુજફ્ફરપુરની છે."

"મુજફ્ફરપુરમાં મને ક્યાં રાખવામાં આવશે?"

"કેદખાનામાં."

"શું મારા જેવા શ્રીમાનને કેદખાનામાં?"

"જેટલો ગરીબ ગુન્હેગાર છે; તેટલોજ શ્રીમાન હોય છે. પ્યારેલાલ! તારા શબ્દો સાંભળી મને ઘણોજ અફસોસ થાય છે. તું જુઠ્ઠો અને મહાદાંભીક છે એવી મારી સંપૂર્ણ ખાત્રી થઇ ચૂકી છે."

"પણ એમાં મારો દોષ નથી."

"ત્યારે?"

"મારા બાપનો. કારણકે તેણે નિરંતર જુઠું બોલવામાંજ તેની આખી જીંદગી ગૂમાવી છે. બાપના ગુણ પુત્રમાં ઉતરે એવી મારી દ્રઢ માન્યતા છે."

"તું હવે છાનો માનો પડ્યો રહે. મારે તારૂં કંઇ પણ સાંભળવું નથી."

"તમે નહિ સાંભળો છતાં હું બોલ્યાજ કરીશ અને મારી નિર્દોષતા સાબીત કરી આપીશ. સાધુ મહારાજ? મને એ તો જણાવો કે તમે સાધુ છો; છતાં આવી રીતે પકડા–પકડી કરવાનું અને પાસે પિસ્તોલો રાખવાનું શું કારણ છે?"

"મેં તને એક વખત જણાવ્યું કે છાનોમાનો મરી રહે, તારે કંઇ પણ જાણવાની જરૂર નથી. જો વધારે બોલીશ તો અધમુઓ કરી નાખીશ."

"બાપજી! હું હવે વધારે નહિ બોલું; પણ મારે હવે એકજ

અને છેલ્લી વિનંતી આપને કરવાની છે ?"

"જે કહેવું હોય તે કહી નાખ." રણમલે કંટાળીને કહ્યું.

"જો આપ મને છોડી મૂકો તો હું આપને કંઇક આપું."

સત્યવીર મનમાં હસ્યો. મૂર્ખ પ્યારેલાલ પ્રત્યે તિરસ્કાર પ્રકટયો; પણ મુખ ગંભીર રાખી બોલ્યો; "શું તું લાંચ આપવા ધારે છે ?"

"લાંચ નહિ પણ બક્ષીસ. મારી પાસે એક હિરાની વીંટી છે, તે આપ સ્વીકારો અને મને જવાદો. હિરાની વીંટી કીંમતી છે. તેને વેચતાં ઘણા પૈસા મળશે. તમારે સાધુઓને ભીખ માગવી નહિ પડે."

"દુષ્ટ–હરામખોર છાનો મરી રહે." રણમલે એક તમાચો ખેંચી કાઢયો.

પ્યારેલાલ ગાલ પંપાળતો ચૂપ થઇ પડયો રહ્યો. રાજકન્યા અને લલીતા પ્યારેલાલની મૂર્ખતાપર હસવા લાગ્યાં.

રણમલ બન્ને બાળાઓની નજીક જઇ બેઠો; અને તેમની સાથે વાતો કરવા લાગ્યો. લલીતાએ રણમલનું સત્ય ઓળખાણ જાણવાને માટે ઘણાએ પ્રયત્નો કર્યા પણ ચાલાક રણમલે પોતાનો ભેદ કળાવા દીધો નહિ. સૂર્ય ભગવાન અદૃશ્ય થઇ ગયા હતા. સાયંકાળનો સમય થયો હતો.

કનુભાઇના આવવાની રાહ જોવાતી હતી. રણમલ અને બાળાઓ વાતો કરી રહ્યાં હતાં.

આ વખતે શાન્ત પડયો રહેલો કૃષ્ણનંદન કોઇને ખબર પડે નહિ એવી રીતે નાશી છૂટવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

તેણે ઘણી મહેનતને અંતે હાથે બાંધેલું દોરડું ઢીલું કરી નાખ્યું. એમ કરતાં તેના હાથ છોલાઇ ગયા. દોરડું જાડું હતું. ગાંઠયો ઉપરા સાપરી વાળેલી હતી. કૃષ્ણનંદને પ્રથમ તો ગાંઠયો છોડવાનો પ્રયત્ન કરી જોયો પણ ગાંઠયો મજબુત હોવાથી તેના દાંત પણ કામ કરી શકયા નહિ. આથી તેણે બાંધેલા બંધ ઢીલા કર્યા. મહા મહેનતે એક હાથ અને પછી બીજો હાથ છૂટા કર્યા. આટલું

કરી તે થોડીકવાર પડયો રહ્યો. રણમલ તરફ નજર કરી. રણમલ વાતોએ ચઢેલો જણાયો. સાયંકાળના ઝાંખા અજવાળાએ પણ તેને કંઇક મદદ કરી. કૃષ્ણનંદને ઘોડા તરફ નજર કરી. ઘોડો નજીકમાંજ ચરતો જણાયો. આ પછી તેણે ધીમે રહી કેડમાંથી છૂરો કાઢયો અને ધીમે રહી પણ અતી ત્વરાથી પગનું બંધન કાપી નાખ્યું. બંધન મુક્ત થતાંજ પુનઃ તેણે રણમલ તરફ નજર કરી. રણમલ તેની તરફ પીઠ ફેરવી નિશ્ચિંત મને ગપ્પાં મારી રહ્યો હતો. આ તકનો લાભ લઇ કૃષ્ણનંદન એકદમ ઉભો થયો અને ઘોડાની પાસે પહોંચી જઇ ઘોડેસ્વાર થયો.

પ્યારેલાલે બૂમ પાડી. રણમલ ચમકયો; અને એકદમ ઉભો થઇ નાશી છૂટેલા દુષ્મનની પાછળ દોડી પિસ્તોલનો બ્હાર કર્યો; પણ દૂર ગએલા પાપીને ગોળી પહોંચી શકી નહિ. રણમલે બીજા ઘોડા પર સ્વાર થઇ તેની પાછળ પડવા વિચાર કર્યો, પણ રાજકન્યા અને લલીતા એકલાં હોવાથી તેને પોતાનો વિચાર મુલત્વી રાખવો પડયો.

પાપીના પલાયન થવાથી રણમલની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેને પોતાની અસાવધતા પર ગુસ્સો આવ્યો. થોડીવારમાંજ આ બધું બની ગયું. રાજકન્યા અને લલીતા પણ સ્તબ્ધ બન્યાં. એટલામાં પ્યારેલાલ બોલ્યો; "સાચુ મહારાજ! હવે મારી વિનંતી ધ્યાનમાં લેશો કે?"

વિચારવશ રણમલે કંઇ પણ જવાબ નહિ આપતાં તેના તરફ જોયું. પ્યારેલાલ બોલ્યો, "મહારાજ! હવે આપ વિચાર કરી જુઓ કે હું લુચ્ચો કે કૃષ્ણનંદન? તમે જ્યારથી મને બાંધ્યો છે ત્યારથી હું હાલ્યા ચાલ્યા વિના અને અહિંથી એક તસુ પણ ખસ્યા વિના પડયો રહ્યો છું. જ્યારે કૃષ્ણનંદન તમને ગફલતમાં નાખી જતો રહ્યો; ત્યારે મારા જેવા વફાદારને પણ હવે તરતજ છોડી મૂકવો જોઇએ."

રણમલે તેના બોલવા પ્રત્યે કંઇ પણ ધ્યાન આપ્યું નહિ. થોડીવારે કનુભાઇ પોતાનીસાથે સિપાહીઓ લઇ આવી પહોંચ્યા. રણમલે શત્રુનાનાશી

જવાની વાત કરી. હાથમાં આવેલો દુષ્મન છટકી ગયો જાણી કનુભાઇની દિલગીરીનો પાર રહ્યો નહિ. બન્નેએ વિચારને અંતે નિર્ણય કર્યો કે રાજ્યબાળા અને તેની સખીને છત્રીસગઢમાં મૂકી આવી પાપીને પકડવા નીકળવું. તે પાપાત્મા તેના ગામ તરફજ વિદાય થયો હશે, માટે આપણે પણ ત્યાંજ જવું.

આવો નિશ્ચય કરી રણમલે પ્યારેલાલને મુજફરપુર લઇ જઇ કારાગૃહમાં રાખવાની સિપાહીઓને આજ્ઞા કરી. સીપાહીઓએ તેને ઉભો કરી ઘોડાપર બેસાડયો. પ્યારેલાલ દીનવદને કાલાવાલા કરવા લાગ્યો; પણ તેના કાલાવાલા કંઇ અસર કરી શકયા નહિ. સિપાહીઓ તેને લઇ મુજફરપુરના પંથે પળ્યા.

તેઓના ગયા બાદ રણમલે શત્રુઓના ઘોડા તૈયાર કર્યા. એક ઘોડાપર કનુભાઇ અને બીજાપર પોતે સ્વાર થયો. બાકીના એક ઘોડાપર લલીતા અને રાજકન્યાએ સ્વારી કરી છત્રીસગઢને માર્ગે ઘોડાઓને દોડાવી મૂકયા.

આખી રાત અને બીજે દિવસ ચાલુ મુસાફરી કરી સઘળાં છત્રીસગઢ આવ્યાં. રાજકન્યા અને પ્રધાન પુત્રીના ગૂમ થવાથી સઘળે શોક વ્યાપી રહ્યો હતો. લોકો રાજકન્યાને જોતાંજ રાજમહેલ તરફ દોડયા અને ખુશખબર મહારાજાને આપી. રાજકન્યા અને લલીતા બન્ને સાધુઓ સાથે રાજમહેલે આવી પિતાને મળ્યાં. રાજા–પ્રધાન આનંદ પામ્યા. લલીતાએ સઘળી વાત કહી સંભળાવી. રાજાએ અને દિવાને સાધુઓનો ઉપકાર માન્યો અને બદલામાં સુવર્ણ-માળાઓ આપવા માંડી; પણ સાધુઓએ અસ્વીકાર કર્યો. રાજાના આગ્રહથી સાધુઓ ચાર દિવસ છત્રીસગઢમાં રહ્યા. રાજકન્યા અને લલીતાએ આ ચાર દિવસ સુધી સાધુઓની સારી સેવા કરી. રણ-મલનું દિલ જાહેર થવાને ઉત્સુક થઇ રહ્યું હતું, પણ કનુભાઇના કહેવાથી તેણે ધીરજ ધરી હતી. આ ચાર દિવસના સહવાસમાં સાધુઓ સર્વને પ્રિય થઇ પડ્યા, પાંચમા દિવસના પ્રાતઃકાળે સાધુઓએ જવાની

ઇચ્છા જણાવી. રાજાએ વધુ રહેવાનો આગ્રહ કર્યો; પણ સાધુઓએ ના પાડી. સાધુઓ જાય છે જાણી રાજકન્યા અને લલીતાની આંખો સ્નેહાશ્રુથી ભીંજાઇ. બન્નેએ હાથ જોડી સાધુરામને ફરીથી દર્શન આપવાની વિનંતી કરી. સાધુઓએ આવવાનું વચન આપ્યું અને પછી રણમલે રાજકન્યાને અને કનુભાઇએ લલીતાને પોતાની ઝોળીયોમાંથી અકેકી અંગુઠી કાઢી યાદગીરી તરીકે આપી. બન્ને બાળાઓએ દિવ્ય ભેટ તરીકે અંગુઠીઓ આનંદથી સ્વીકારી સાધુઓ ઘોડેસ્વાર થઇ વિદાય થઇ ગયા.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### મહંતનું મંદિર.

વે ભૂરિ સંખ્યક સાધુ જીનકે પન્થ–ભેદ અનન્ત હૈં,
અવધૂત યતિ, નાગા ઉદાશી સન્ત ઔર મહન્ત હૈં;
હા ! વે ગૃહસ્થો સેં અધિક હૈં આજ રાગી દીખતે,
અત્યલ્પ હી સચ્ચે વિરાગી ઔર ત્યાગી દીખતે.

ભારત–ભારતી.

મુજફ્ફરપુર નગરના દક્ષિણ વિભાગે એક મંદિર આવેલું હતું. આ મંદિરમાં કોઇ દેવી અગર દેવની મૂર્તિ આવેલી ન્હોતી; પણ કેટલાક લોકો આ સ્થાનને મંદિર તરીકે માનતાં. આ મંદિરનું નામ અંદર રહેતા મહંતે મુકિતમંદિર રાખ્યું હતું. દરરોજ સવાર સાંજે આ મુકિત મંદિરમાં અનેક નર નારીઓ એકત્ર થતાં. મંદિરનો મહંત સર્વને મુકિતનો મહાન ઉપદેશ કરતો. મહંતના શિષ્યો ઘણાં હતાં. શિષ્યમંડળમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ હતી. આ મુક્તિમંડળમાં યુવાન સ્ત્રી પુરૂષો અને કુમા-

રીકાઓનો સારો આદર થતો. મુક્તિમંડળમાંનાં તમામ જનો મહંતને ઇશ્વર તુલ્ય માનતાં.

પ્રિય પાઠકો ! તમે આ મુક્તિ મંદિરના મહંતને ઓળખતા હશો ? જે સાધુ અને સાધ્વીના આશ્રયમાં કમળા રહી હતી, તેજ સાધુ આ મુક્તિ મંદિરનો મહંત હતો અને જે સાધ્વી હતી તે આ સ્થળે મહામાયાના નામથી ઓળખાતી હતી. કમળાને આ સ્થળે આવીને રહે ઘણા દિવસો વીતી ચુક્યા હતા. એટલા દિવસમાં કમળાએ મુક્તિ મંદિરનું રહસ્ય જાણી લીધું હતું. કમળા જાણી શકી હતી કે પોતે જે સાધુના શરણમાં રહી છે; તે સાધુ નથી પણ શયતાન છે. તેનો ધર્મ પણ શયતાનીયતથી ભરેલો છે. સાધુ અને સાધ્વી પોતાના ઉપદેશદ્વારા એમજ સમજાવે છે કે આ જગતમાં ઇશ્વર નામની કોઇ પણ વ્યક્તિ અસ્તીત્વ ધરાવતી નથી. જગતના લોકો જેને કૃષ્ણ નામથી ઓળખે છે તે પણ એક મનુષ્ય હતો. જગતનો ઉત્પન્ન કરનાર ઇશ્વર નથી પણ સ્ત્રી પુરૂષ જ છે. તેજ ઇશ્વર અને તેજ જગતકર્તા છે. પુરૂષો કૃષ્ણ રૂપ છે. સ્ત્રીઓ ગોપીકા સ્વરૂપ છે. બન્નેની ઉત્પત્તિ આનંદને માટે અને સંસારની વૃદ્ધિને માટે છે. આ ઉપરાંત મહંત એમ પણ સમજાવતો હતો કે હું જ્ઞાનવાન છું એટલે હું મોટો પ્રભુ સ્વરૂપ છું. આ મુક્તિ મંદિરમાં આવનારાં મનુષ્યો કૃષ્ણ અને ગોપીયો સ્વરૂપ છે. ગોપીયો કોઇ પણ પુરૂષમાં અને પુરૂષોએ સ્રીયોમાં ભીન્નતા જાણવી જોઇએ નહિ. જેને જેની ઇચ્છા થાય તેની સાથે આનંદ કરી મુક્તિ મેળવવી જોઇએ. મુક્તિ મંદિરનો મહંત આવો અવળો ઉપદેશ આપી રહ્યો હતો. પોતે અવનતીના ઉંડાણમાં ડૂબતો અને શિષ્ય મંડળને ડૂબાવતો હતો. મુક્તિ મંદિરનો મહંત અને મહામાયાને નામે ઓળખાતી સાધ્વી બન્ને દુષ્ટ હતાં. આવા ખોટા દાંભિક ઉપદેશક મહંતો અને સાધુઓ ધિક્કારને પાત્ર છે. જે સાધુ છે તેણે સત્ય સમજાવવું જોઇએ. સાધુ એજ કે સત્યનું સ્થાપન કરે અને અસત્યને વિદારે. પણ અફસોસ હાલ એવા પવિત્ર

સાધુઓનાં દર્શન ક્વચિતજ થાય છે. દેશનો ઉદ્ધાર કરનારા સાધુઓ હાલ અદૃશ્ય થયા છે અને તેના સ્થાને સાધુનામધારી અનેક શયતાનો ઉત્પન્ન થયા છે કે જેઓ સ્વાર્થી, પારકાને પીડારૂપ; અજ્ઞાન હોય છે. સાધુઓના સંબંધમાં એક વિદ્વાન લખે છે કેઃ—

જો કામિની કાંચન ન છૂટા ફિર વિરાગ રહા કહાં ?
પર ચિન્હ તો વૈરાગ્યકા અબ હૈ જટાઓમેં યહાં !
ભૂખોં મરે કિ જટા રખા કર સાધુ કહલાને લગે,
ચિમટા લિયા, ભસ્મી લગાઇ માંગકે ખાને લગે.
સંખ્યા અનુદ્યોગી જનોંકી હીન ઉનસે બઢ રહી,
શુચિ સાધુતા પરભી કુયશકી કાલીમા હૈ ચઢ રહી;
હે ભસ્મ લેપનસે કહીં મનકી મલિનતા છૂટતી ?
હા ! સાધુ મર્યાદા હમારી અબ દિનો દિન ટૂટતી.

* * * *

યદિ યે હમારે સાધુ હી કર્તવ્ય અપના પાલતે,
તો દેશકા બેડા કભીકા પાર યે કર ડાલતે,
પર હાય ! ઇનમે જ્ઞાન તો બસ રામકાહી નામ હૈ,
દમકિ ચિલમમેં લૌ ઉઠાના મૂખ્ય ઉનકા કામ હૈ.

અફસોસ ! આવા સાધુરામોએજ દેશને ડુબાવ્યો છે. દેશની અધોગતી તેમના સ્વાર્થમય ઉપદેશથીજ થઇ છે. સાધુઓએ પોતાના સ્વાર્થને માટે પરસ્પરમાં વૈરની આગ સળગાવી છે. પરિણામે દેશની અને પવિત્ર મંદિરોની દુર્દશા થઇ રહી. મંદિરોની પુણ્યભૂમિ આજે પાપભૂમિ બની રહી છે.

કૈસી ભયંકર અબ હમારી તીર્થ—યાત્રા હો રહી,
ઉન મંદિરોમેં હી વિકૃતિ કી પૂર્ણ માત્રા હો રહી;
અડ્ડે અખાડે બન રહે હૈં ઇશકે આવાસભી,
આતી નહિં હૈ લોક લજ્જા અબ હમારે પાસભી.

\+ \+ \+ \+ \+

હા ! પુણ્ય કે ભંડારમેં હૈં ભર રહી અઘ રાશિયાં,
હૈ દેવ આપ મહંતજીકી દેવીયાં હૈં દાસીયાં;
તન મન તથા ધન ભકતજન અર્પણ કિયા કરતે જહાં,
વે ભણ્ડ સાધુ સુ-કર્મકા તર્પણ કિયા કરતે વહાં !

× × × × ×

અબ મંદિરોમેં રામ જનીયોં કે બિના ચલતા નહિં,
અશ્લીલ ગીતોકે વિના વહ ભક્તિ ફલ ફલતા નહીં;
વે ચીર હરણાદિક વહાં પ્રત્યક્ષ લીલા જાલ હૈં,
ભક્ત સ્ત્રીયોં હૈં ગોપીયાં, ગોસ્વામી હી ગોપાલ હૈં.

ભારત—ભારતી.

આવી દયાજનક દુઃખદાયક દશા પવિત્ર મંદિરોની થઇ રહી છે. પ્રભુનો નિવાસ પવિત્ર સ્થાનેજ હોય છે. પાપસ્થાનમાં પ્રભુનો નિવાસ સંભવેજ નહિ. પ્રભુ ! કૃપાળુ ! દયા કરો અને આ દુર્દશા—પાપદશા દૂર કરી સર્વત્ર સત્ય અને પવિત્રતાનું સ્થાપન કરો.

મુક્તિ મંદિરના મહંત કૃષ્ણદાસના નામથી ઓળખાતા હતા. તે બહારથી જેવા પવિત્ર અને ધર્મિષ્ટ જણાતા હતા, તેવા અંદરથી ન્હોતા. પોતાનાં શિષ્યજનોને ઉપદેશ વખતે બ્હેનો અને પુત્રીયોના શબ્દોથી સંબોધતા; પણ પછી જે પુત્રી અગર બ્હેન પ્રત્યે તેમનું કુટિલ મન આકર્ષાતું તે પુત્રી અને બ્હેનને ગોપીકાનું પદ પ્રાપ્ત થતું. તેમની એવી અનેક પુત્રીયોએ અને બ્હેનોએ તેમના પિતાસ્વરૂપ કૃષ્ણદાસની સાથે ગોપીકારૂપ થઇ આનંદ અનુભવ્યો હતો. મહામાયાને પણ કૃષ્ણદાસ મૈયાના નામથી બોલાવતો; પણ તેની એ મૈયા સેવા વખતે તેની સ્ત્રી બનતી. મુજફ્ફરપુરના મૂક્તિ મંદિરમાં આવો હડહડતો અધર્મ ચાલી રહ્યો હતો. અનુયાયીઓની સંખ્યા પણ વધેલી હતી. રૂડાં ખાનપાન અને આનંદ કોને ન ગમે ? આ મંડળમાં અવિવાહિત પુરૂષથી દાખલ થઇ શકાતું નહિ. આવો ઘોર અત્યાચાર છૂપી રીતે ચાલતો હતો. મહંત અને તેના અનુયાયીયો બ્હારથી પૂર્ણ ડોળ

દર્શાવતા. દર રવીવારે મુક્તિ મંદીરનું ટોળું ભજનકિર્તન કરતું નગરમાં ફરવા નીકળતું.

કમળા આવા પાપસ્થાનમાં આવીને ફસાઇ હતી. સઘળો ભેદ ધીમે ધીમે તેના જાણવામાં આવ્યો હતો. પણ મહંતે કે મહામાયાએ તેને હજી ધર્મની દિક્ષા આપી મંડળમાં દાખલ કરી ન્હોતી. બન્ને-જણાં કમળા પ્રત્યે પોતાની પુત્રી સમાન પ્રેમ દર્શાવતાં, કમળા પણ તે બન્નેને માતા-પિતાના નામથીજ બોલાવતી. મુક્તીમંદિરમાં નિવાસ કરી કમળાએ ઘણા દિવસ સુખમાં વિતાવ્યા; પણ જ્યારે તેના જાણવામાં ધર્મનું રહસ્ય આવ્યું ત્યારે તેને કંપારી છૂટી. મહંત અને સાધ્વી પ્રત્યે તીરસ્કાર પ્રગટ્યો. પછી કમળા જાણે કંઇજ જાણતી નથી એ મુજબ વર્તવા લાગી.

* * * * *

આજે રાત્રિનો સમય હતો. ભક્ત મંડળ સ્વસ્થાને ચાલ્યું ગયું હતું. મંદિરમાં બે નોકરો અને મહંત-મહામાયા તથા કમળા સિવાય અન્ય કોઇ રહ્યું ન્હોતું. રાત્રિના અગીઆર વાગવા આવ્યા હતા. મહંત અને મહામાયા તેમના શયનસ્થાનમાં પધારી ગયાં હતાં. કમળા એક ઓરડામાં હજી જાગૃતાવસ્થામાં બેસી રહી હતી. તે કંઇક ઉંડા વિચારમાં હોય એમ જણાતી હતી. તેની નજીકમાં એક છાપું પડ્યું હતું. તે છાપું વાંચીનેજ કમળા વિચારમાં પડી હોય એમ જણાતું હતું. એમજ હતું. એ છાપામાં એક લેખ લખેલો હતો અને તે લેખની નીચે છત્રીસગઢ-કિશોરચંદ્ર એમ લખેલું હતું. એ લેખ કમળાએ પૂરો વાંચ્યો. આ લેખની શૈલી અને શબ્દોપર કમળા વિચાર કરવા લાગી. કારણ કે એવા શબ્દો અને એનોજ ઉપદેશ તેણે કિશોરના સહવાસમાં ઘણી વખતે સાંભળ્યો હતો. કમળાના હૃદયમાં કિશોરના જીવનની ખાત્રી થઇ. એજ મારો કિશોર એમ તેનું મન માનવા લાગ્યું; પણ ઘણા વર્ષો વિતવાથી વળી પાછું મન શંકાશીલ બનવા લાગ્યું. વિચારમાં મધ્યરાત્રિ થઇ. કમળાને નિદ્રાએ ઘેરી. ગરીબ દુઃખી

બાળા પથારીમાં પડી નિદ્રાવશ થઇ.

કમળાના ઓરડાથી થોડેક દૂર એક બીજો ઓરડો આવેલો હતો. આ ઓરડો કૃષ્ણુદાસ મહંતનું શયનસ્થાન હતું. ઓરડો સુશોભિત હતો. ભીંતોપર શૃંગારીક ચિત્રો ચારે તરફ લટકાવવામાં આવેલાં હતાં. પલંગ–ખુરશીઓ વગેરે ફરનીચર ગોઠવેલું હતું. આ શૃંગારીક સદનમાં પુરૂષોને પ્રવેશવાની સખ્ત મનાઇ હતી. પણ જો સ્ત્રી વર્ગમાં કોઇક ભાગ્યવાન યૌવનાપર ગુરૂની કૃપા ઉતરતી તો તેને ત્યાં દાખલ થવા દેવામાં આવતી.

આ સુસજ્જિત ઓરડામાં એક દીપક પ્રકાશી રહ્યો હતો. મહંત કૃષ્ણુદાસ પલંગપર પોઢેલો હતો. મહામાયા મહંતના ચરણ તળાંસવાનું ધર્મ કાર્ય કરી રહી હતી. પર્યંકની આસપાસ રંગીન ઝુલવાળી સફેત મચ્છરદાની ઝુલી રહી હતી. પલંગની પાસે એક ગોળ ટેબલ પડેલું હતું. તેની ઉપર અંગ્રેજી દારૂની શીશી અને બે ચાંદીના નાના પ્યાલા પડેલા જણાતા હતા. પાનની બીડીઓ બનાવી એક સુવર્ણ રકાબીમાં મૂકેલી નજરે પડતી હતી. અત્તર અને સુગંધમય અગરબત્તીથી ઓરડામાં સુવાસ પથરાઇ રહી હતી. મહંત અને મહામાયા શૃંગારીક વાતો કરી રહ્યાં હતાં. બન્નેની આંખ્યો રક્તવર્ણી જણાતી હતી. આથી એમ અનુમાન થતું હતું કે બન્નેએ મદિરાપાન કરેલું હોવું જોઇએ. ચર્ણુ દાબતી મહામાયા સાથેની વાતચીતમાં મહંત કુટિલ ચેષ્ટાઓ પણ કરી રહ્યો હતો. મહંતની આવી કૃપાથી અને સેવાથી મહામાયા પોતાને ભાગ્યવતી સમજી આનંદીવદને ગુરૂરાજ સાથે આનંદ અનુભવી રહી હતી. જ્યારે સમસ્ત સૃષ્ટિમાં નિદ્રાદેવી તેનું આધિપત્ય જમાવી રહી હતી; ત્યારે મુક્તિમંદીરના નામે ઓળખાતા પાપમંદિરમાં નર્કના કિડા સમાન બે પાપાત્માઓ જાગૃતાવસ્થામાં ધર્મને ધરામાં ડુબાવી રહ્યાં હતાં. અનેક પ્રકારની વાતો કરી છેવટે મહંતે હસ્તાવદને મહામાયાને પૂછ્યું; “ સુંદરી ! હું આજે તને મારા હૃદયની એક છાનામાં છાની વાત જણાવવા ઇચ્છું છું ? ”

" મારાપર આપની મોટી કૃપા. સેવીકા સાંભળવાને આતુર છે. " મહામાયાએ બે હાથ જોડી કહ્યું.

" પ્રિયે! તું મને કેટલી વ્હાલી છે એતો મારૂં જીગરજ જાણે છે. પણ મનુષ્ય માત્રનો એવો સ્વભાવ હોય છે કે તેનું મન હમેશાં નવીજ વસ્તુ તરફ આકર્ષાયછે. "

" બરાબર છે; અને તેવી નવી વસ્તુઓનો ઉપભોગ મારા પ્રાણાધાર કરે છે તે જાણીને હું આનંદ પામુંછું. "

" બસ એજ. હું તારા હૃદયમાંથી એજ કહેવરાવવાને ઇચ્છતો હતો. મને આજ સુધી એવી શંકા થતી હતી કે હું નવ નવી શિષ્યાઓને મારા સમાગમનો લાભ આપી સુખ આપુંછું તેથી કરીને મારી મહા. માયા કદાચ મારીપર અસંતુષ્ટ હોય. પણ આજે મારી ખાત્રી થઇ ચૂકી છે. મારી ખુબસુરત ગોપીકા! આપણો ધર્મ એવો છે કે કોઇને અસંતુષ્ટ ન રહેવું. જે પળે જે ઇચ્છા થાય તે તુરતજ પૂર્ણ કરવી. આપણા ધર્મના દરેક પુરૂષો મારા અંશરૂપ છે; સ્ત્રીયો તારા અંશરૂપ છે. એટલે પરસ્પરમાં ભીન્નતા સંભવેજ નહિ. "

" પ્રાણેશ! આપનું કથન સત્ય છે. જ્યારે આખી દુનિયાં આપણા ધર્મનું આવું સત્ય રહસ્ય સમજશે ત્યારેજ સુખી થશે. પરંતુ હાલ તો કેટલાક જડ આત્માઓ કે જેઓ પોતાને ચુસ્તસનાતની જણાવે છે? તેઓ આપણા પવિત્ર ધર્મની પેટ ભરીને નિંદાઓ કરેછે. " મહામાયાએ કહ્યું.

" આ જગતમાં સારા-ખોટાને પરાપૂર્વથી વૈર ચાલ્યું આવે છે. સાચાની નિંદા વધારે થાય. જતે દિવસે સનાતનીયો પણ પોતાનો દંભ છોડશે અને સાચા દિલથી મૂક્તિ મંડળના અધિકારી બનશે. "

" પ્રેમસ્વરૂપ પરમાત્મા આપનાં વાકયોને સફળ કરો. "

" મહામાયા! આપણે અન્ય વાતો પર ઉતરી પડયાં. મારે તને જે કહેવાનું હતું તે તો રહી ગયું. "

" હવે જણાવો? "

"પેલી છોકરી ગોપીકાનું પદ પ્રાપ્ત કરવાને અધિકારી થઇ ચૂકી છે."

"કઇ છોકરી ?"

"કમળનયની કમળા."

"તેનું પૂર્ણ સાૈભાગ્ય કે તે અધિકારી થાય અને પ્રભુની કૃપા તેની પર ઉતરે. પરંતુ તે હજી આપણા ભેદથી વાકેફ નથી."

"હું પણ એજ વિચાર કરૂંછું. મારી કૃપા અને મીઠી નજર તેની પર તો કયારનીએ ઉતરી ચૂકી છે; પણ વિચાર થાય છે કે તેને શી રીતે સમજાવવી ? તે છોકરી તેના ધર્મમાં ચુસ્ત છે. પ્રીય મહામાયા ! હું માનુંછું કે તું તેને સમજાવી શકીશ ?" મહંતે જણાવ્યું.

"આપની કૃપાથી હું સાૈ કાંઇ કરી શકીશ."

"તે માનશે ?"

"જરૂર. સ્વર્ગસુખ કોને ન ગમે ?" મહામાયાએ વિકાશવશ વદને કહ્યું.

"તેને ધીમેથી સમજાવજે. છોકરી ઘણી ચબરાક છે."

"મને કંઇ પણ કહેવું પડશે નહિ."

"તારી મને પૂર્ણ ખાત્રી છે, પણ આ કાર્ય જલદીથી થવું જોઇએ. હું તેના વિના વ્યાકુળછું."

"તેનીપર પ્રભુની ભારે કૃપા. કાલે સાંજે એ તમારી સેવામાં જરૂર હાજર થશે. સવારમાં તેને સ્નાનાર્થે સાથે લઇશું."

આવી રીતની વાતોમાં રાત્રિ ઘણી વીતી. અંતે પાપાત્માઓ શૈય્યાવશ થયાં. દિપક ઓલવાયો. શૃંગાર સદનમાં પોઢેલાં પાપીયો પર અંધકાર ફરી વળ્યો.

# પ્રકરણ ૧૨ મું.

## કૃષ્ણદાસ અને તેનું ભક્ત મંડળ.

મુખમેં રામ, બગલમેં છૂરી;
સાધુ ભયે પણ દાનત બુરી.

પરોઢ થયું. નક્ષત્રો ઝાંખાં જણાવા લાગ્યાં. આજે ગંગા સપ્તમી હતી. મહંત કૃષ્ણદાસ આજે તેમના થોડાક શિષ્ય મંડળ સાથે સરિતાએ સ્નાનાર્થે જનાર હતો. સ્નાનાર્થે જવાની તૈયારી થઈ રહી હતી. ભકત મંડળ ક્યારનુંએ એકત્ર થઇ ગુરૂદેવની રાહ જોઇ રહ્યું હતું. ભકત મંડળમાં પુરૂષ વર્ગ કરતાં ભાવિક અબળાઓની સંખ્યા વિશેષ જણાતી હતી. મહંત કૃષ્ણદાસે કેશરી રંગનું રેશમી પીતાંબર અને શરીરપર રેશમી રંગનું ભગવું પહેરણ પરિધાન કરી કૃષ્ણ સ્વરૂપ ધારણ કર્યું હતું. હાથમાં રૂપાની વાંસળી; પગમાં સુવર્ણે મઢેલી પાવડીઓ અને માથાના લાંબા કાળા વાળ ગરદન પર પથરાએલા હોવાથી સાક્ષાત કૃષ્ણ સ્વરૂપનોજ દેખાવ થઇ રહ્યો હતો. મહામાયાએ પણ આડંબર કરવામાં કચાશ રાખી નહોતી. કમળા આ સઘળું જોઇ સ્તબ્ધ બની હતી. કમળા—મહંત અને મહામાયા ભકત મંડળ પાસે આવ્યાં. ભાવીક નર નારીયોએ જમીનપર લાંબા પડી ગુરૂ અને માતાને પ્રેમપૂર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સરિતા તરફ જવાની ગુરૂરાજની આજ્ઞા થઇ. નર નારીયો રાસ લીલાનાં ગીત ગાતાં ગાતાં ચાલવા લાગ્યાં. મંડળના મધ્ય વિભાગે મહંત અને મહામાયા મદમસ્ત હસ્તીની માફક ડોલતાં ડોલતાં ચાલતાં હતાં. ભજન ગીત પૂર્ણ થતાં ગુરૂરાજ અને મહામાયાના નામની જય ગર્જનાઓ થતી. નિદ્રાવશ મનુષ્યો પણ આ મંડળનાં ભજનોના અવાજથી જાગ્રત થયાં. ગામથી નદી એકાદ ગાઉ દુર આવેલી હતી. સઘળું મંડળ સરિતા

તટે આવી પહોંચ્યું. બે બાજઠ નદીના કિનારે મૂકવામાં આવ્યા. એકના પર મહંત અને બીજા પર મહામાયાએ સ્થાન લીધું. ભકત મંડળ બે વિભાગમાં વ્હેંચાઇ ગયું. એક ભાગ મહંતની આસપાસ અને બીજો વિભાગ મહામાયાની આસપાસ ગોઠવાયો. તેલ અત્તર વગેરે સુગંધીદાર પદાર્થોનું ભકતોના હાથે મહંત અને મહામાયાના શરીરે મર્દન થવા લાગ્યું. મર્દન કરવાનો અધિકાર ફકત સ્ત્રીયોનેજ હતો. ગણ્યા ગાંઠયા પુરૂષો તેલ મર્દન વખતે સ્હેજ દૂર ઉભા રહી બે હાથ જોડી મહંતશ્રીના મુખનું એકાગ્રતાથી અવલોકન કરી રહ્યા હતા. ગોપીઓમાં કા'ન મ્હાલે એવો દેખાવ આ વખતે થઈ રહ્યો હતો. મહારાજ અને મહાદેવીને તેલ મર્દન કરવાથી ભાવીક ભામાઓ પોતાને કૃતાર્થ થએલી સમજવા લાગી. અત્તર તેલ મર્દનનું કાર્ય લગભગ અર્ધો કલાક ચાલ્યું. આ પછી મહારાજશ્રી અને શ્રીમતી મહાદેવી સજોડે સ્નાનાર્થે સરિતામાં જઈ ઉભાં. ભકતમંડળે પાણી છાંટી મહારાજને અને મહાદેવીને ખુબ ચોળીને નવરાવ્યાં. બન્નેએ સ્નાન કરી વસ્ત્રો બદલ્યાં. પલાળેલાં વસ્ત્રો ધોવાને ભકત મંડળ વચ્ચે ભારે હરીફાઈ ચાલી. નીયમ એવો હતો કે જેની પર મહારાજની કૃપા ઉતરવાની હોય અને જેને શયન મંદિરનાં દર્શનનો લાભ મળવાનું નક્કી થયું હોય તેને વસ્ત્ર નીચોવવાનો લાભ મળતો. દરેક સ્ત્રીયો મહારાજની કૃપાને માટે હાથ જોડી વિનંતી કરી રહી હતી. પણ કમળાપર પ્રભુજીની કૃપા ઉતરવાની હોવાથી મહારાજશ્રીએ સ્વમુખે કમળાને આજ્ઞા કરી. કમળા ગંભીરતાથી એ સઘળું રહસ્ય અવલોકી રહી હતી. વસ્ત્ર ધોઇ લાવવાની મહારાજની આજ્ઞા તેણે સાંભળી. ભોળી બાળા મહંતના હૃદયમાં છુપાએલું હળાહળ સમજી શકી નહિ. ગરીબ–દુઃખી ભોળી બાળાએ માતા પિતા સ્વરૂપ ગુરૂ અને દેવીનાં વસ્ત્ર ઉપાડી સરિતાના જળમાં બોળી નાખ્યાં. વસ્ત્ર નીચોવતી વખતે ભારે ધમાલ મચી રહી. વસ્ત્ર નીચોવતાં નીકળતા પાણીનું પાન કરવાને ભકતોની પડાપડી થઇ રહી. સઘળું મંડળ કમળાના ભાગ્યને વખાણવા લાગ્યું. કમળા એનો મર્મ સમજી

શકી નહી. આ થઈ રહ્યા પછી ચરણ વંદનાનું કાર્ય શરૂ થયું. દરેક સ્ત્રી પુરૂષોએ મહંત અને મહામાયાના ચરણમાં પડી વંદન કર્યું. મહંત અને મહામાયા હસતા વદને ભકતોનું કાર્ય નિહાળી રહ્યાં. કૃષ્ણદાસ અને મહામાયા પુનઃ બાજઠોપર બિરાજ્યાં. ભકતમંડળે બન્નેની પુજા કરી આરતી ઉતારી. મહંતે વાંસળી વગાડવા માંડી. ભકતજનો બંસીનાદ શ્રવણ કરતાં તલ્લીન થયાં. વચ્ચે વચ્ચે ભાવીક ભકતોના મુખમાંથી વાહ પ્રભુ, ધન્ય પ્રભુ, અનહદ્ કૃપા વગેરે ઉચ્ચાર થવા લાગ્યા. લગભગ અર્ધો કલાક સુધી વાંસળી વગાડી મહારાજ કૃષ્ણદાસે ઉભા થઇ કહેવા માંડ્યું. " મારાં આત્મસ્વરૂપ ભકતો ! તમારા પૂજન અર્ચન અને ભક્તિથી હું અતી પ્રસન્ન થયો છું. તમે સઘળાં પ્રેમ-લક્ષણા ભકતીનું રહસ્ય પૂરેપૂરૂં સમજ્યાં છો. તમારા જીવનને ધન્ય છે. પ્રીય આત્માઓ તમે બધાં મારાં અંશરૂપ છો. મેં લીલા કરવાને માટેજ અવતાર ધારણ કર્યો છે. તમે બધાં ગોપ–ગોપી છો. તમે જગતનાં બધાં મનુષ્યો કરતાં ઉત્તમ પુણ્યવાન છો. હું તમને બધાંને સદેહેજ સ્વર્ગમાં લઇ જઇશ, પણ તે સમયની હજી ઘણીવાર છે. ભકતો ! સમય ઘણો થઇ ગયો છે. આપણે હવે આપણા સ્થાને પહોંચી જવું જોઈએ. સાંજના ચાર વાગે વ્યાખ્યાન શરૂ થશે અને મોડી રાતના રાસલીલા–વસ્ત્રહરણ લીલા વગેરે લીલાઓ થશે. તે વખતે સ્ત્રી વર્ગે પોતાનું સૌંદર્ય જેમ વધુ આકર્ષક અને શોભાયમાન જણાય એવાં વસ્ત્ર શંગાર અને પુષ્પોની માળાઓ ધારણ કરીને આવવાની મારી આજ્ઞા છે. "

ભકતમંડળે સહર્ષગુરૂદેવની આજ્ઞા અંગીકાર કરી. સઘળું મંડળ નગરમાં આવી પોતપોતાનાં ઘર પ્રત્યે વિદાય થઇ ગયું. કૃષ્ણદાસ, મહામાયા અને કમળા મંદિરમાં આવ્યાં. ભોજન સમય હોવાથી તેમણે ભોજન કાર્ય આટોપી લીધું. મધ્યાન્હ કાળે ગુરૂદેવ અને મહામાયા શયનસ્થાને જઇ વિરામ કરવા લાગ્યાં. કમળા તેના ઓરડામાં ગઇ અને ધર્મને નામે ચાલતા ધતીંગ વિશે વિચાર કરવા લાગી. મહંત

કૃષ્ણદાસનો ધર્મ તેને ભયંકર જણાયો. આ મંદીરમાં વધુ દિવસ રહેવાથી પરીણામ વિપરીત આવશે; માટે હવે જેમ બને એમ સત્વરે અહિંથી વિદાય થઇ જવું જોઇએ. પણ શી રીતે જવું? કૃષ્ણદાસ અને મહામાયા મને શી રીતે જવા દેશે? બન્નેનો મારીપર પૂર્ણ પ્રેમ છે, પણ એ પ્રેમ જતે દિવસે ભયંકર પરીણામ ઉત્પન્ન કરે એવો સંભવ છે. ગુરૂની નજરમાં પાપમય વાસના છૂપાઇ હોય એવી મને શંકા રહે છે. આજના બનાવથી મારી શંકા દ્રઢ થતી જાય છે. પ્રભુ મારૂં રક્ષણ કરજો. હાય! દુઃખીઆરીના નશીબમાં સદાય દુઃખ જ લખાએલું હોય છે. મારી જીંદગીમાં કેટલા અનુભવ થયા, કેટલું પરીવર્તન થયું? પ્રભુ હવે ત્રાસ પામી છું. આવાં દુઃખથી મારો ઉદ્ધાર કરો અગર મને આપના શરણમાં બોલાવી લ્યો. જગતમાં અત્યાચારજ વર્તી રહ્યો છે. અનાચારમાં લગભગ આખું જગત ડુબ્યું છે. જે ધર્મના રક્ષકો; જે ધર્મના ઉપદેશકો છે; તેજ ધર્મના ભક્ષકો બન્યા છે, ધર્મને નામે ધતીંગ ચાલી રહ્યાં છે. સ્વાર્થી–વિષયી ગુરૂઓની ઝેરી જાળમાં દેશનાં અંધ શ્રદ્ધાળુઓ ફસાયાં છે અને ધર્મથી પતીત થઇ જીવન નષ્ટ કરી રહ્યાં છે. દેવમંદિરોમાં પાપાચારની વૃદ્ધિ થઇ રહી છે. અજ્ઞાનીયો ખરા ખોટાની તુલના કર્યા વિના પાપાચારને પુણ્ય માની રહ્યાં છે. પ્રભુ! હદ થઇ. તમારા પવિત્ર વાકયને હવે સફળ કરો. અનાચાર અટકાવવા હવે જલ્દી પધારો.” આવી રીતના વિચાર કરતી કમળા ઉંડા શોકમાં ડૂબી ગઇ. એવી અવસ્થામાં તે ઘણીવાર બેસી રહી. અંતે કિશોર યાદ આવ્યો. વર્તમાન પત્રમાં વાંચેલા લેખની સ્મૃતિ થઇ આવી. એ સાથેજ તેનું મન બોલી ઉઠયું કે; “શું મારો કિશોર હજી જીવતો હશે? શું તે છત્રીસગઢના રાજ્યમાં સારી પાયરી પર હશે? મારો આત્મા ઉંડાણમાંથી જણાવે છે કે કિશોર જીવતો છે અને તે છત્રીસગઢના રાજયમાં સારૂં માન ધરાવે છે એ સત્ય છે, જો એમ હોય તો મારે મારા પ્રિયતમની ખબર મેળવવી જોઇએ. પણ તે શી રીતે મેળવાય? આ મુક્તિ મંદિરમાંથી શી રીતે છૂટાય?

હું ગુરૂની રજા માગી છત્રીસગઢ જાઉં; પણ ગુરૂ મને જવા દેશે? કદાચ ના પાડશે તો? ત્યારે શું કરૂં? આ મંદિરના સેવકોમાંથી કોઇને એ તરફ મોકલું તો? ના, એ પણ બને નહિ. મહંતથી આ વાત છૂપી રાખવામાંજ મારૂં અને મારા પતિનું શ્રેય સમાએલું છે. વળી અત્રેના નોકરોમાં પણ વિશ્વાસ મૂકી શકાય નહિ. જેવા ગુરૂ એવા ચેલા એ નિર્વિવાદ છે. આ કામમાં કોઇની મદદ માગ્યા વિના મારે જાતેજ નીકળી પડવું. ગુરૂની આજ્ઞા માગીશ અને તે ના કહેશે તોપણ અહિંથી ચાલી જઇશ. બસ હવે એજ નિશ્ચય." આવા વિચારમાં કમળા તદ્રુપ બની હતી.

મધ્યાન્હકાળની પૂર્ણાહુતી થઇ. સાંજના પાંચ વાગ્યા. વાખ્યાન વેળા થઇ. ભકતો એક પછી એક મુકિત મંદિરમાં આવી વાખ્યાન આપવાના સ્થળે બેસવા લાગ્યાં. મુકિત મંદિરના શ્રધ્ધાળુઓની દોડ ધામ સાંજના સમયે થઇ રહી. પુષ્પ, ચંદન, નાળીએર, કેળાં વગેરે વસ્તુઓ ભકતોના હાથમાં દૃષ્ટિએ પડતી હતી.

યુવાન સ્ત્રીયો—બાળાઓ અને વિધવાઓ સારાં વસ્ત્રાભુષણથી શરીર સૌન્દર્યને શણગારી મુકિત મંદિર તરફ પ્રયાણ કરી રહી હતી. યુવતીયો પરસ્પરમાં હાસ્યવિનોદ કરતી, રસ્તે આવનાર—જનાર તરફ નજરો ફેરવતી મહંત મહારાજનાં વચનામૃતનું પાન કરવાને ઉતાવળે પગલે ગમન કરી રહી હતી. ટોળેટોળાં જતાં હતાં. સ્ત્રીમંડળમાં વિ-વિધ પ્રકારની વાતો પણ થતી હતી. એક ટોળામાં એક યુવાન રમણી બીજીને કહેતી હતી કે; પેલી કમળા ભાગ્યશાળી તો ખરી? સાક્ષાત ભગવાનની કૃપા દૃષ્ટિ તેની પર થઇ ચૂકી છે. આજ રાતના તે ચરણ કમળની અધિકારી થઇ પવિત્ર થશે. ધન્ય છે તેના ભાગ્યને." તેનું આવું બોલવું સાંભળી તરતજ બીજી બોલી ઉઠી કે; "એ તો પૂર્વ જન્મના સંસ્કાર હોય તેની પરજ મહારાજની કૃપા ઉતરે. મહારાજ કૃષ્ણદાસ મનુષ્યના અવતારમાં કૃષ્ણ ભગવાનજ છે, લીલા કરવાને આ પૃથ્વીપર પધાર્યા છે. જો તે પ્રભુ સ્વરૂપ ન હોય તો આટલા બધા

લોકો તેમની તરફ શી રીતે ખેંચાય ! અલી બા તમે ગમે એમ માનતી હો; પણ હું તો તેમને સાક્ષાત ભગવાનજ સમજાુંછું. મને લાગે છે કે હું પણ પૂર્વ જન્મમાં ગોપી હોઇશ. જો એમ ન હોય તો મને મહારાજની આટલી લગની લાગેજ નહિ. મને હિંડતાં–ચાલતાં, ખાતાં–પીતાં મહારાજનાંજ દર્શન થયા કરે છે. ઘરનો ધણી મહારાજના તેજ આગળ ઝાંખો જણાય છે. મને તો તે ગમતોજ નથી. હું ધણીનો વિચાર કરૂંછું કે તરતજ મહારાજનો વિચાર આવે છે. સ્વપ્નામાં પણ મહારાજ. ખરેખર ચમત્કાર. શું મહારાજનું તેજ ? કેવું રઢીયાળું રૂપ ? કેવું ગૌર મુખમંડળ, કેવા માથાના મોહક વાળ, કેવું ભવ્ય કપાળ ? જાણે સાક્ષાત ઇશ્વરાવતાર. હું તો તે પ્રભુજીને નિરખતાંજ ગાંડી–ઘેલી બની જાઉછું. ”

ત્રીજી પ્રેમલી બોલી, “ બ્હેન ! મારી દશા પણ તારા જેવીજ છે. ધર્મમાં મારી શ્રધ્ધા જોઇ મારો પતી દાઝે બળે છે. મહારાજને ગાળો દે છે; પણ હુંતો મારા નિશ્ચયમાં હજી સૂધી અડગ રહીછું. મુઓ ધણી ભલેને દુઃખ દે; પણ મારી દ્રઢ શ્રધ્ધાથી હું ગમે ત્યારે પણ પ્રભુજીના ચરણકમળની સેવાની ભાગ્યશાળી જરૂર થઇશ. ”

ધર્મઘેલી અંધ શ્રધ્ધાળુ અને પતિથી પણ ગુરૂને વધારે માનનારી મહિલાઓ આવી રીતનો વાર્તાલાપ કરતી સ્વર્ગ સમા સ્થાને જવા ઝડપથી પગ ઉપાડતી હતી. મુકિત મંદિર એકાન્ત સ્થાનમાં આવેલું હતું. અંદર પ્રવેશવાને એકજ દ્વાર આવેલું હતું. વાખ્યાન વખતે દ્વારને બંધ રાખવું પડતું, કારણ કે નગરના અન્ય લોકો મુકિત મંદિરના ધર્મને ધતીંગ સમજતા અને તેના મહંત તથા શિષ્ય મંડળનો ખુલ્લી રીતે તિરસ્કાર કરતા. મુકિત મંદિરમાં ધર્મને નામે ખુલ્લો અધર્મ અને વ્યભીચાર ચાલે છે એવું લોકો સમજતા હતા. મુકતી મંદિરના ધર્મને માનનારી અબળાઓની રસ્તે આવતાં જતાં મશ્કરીયો થતી. પ્રથમ મહંત તેના ભકતમંડળ સાથે નગરમાં ભજન કરવા જતા, ભજનમાં સ્ત્રીવર્ગની સંખ્યા વિશેષ હોવાથી અનેક કુટિલ–લંપટ

જુવાનો પણ ભજનમાં આવતા. અને પરીણામે તોફાન થતું. ભજન વખતે શ્રીમંડળ પર બહારથી કાંકરા-પથરા પડતા, આથી કંટાળી મંહત મહારાજે છેવટે જાહેર ભજન કરવાનું બંધ કરી મુક્તિ મંદિરમાં રાખ્યું. ભજન-વાખ્યાન વખતે નીચ-તોફાની લોકો અંદર આવી શકે નહિ તેને માટે મંદિરના દરવાજા બંધ કરી દેવામાં આવતા. આ ઉપરાંત પોતાનું અને ભક્ત જનોનું રક્ષણ કરવાને ચાર મજબુત પહેલવાનોને મહારાજે નોકર રાખ્યા હતા. એ ચાર પહેલવાનોમાંના ત્રણ હિંદુ હતા અને એક મુસલમાન હતો. મહારાજે મુસલમાન નોકર રાખવાથી અનેક પ્રકારની ચર્ચા ઉભી થઈ હતી; પણ પોતાને ઇશ્વર સ્વરૂપ માનનારા મહારાજને જનસમાજની ચર્ચાની લગીર પણ દરકાર ન્હોતી.

સમય થતાં મુક્તિ મંદિર ભક્ત મંડળથી ચિકાર ભરાઇ ગયું. વાખ્યાન સ્થાન રમણીય હતું, વિવિધ પ્રકારનાં તોરણો, જાત જાતની છબીયો અને હાંડી તકતા ઝુમ્મરોથી વાખ્યાન સ્થળ આકર્ષક લાગતું હતું. સામેની બાજુએ મહારાજશ્રી કૃષ્ણદાસને બિરાજવાને માટે રૂપાનું એક ઉંચું આસન આવેલું હતું. જમીનપર કિમતી જાજમો અને ગાદી તકીયા પાથરેલા હતા. મહામાયાને માટે ગુરૂની નજીકમાં એક નાનું આસન રાખવામાં આવ્યું હતું. ભક્તમંડળ મહંતશ્રીના પધારવાની આતુરતાથી રાહ જોઇ રહ્યું હતું. મહામાયા અને કમળા હાજર થઇ ચૂકયાં હતાં. છેવટે મહંતશ્રી કૃષ્ણદાસે પણ ભકતની આતુરતા વધવાથી દર્શન દીધાં. આ વખતે તેમનો દેખાવ અલૌકિક હતો. રેશમી પીતાંબરે અને રેશમી પહેરણે તેમની કાન્તિને વધુ દિપાવી હતી. માથાના વાળ છૂટા હતા. પ્રભુજીએ વચ્ચેથી પાંથી પાડેલી હતી. વાળમાં નાખેલા અત્તરની સુવાસ ચારે તરફ પથરાઇ રહી હતી. કપાળમાં કસ્તુરી મિશ્રીત કેશરની અર્ચા કરેલી હતી. પગમાં સુવર્ણની પાવડીઓ ધારણ કરેલી હતી. ગળામાં સુવર્ણની કંઠીઓ સાથે મોતીની માળાઓ લટકી રહી હતી. બન્ને હાથનાં કાંડાઓ પર સુવર્ણનાં કડાં ભકત જનોનાં દીલ

લોભાવી રહ્યાં હતાં. મહંતશ્રીએ અત્તર વગેરે ખુશબોદાર પદાર્થો છાંટેલો રેશમી રૂમાલ એક હાથમાં પકડેલો હતો અને તેને વારં-વાર મુખપર ફેરવતા હતા. બીજા હાથમાં રૂપાની અને ઉપર સોને રસેલી વાંસળી શ્રીયુતના હાથમાં શોભી રહી હતી. યુવતીઓને અનંગને વશ કરી નાખે એવા દેખાવથી અને ચાલવાની મોહક છટાથી મહા-રાજશ્રીએ દર્શન દીધાં તત્કાળ ભકતમંડળમાંથી જય ગર્જનાઓ થઇ રહી. મહારાજ સ્મીત હાસ્યથી લલનાઓને લુબ્ધ કરતા આસનપર બીરાજ્યા. શાન્તિ પથરાઇ રહી. દેખાવ નાટક સમાન થઇ રહ્યો. પુરૂષ અને સ્રીઓ સામસામે બે લાઇનમાં ગોઠવાઇ મહંત મહારાજના મુખમંડળ સામે જોઇ રહ્યાં હતાં. બે ચારેક ભાવીક ભકતો મહારાજ અને મહામાયાની પાછળ ઉભાં રહી પંખાથી પવન નાખવા લાગ્યાં.

થોડીવાર શાન્તિ પથરાવા દઇ મહામાયાએ પ્રેમલક્ષણા ભકિતનું એક અપૂર્વ શૃંગારિક ગાન ગાઇ શ્રોતાજનોનાં મન રંજન કર્યાં. ગાન સમાપ્ત થતાં મહામાયાના નામનો જયજયકાર થઇ રહ્યો. તે પછી મહંત-શ્રીએ પ્રભુની ધૂન મચાવવાની આજ્ઞા કરી. રાધે કૃષ્ણ, કૃષ્ણ રાધેની ધૂમ મચી રહી. મોટા અવાજો; હાથના તાબોટા કીરતાલો વગેરેના ધ્વની ઘણે દૂર સુધી સંભળાવા લાગ્યા. આ પ્રચંડ અવાજની ધૂન લગભગ એક કલાક મચી રહી. પ્રભુના નામની ધુન મચાવતા ભકતજનોએ મહં-તને કૃષ્ણ સ્વરૂપ માની પુષ્પોથી ઢાંકી દીધા. પુનઃ પાછી શાન્તિ પ્રવર્તાઇ રહી. ભકત મંડળ મહંતશ્રીના વચનામૃતનું પાન કરવાને આતુર બની રહ્યું.

મહંત કૃષ્ણદાસ આસન પરથી ઉઠયા અને મનહર ચાલથી ચાલી સભા વચ્ચે ઉભા રહી વચનામૃત વહાવા લાગ્યા. મહંતશ્રીએ પ્રથમ કૃષ્ણભગવાનની સ્તુતિ કરી બોલવા માંડયું. "મારા આત્માઓ! જગતની દ્રષ્ટે જણાતાં નરનારીયો! આજે તમે સઘળાં પૂર્ણ ધ્યાનથી મારા શબ્દો સાંભળજો કે જેથી તમે તત્કાળ પાપથી વિમુકત થઇ જશો. ભકતો! સઘળા ધર્મમાં આપણો ધર્મ શ્રેષ્ટ છે. તમે સાચા

ધર્મને અંગીકાર કરી તમારૂં જીવન સફળ કર્યું છે. કૃષ્ણલીલા અનુભવી તમે અધોગતીમાંથી ઉચ્ચ ગતીએ ગમન કર્યું છે.

પ્રિય જનો! ગયા વ્યાખ્યાનમાં મેં ઉત્તમ ભાગવત પુસ્તકમાંથી તમને શ્રીભગવાનની લીલા વિસ્તારથી સમજાવીને જણાવ્યું હતું કે શ્રી કૃષ્ણચંદ્રે પ્રેમલક્ષણા ભકિતને આધીન થઇ જે કરવાનું હતું તે કરી જગતને પાવન કર્યું. તેણે અનેક રીતે પોતાના સેવકોને સંસાર સમુદ્રમાંથી તાર્યાં છે. આપણા દેશમાં જુદા જુદા પંથ છે. કોઇ દેવીને, કોઇ મહાદેવને, કોઇ હનુમાનને, કોઇ રામને તો કોઇ ગણપતીને માને છે. દરેક દેવના પુજારીઓ અને ગુરૂઓ સમજાવે છે કે અમારા દેવને પુજવાથી તત્કાળ મુક્તિ મળી જાય છે. વળી સુધારાવાળાઓ પણ જુદુંજ સમજાવે છે, આવી રીતના અનેક ધર્મો અને પંથો આપણા દેશમાં ચાલી રહ્યા છે. તે દરેક દેવના પુજારી અને આચાર્યોએ ધર્મની દુકાનો દ્રવ્ય પેદા કરવાને માટે કાઢેલી છે. જેમ જેને ઠીક લાગ્યું તેમ પુસ્તકમાં પણ લખી નાંખ્યું છે. તે સઘળી બાબત તમને હું વિસ્તારથી સમજાવવાની જરૂર જોતો નથી. કારણ મારી કૃપાથી તમે સત્ય જ્ઞાન ગ્રહણ કર્યું છે; અને તે જ્ઞાનના પ્રભાવે જ તમે સઘળા મુક્તિ મંડળના અધિકારી થઇ સત્ય સ્વરૂપ કૃષ્ણ ભગવાનની સંપૂર્ણ કૃપા સંપાદન કરી ચૂક્યાં છો. હું કૃષ્ણ સ્વરૂપજ છું. આ મહામાયા મારી મદયેલી ગોપી છે. તમે બધા પૂર્વ જન્મમાં ગોપ હતા અને આ તમામ બાળાઓ મારી પ્રિય સહચરીયો હતી. આપણી લીલા અધુરી રહી હતી. તેથી કરીને આ જન્મમાં પાછાં એકત્ર થયાં છીએ. મારી અર્થાત ભગવાનની કળા ન્યારી છે. ભગવાનની કળા જાણનાર ફક્ત જ્ઞાની જનોજ છે. બાકી જેઓ અજ્ઞાન છે એ તો ભટકીજ મરે છે. ભગવાનના શરણમાં આશ્રય પામેલાં જનો સદા પવિત્રજ હોય છે. તમે અને હું પવિત્રજ છીએ. આપણને પાપ સ્પર્શ કરી શકતું નથી. તેમ આપણને પાપ શી વસ્તુ છે એ જાણવાની પણ જરૂર નથી. દુનીયાંના લોકો જેને પાપ કહે છે તેથી આ-

પણે લગીર પણ ડરવું જોઈએ નહિ. કારણ કે આપણે કૃષ્ણ સ્વરૂપજ છીએ. હું કૃષ્ણ અને તમે મારાં અંશ સ્વરૂપ ગોપ ગોપીકાઓ છો, આપણને પ્રેમ ભકિતથી સ્નેહના સાગરમાં પરસ્પર આનંદ કરતાં લગીર પણ પાપ લાગતું નથી એ ખરૂં માનજો. બોલો એકવાર શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનની જય. "

મહારાજે જય ગર્જના પોકારી. ભક્તમંડળે જય ગર્જનાને વધાવી લઇ મંદિર ગજાવી મૂક્યું. પુનઃ મહંત કૃષ્ણદાસે તેમનું ભાષણ આગળ ચલાવી કહેવા માંડ્યું, " ભક્તજનો ! તમે તમારૂં સર્વસ્વ તમારા કૃષ્ણને સમર્પ્યું છે. તમે પ્રભુની લીલા પરસ્પરમાં અનુભવો, સ્મરણ કરો; તેમાં જરા પણ દોષ નથી. શ્રીકૃષ્ણ તમારો ચૌદભુવનનો નાથ છે. તેવા સમર્થ ભગવાન તમારા સહાયક છે તો શા માટે તમારે ભયભીત થવું જોઇએ. પ્રભુના ભક્તો પ્રભુ રૂપજ છે. માટે સર્વ કોઇ સ્ત્રીપુરૂષોએ સૌની સાથે સ્નેહાનંદથી વર્તવું. તેમાં કંઇ પણ પાપ નથી. દરેક ભક્તોએ પોતાના ભગવાન સ્વરૂપ મહારાજને તન મન અને ધન સમર્પણ કરીનેજ તેનો ઉપયોગ કરવો એ પણ મહાન ધર્મ છે. ગુરૂની અને તેના ભક્તોની નિંદા કરનાર રૈરવ નર્કનાં અધિકારી થાય છે. ગુરૂ આગળ પુરૂષોએ સાચું બોલવું અને એક સેવકની માફક સેવા કરવી. સ્ત્રીઓએ પ્રેમથી ગુરૂને વશ થવું. લજ્જા વિનય અને ક્રીડાથી પ્રભુને પ્રસન્ન કરવા. પ્રભુજીને પ્રસન્ન કરીનેજ પોતાના પતિની સેવા માટે તત્પર થવું. પ્રભુસ્વરૂપ મહારાજની પાવડીયો, વસ્ત્રો, જોડા વગેરે વસ્તુઓ ભક્તજનોને પૂજવા યોગ્ય છે. તેમનું એઠું પાણી અગર અન્ન તે ઉચ્છિષ્ટ નહિ પણ પવિત્ર પ્રસાદી છે. સ્નાન કરતી વખતે તેમના શરીરપરથી નીચે પડતું જળ ગંગા—યમુનાના જળ સમાન છે. આ સર્વ બાબતો સત્ય સમજજો. જો આમાં લગીર પણ શંકા ધરશો તો તમે મુકિતમંડળનાં અધિકારી ટળી અધોગતિનાં અધીકારી બનશો. કૃષ્ણચંદ્ર ભગવાન તમારૂં સારૂં કરો. " આટલું વિવેચન કરી મહંતશ્રી આસનપર બિરાજ્યા. ભક્તમંડળમાં કૃષ્ણધુન મચી રહી.

પછી મહંતની પૂજા શરૂ થઇ. પ્રથમ મહામાયાએ પૂજા કરી મહંતનો અંગુઠો ધોઇ તે જળનું પાન કર્યું. આ પછી ભકતોની ધમાલ શરૂ થઇ. ભેટની વસ્તુઓનો આસન સન્મુખ ઢગલો થયો. મહંત પાન ચાવતા હતા અને પાનનો રસ થુંકતા હતા. તે રસ ઝીલવાને ભકતો પડાપડી કરી રહ્યાં હતાં. ચરણામૃત માટે પણ એવીજ ધમાલ મચી રહી. સાયંકાળ સુધી આવી લીલા ચાલી. બાદ મહારાજે સર્વને જવાની આજ્ઞા આપી. સ્ત્રી મંડળમાંથી પ્રશ્ન થયો કે આજે રાત્રે વસ્ત્રહરણ લીલા થશે કે કેમ ? "

મહારાજ તરફથી હકારમાં જવાબ મળતાં આનંદ પામી સઘળાં ત્યાંથી વેરાયાં. મંદિરના સેવકો પણ હસ્તા હસ્તા તેઓની જગાએ ગયા. કમળા અત્યારસુધી બેસી રહેવાથી અને દાંભીક સાધુના ઉપદેશથી કંટાળી ગઇ હતી, તે ઉભી થઇ અને પોતાના ઓરડા તરફ ચાલી. મહંતે તેની પાછળ જોઇ હશી દીધું. મહામાયાએ સ્મીત હાસ્યથી કટાક્ષ ફેંકી પૂછ્યું. " સેવીકાને કંઇ શી આજ્ઞા છે કે ? "

" કમળનયની કમળાને સમજાવી મનમોહક શૃંગાર પહેરાવી શયનસ્થાનમાં લઇ આવ. મેં પુષ્પની શય્યા તૈયાર કરાવી છે. તે મનમોહિની સાથે આનંદ માણવા હું વ્યાકુળ બની રહ્યો છું. દિલદાર ! તું આ કામ જલદી પૂરૂં કરીશ એવી મારી સંપૂર્ણ આશા છે." મહંતે જણાવ્યું.

મહામાયા હસ્તી હસ્તી ત્યાંથી ચાલતી થઇ. મહંત તેની પાછળ જોઇ રહ્યો અને મહામાયાને કમળાના ઓરડા તરફ જતી જોઈ આનંદ પામી મંદિરના પાછળ ભાગ તરફ ગયો.



# પ્રકરણ ૧૩ મું.



## મહામાયા અને કમળા.

મહંત કૃષ્ણુદાસનો ઉપદેશ સાંભળી કમળાની દિલગીરીનો પાર રહ્યો નહિ. મહારાજ પ્રત્યે તેના હૃદયમાં ધિક્કાર ઉત્પન્ન થયો. મહારાજના ઉપદેશમાં હળાહળ વિષ છે એવું તે પૂર્ણ રીતે સમજી ચૂકી હતી. વળી ઉપદેશ વખતે મહંત વારંવાર તેની તરફ દૃષ્ટિ કરતા હતા; એ દૃષ્ટિ કંઇક જુદાજ પ્રકારની હતી. કમળાને તેની દૃષ્ટિ વિકારમય–ભયકારક ભાસી હતી. આવા પાપસ્થાને આવીને રહેવા માટે કમળા મનમાં પસ્તાવા લાગી અને હવે હરકોઇ ઉપાયે આ પાપસ્થળેથી મુક્ત થવાની ઇચ્છા કરવા લાગી.

સાયંકાળની પૂર્ણાહુતી થઇ ચૂકી હતી. મંદિરમાં દીપકો પ્રકાશી રહ્યા હતા. કમળા એક નાના ઓરડામાં ચિંતાતુર વદને બેસી રહી હતી. એ અરસ્સામાંજ મહામાયા ત્યાં આવી. તેણે ઓરડામાં નજર કરી તો કમળા બેઠેલી જણાઇ. મહામાયા મનમાં હશી અને મનમાં બોલી, "આજે મહારાજની પૂર્ણ કૃપાથી કમળા પાવન થશે. ધન્ય છે તેના ભાગ્યને." આટલું બોલી મહામાયા ઓરડામાં પ્રવેશી.

કમળાએ સાવધ થઇ તેના તરફ દૃષ્ટિ કરી. મહામાયાનું આગમન તેને શંકામય જણાયું. મહામાયાએ કમળાની સામે જોઇ હશી દીધું અને પછી કમળાની નજીકમાં જમીનપર સ્થાન લીધું. થોડી વાર શાન્ત વદને બેઠા પછી મહામાયાએ પૂછ્યું, "બેટા! આજે તારૂં વદનકમળ કરમાએલું કેમ લાગે છે?"

"કંઇ નહિ, સ્હેજ."

"સ્હેજતે હોય? શું શરીરે કંઇ અસુખ છે?"

"ના, એવું તો કંઇ નથી."

" ત્યારે શું છે ? તારા શબ્દોજ કહી આપે છે કે તારા મનમાં કંઇક દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું છે. "

" માતાજી ! હું શું કહું ? હું કંઇ કહી શકતીજ નથી. "

" કેમ વારૂ ? શું હું તને ચ્હાતી નથી ? "

" તમે મને પૂર્ણ પ્રેમથી ચ્હાવ છો; પણ મારૂં મનજ વ્યાકુળ રહે છે. "

" પણ તેનું કારણ શું ? શું અહિંના સુખમાં કંઇ ન્યુનતા છે ? શું તને કોઇએ કડવા શબ્દો સંભળાવ્યા છે ? કહે બેટા ! તારા મનની વાત મને કહે ? " મહામાયાએ પૂછ્યું.

" માતા ! મારૂં મન હવે અહિંથી ઉઠ્યું છે. "

" એટલે ? "

" હું અહિંથી જવા ધારૂં છું. "

" ક્યાં ? " મહામાયાએ ચમકીને પૂછ્યું.

" મારૂં ભાગ્ય લઈ જાય ત્યાં. "

" ખરેખર તું ગાંડી છે. તારૂં આ દુનિયામાં ઘર નથી, માતા નથી, પિતા નથી, ભાઇ નથી, પતિ નથી, આવી સ્થિતિમાં તું જવાનો વિચાર કરે છે તેથી હું આશ્ચર્ય પામુંછું. તને અહિં કોઇ પ્રકારનું દુઃખ નથી. અમે તને પોતાના બાળક સમાન રાખીએ છીએ. તું શી રીતે સુખી થાય તેની નિરંતર ચિંતા કરીએ છીએ; છતાં તું જવાની ઇચ્છા ધરાવે છે તે જાણી મને બહુજ દુઃખ ઉત્પન્ન થાય છે. કમળા ! કહે તું અહિં સુખમાં છે કે દુઃખમાં ? "

" હું આજ સુધી સુખમાં રહીછું; પણ હવે પછી સુખમાં રહી શકીશ કે કેમ તેની મને શંકા રહે છે. "

" શંકા શા માટે રાખે છે ? હું જ્યાં સુધી જીવુંછું ત્યાં સુધી તને જરાક પણ દુઃખી થવાનો સંભવ નથી. શું તું મારા પ્રેમથી હજી અજાણી છે ? "

" માતા ! તમે મને પૂર્ણ પ્રેમથી રાખો છો. તમારી શુભ કૃપા

વડેજ મેં આટલા દિવસ સુખમાં ગાળ્યા છે; પણ હવે પછી શું થશે તે હું કહી શકતી નથી."

"તારા મનમાં એવું તે શું ભરાઈ પેઠું છે કે તું આવી રીતે બોલ્યા કરે છે?"

"મને ચારે તરફ ભયંકરતા ભાસે છે. આ રમણીય સ્થાન પાપમય લાગે છે."

મહામાયા મૌન રહી. ઉંડા વિચારમાં પડી. કમળાના શબ્દો તેને વિચિત્ર જણાયા. તે બોલી.

"કમળા! મને લાગે છે કે તારા શરીરમાં વાયુની પ્રબળતા વધી છે અને તેથીજ તું આમ બોલે છે? પણ ગભરાઇશ નહિ. શ્રી પ્રભુની કૃપાથી તને સત્વરે આરામ અને સુખ થઇ જશે."

કમળાએ કંઇ પણ જવાબ આપ્યો નહિ.

પુનઃ મહામાયા બોલી, "કમળા! આજે કૃષ્ણલીલા થવાની છે; તું ત્યાં આવીશને?"

"ના."

"કેમ?"

"ત્યાં અસભ્ય દેખાવ થાય છે; એ હું જોઇ શકતી નથી."

"પણ એ તો પ્રભુની લીલા છે. એ અસભ્ય વર્તન કહેવાય નહિ.

"શું પ્રભુજી પોતેજ લીલા કરે છે એમ તમે માનોછો?"

"હા, ગુરૂજી શ્રીકૃષ્ણાવતારજ છે." મહામાયાએ કહ્યું.

"કોણ કહે છે?" કમળાએ જરાક મોટા અવાજથી પૂછ્યું.

"હું કહું છું. વળી મહારાજ કૃષ્ણવતાર છે એમ સઘળાં માને છે."

"પણ હું માનતી નથી."

"કારણ?"

"શ્રીકૃષ્ણ ભગવાન કદી પાપ માર્ગે ગમન કરેજ નહિ."

"મહંત મહારાજ જે લીલા કરે છે તેમાં તું પાપ માને છે?"

"હા."

"અરે ગાંડી! તું આ શું બકે છે? પવિત્ર લીલાને પાપલીલા કહી શા માટે પાપના પોટલા બાંધે છે? વળી તું અહિં ઘણા દિવસથી રહી છે; છતાં તને આપણા ધર્મની પવિત્રતાની ખાત્રી થઇ નથી જાણી મને ઘણી નવાઇ લાગે છે. જે ગુરૂને અનેક લોકો સાક્ષાત પ્રભુ સ્વરૂપ માને છે; તેને તું કેવળ મનુષ્ય સમજે છે એ જાણી મને ઘણું દુઃખ થાય છે. કમળા! તું સમજુ છે પણ હજી બાળક છે. અજ્ઞાન છે. અમારા ધર્મનું રહસ્ય જ્યારે તું પૂર્ણ રીતે સમજીશ ત્યારેજ તને ગુરૂશ્રી સાક્ષાત કૃષ્ણાવતાર છે કે નહિ એનું સંપૂર્ણ જ્ઞાન થશે."

"માતા! મને સંપૂર્ણ જ્ઞાન થઇ ચૂક્યું છે. કાગડો મોરનાં પીંછા ધારણ કરવાથી શું તે મોર કહેવાશે? ક્યાં પરમ પવિત્ર શ્રી કૃષ્ણચંદ્ર અને ક્યાં અધર્મ આચરનાર આચાર્યો? શીવ! શીવ! ધર્મભક્તીના નામે કેટલો અધર્મ? જે સાધુ સંસારને તારનાર છે, તેજ સાધુ સ્વાર્થથી જગતને ડુબાવનાર બન્યા છે."

"બેટા! આવું ન બોલ; ભક્તજનમાંથી કોઇ સાંભળશે તો તારે દુઃખી થવું પડશે. કમળા! ધીરે ધીરે તને સઘળી ખબર પડશે. આપણા ધર્મમાં સુખ અને સ્વર્ગ છે. આજે વસ્ત્ર હરણલીલા ધ્યાન પૂર્વક જોજે એટલે તારી ખાતરી થશે કે તેમાં કેટલું સુખ છે?"

"વસ્ત્ર હરણલીલા મહારાજશ્રી પોતેજ કરશે નહિ વારૂ?"

"હા, તે વખતે મહારાજ શ્રીકૃષ્ણસ્વરૂપ બની જશે અને સ્ત્રીયો ગોપીકાઓ બનશે."

"એ લીલા પછી બીજી શી લીલા થશે?"

"રાસલીલા."

"મહારાજ કોઇ દિવસ ગોવર્ધન લીલા કરે છે કે?"

"ના."

"મારે એ લીલા જોવાની ખાસ ઇચ્છા છે? જો મહારાજ ગોવર્ધનલીલા કરે તો હું તેમને ખરા કૃષ્ણ માનું?"

"તું પૂર્ણ અધિકારી થઇશ ત્યારે એ લીલા પણ જોઇ શકીશ."

"માતા! એવો અસત્ય બચાવ કરશો નહિ. વસ્ત્ર હરણ–રાસ લીલા વગેરે તો સંસારનાં મનુષ્યો પણ કરી શકે છે; પણ જો મહંત શ્રીકૃષ્ણનો અવતાર હોય તો મ્હોટો પ્હાડ નહિ પણ એક પચીસ મણનો પત્થર પણ જો ઉંચો કરી શકે તો હું સત્ય માનું. પણ એટલી તાકાત તેમનામાં નથી. વસ્ત્ર અને રાસલીલા કેવળ વિષયવૃત્તિને પોસવાને માટેજ છે. આવાં પાપનો જવાબ મહારાજને આપવો ભારે થઇ પડશે. કૃષ્ણદાસ તેમનો સત્યધર્મ ચુકયા છે. તેમણે ભોળાંજનોને અવળે માર્ગે દોર્યાં છે અને આ પાપમંદિરને મુક્તિમંદિરનું નામ આપી મહાન પાપના ભોકતા થયા છે."

કમળાને વધુ બોલતી અટકાવી મહામાયા વચ્ચેજ બોલી ઉઠી; "કમળા! છાની રહે. ધર્મની નિંદા મારાથી સાંભળી શકાતી નથી. જે પોતાને સમજુ અને વિદ્વાન માને છે; તે કેવળ મૂર્ખજ હોય છે. હું તને આજ સુધી ડાહી અને વિવેકી સમજતી હતી; પણ હું ઠગાઇછું. કમળા! તારા પ્રત્યે મારો પ્રેમ હોવાથી અને ગુરૂજીની તારી પર કૃપા ઉતરવાથી હું તને ફરીથી એકવાર કહુંછું કે તું હવે પછી કોઇ પણ દિવસ આપણા ધર્મની નિંદા કરીશ નહિ."

"મારા સાચા શબ્દોથી તમને ખોટું લાગશે એવું હું સમજતી ન્હોતી. જ્યારે તમને સત્ય સમજાવવાથી દુઃખ લાગે છે; ત્યારે આજથી હું પણ તે વિશે કંઇ બોલીશ નહિ."

"બરાબર; તારે તો હાલમાં સર્વ પ્રકાર ધ્યાનપૂર્વક અવલોકવો અને મનમાં વિચાર કરવો. દિવસો વિતતાં તારી ખાતરી થશે અને તું અત્યારે જે ધર્મની નિંદા કરી રહી છે; તેજ ધર્મની ચુસ્ત હિમાયતી બની જશે."

કમળા બોલી નહિ પણ મનમાં દુઃખી. થઇ મહામાયાની અજ્ઞાનતા પર તેને દયા પ્રકટી.

એવામાં વળી મહામાયા બોલી, "બેટા! હું આજે તને એક

ખુશ ખબર જણાવવા ચાહું છું ?

"તે વળી શું છે ?"

"તું પાવન થઇ ચુકી છે."

"હું ક્યાં પાપી હતી કે મારે પાવન થવું જોઇએ ? હું તો પાવનજ છું."

"હજી તું કયાં સુધી આવી રહીશ ? માણસ પાપી હોય છે, પણ ગુરૂકૃપાથીજ પાવન થાય છે."

"હું એમ માનતી નથી. મારૂં તો એવું માનવું છે કે માણસ પાપી અને પાવન પોતાનાથીજ થઇ શકે છે."

"તું ભૂલે છે. કોઇ પણ મનુષ્ય ગુરૂની કૃપા વિના પાવન થઇ શકતું નથી."

"માતા ! તમારા સમજવામાં અને મારા સમજવામાં ઘણો ફેર છે. તમે જેને પાવન માનો છો એને હું પાપી માનું છું. તમે જે રાસલીલાને મૂકિત અને સુખ માનો છો; તેને હું મહા ભયંકર પાપ સમજું છું. એટલે હું તમને કેવી રીતે સમજાવી શકું ?"

"હું તો સઘળું સમજી ચૂકેલીજ છું. સમજવાનું ફકત હવે તારેજ છે અને તું આખરે સમજીશ એવી મારી ખાત્રી પણ છે."

"આંખ્યો ઉઘડતાં જેમ પ્રકાશ જણાય છે; તેમ સદ્દજ્ઞાન પ્રાપ્ત થતાં ધર્મનાં તમામ પાખંડ નાશ પામશે."

"એ તો સમય સમયનું કામ કરે જશે. પણ કમળા ! હું જે કામે તારી પાસે આવી છું તે કહેવાનું તો હું ભૂલીજ ગઇ."

"હવે કહો ?"

"તું મૂકિત મંદિરની સંપૂર્ણ અધિકારી થઇ ચૂકી છે."

"એટલે ?"

"ગુરૂરાજની સંપૂર્ણ કૃપા તારી ઉપર ઉતરી ચૂકી છે."

"તેમની કૃપા તો મારી પર ક્યારનીએ ઉતરેલી છે."

"પણ હવે તેમાં ફેરફાર થયો છે."

" એટલે ? "

" તું આજ સુધી બાળક ભાવે હતી તે હવે નથી. "

" ત્યારે ? "

" તું હવે ગોપીકા રૂપ થઇ છે. "

" સ્પષ્ટ સમજાવો ? " કમળાએ ધડકતા હૃદયે પૂછ્યું.

" મહારાજને તું ગમી છે. પ્રભુની આંખ્યો તારી પર ઠરી છે. તેમના પવિત્ર હૃદયમાં તારી મૂર્તિ સ્થાપન થઇ ચૂકી છે. પ્રભુજી તને રાધાજીનું પદ આપવા ઇચ્છે છે. "

મહંતની વિકારમય નજરથી જે શંકા કમળાને થયા કરતી હતી; તે શંકા અત્યારે સ્પષ્ટ થતાં કમળાને નવાઇ લાગી નહિ. આમ બનશે એવું તે પહેલેથીજ ધારતી હતી. તેણે ઉંડો નિઃશ્વાસ નાખી મહામાયાનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળી કહ્યું, " અને તેથીજ તમે અત્યારે અહિં મારી પાસે આવ્યાં છો, નહિ વારૂ ? "

" હા, તને શૃંગારી પ્રભુના શયન સ્થાનમાં લઇ જવા હું આવી છું. શયન સ્થાનમાં તારા માટે પુષ્પોની શૈય્યા તૈયાર કરી રાખી છે. અત્તર–કસ્તુરીની સુવાસ ચારે તરફ પથરાઇ રહી છે. કાનજી મહારાજ વ્યાકુળતાથી તારૂં ધ્યાન ધરી બેસી રહ્યા છે. માટે ચાલ; તૈયાર થા અને પ્રભુજીની સેવાનો લાભ લઇ તારી જીંદગી સફળ કર. બેટા ! જો સાંભળ. પ્રભુજીની સેવા વખતે કંઇ પણ રોષ કરીશ નહિ. સેવા વખતે કંઇ પણ લજ્જા અને શરમ રાખીશ નહિ. સમજી દિકરા ? "

"હવે તમારે કંઇ વિશેષ કહેવાનું છે ?" કમળાએ ગંભીર મુખે પૂછ્યું.

" ના. "

" ત્યારે હવે વગર વિલંબે અહિંથી સિધાવી જાવ. "

" શા માટે ? "

" આ પૃથ્વી ભારે મરી રહી છે "

" શાથી ? "

" તમારાં જેવાં પિશાચિનીના ભારથી. "

" શું હું પિશાચિની ? " મહામાયાએ રોષમય મુખે પૂછ્યું.

"હા, તમે પિશાચિનીછો અને મહંત કૃષ્ણદાસ પિશાચ–રાક્ષસછે."

" ઓ પ્રભુ ! ક્ષમા, ક્ષમા. " આમ બોલતી મહામાયા વિકળ વદને કહેવા લાગી, " કમળા ! હેં ભયંકર અપરાધ કર્યો છે. ગુરૂજીને પિશાચ શબ્દોથી સંબોધી તેં તારૂં ખરાબ કર્યું છે. તારા શબ્દો સાંભળી હું કંપું છું. મને પ્રલયકાળ સમિપમાંજ ભાસે છે. "

" તે પ્રલયકાળમાં તમે અને તમારો મહંત નાશ પામો કે જેથી આ પૃથ્વીનો ભાર ઓછો થઇ જાય. "

" છોકરી ! તું શું બોલે છે તેનું તને ભાન છે ? "

" બરાબર છે; પણ તમનેજ ભાન અને જ્ઞાન કંઇ પણ નથી. "

" હું તારી સાથે વધારે લમણા જીક કરવા ઇચ્છતી નથી. "

" અને હું પણ એમજ ઇચ્છું છું. "

" ત્યારે જલ્દી જણાવી દે તારો વિચાર ? તારે ત્યાં આવવું છે કે નહિ ? "

" ચોકખી ના. "

" ગુરૂજી તારી પર ઘેલા થયા છે ? "

" ઘેલા થાય તેમની માતા અને બ્હેન પર. "

" ચંડાળણી ! તું નર્કની અધિકારી થઇ. "

" અને તું તો નર્કમાં પ્રથમથીજ પડી ચુકી છે. "

" મને તો તું દિવાની થએલી જણાય છે ? "

" ખરેખર મને પણ તું એવીજ લાગે છે. "

" કમળા ! તારી નમનતાઇ ક્યાં ગઇ ? "

" પાપાચાર નિહાળી મારી નમનતાઇ નાશ પામી છે. "

" શું તું ગુરૂજીની ઇચ્છાને પૂર્ણ કરીશ નહિ ? "

" તેમની ઇચ્છાને પૂર્ણ કરવા તમેજ લાયક છો. "

" શું ગુરૂજી તારે લાયક નથી ? શું તે પ્રભુ સ્વરૂપ નથી ? " મહામાયાએ કંઇક ગુસ્સાના ભાવથી પૂછ્યું.

"હું તમને એક વખત જણાવી ચુકી છું કે મારી દષ્ટિમાં અને તમારી દષ્ટિમાં ફેર છે. તમે તમારી માન્યતામાં ઠગાવ છો. તમે ભલે મહંતને પ્રભુ સ્વરૂપ અને સર્વગુણુ સંપન્ન માનતાં હો; પણુ મારી નજરમાં અને માન્યતામાં તો તે એક નીચ નરાધમ અને પાપને। અવતાર છે." કમળાએ ચોકખું જણાવી દીધું

"કમળા! તું હદ ઉપરાંત બોલે છે. તું ગુરૂનું અરે સાક્ષાત કૃષ્ણુજીનું અને તેના ભક્ત મંડળનું ભારે અપમાન કરે છે. તને અત્રે લાવી સુખી કરવાનું આજ ફળ કે?"

"સાધુના વેશમાં રહી શયતાનના કામ કરનાર; દુનિયાંના ભોળાં જનોને ખોટું સમજાવી પાપ માર્ગે વાળનાર; જે પોતાની પુત્રીયો અને બ્હેનો સમાન ગણુાય તેની સાથે વ્યભીચાર કરી ધર્મને સાત પાતાળમાં ડૂબાવી દેનાર તમારાં જેવાં સાધુ શયતાનોને ધિક્કાર છે. તમે તમારો ભેખ લજાવ્યો છે. તમારૂં સાધુત્વ શયતાનીયતથી ભરેલું છે. મને સુખી કરવાનો તમારો સ્વાર્થ આજે ખુલ્લો થાય છે. આ મુક્તી મંદિરમાં પ્રભુને નામે હડહડતાં પાપ થયો છે. તમે સંસારનાં પવિત્ર જનોને અધોગતીના તળીએ ડૂબાવ્યાં છે; તમે અવળે રસ્તે ચઢી અસત્ય ઉપદેશ સમજાવી તમારાં ભક્ત મંડળનાં જીવન નષ્ટ કર્યાં છે. કુદરતનો કારમો કોપ તમારી પર ઉતરતાં તમે આખરે જરૂર પસ્તાશો."

"કમળા! નાદાન છોકરી! તારા શબ્દો-વાક્યો હું હવે વધારે વખત સાંભળી શકતી નથી. તારા શબ્દોએ મારા નિર્મળ હૃદયમાં ભયંકર આગ સળગાવી છે. તું આ મંડળની આજથી શત્રુ બની છે. છોકરી! અમે તને આજ સુધી ઘણી શાણી સમજતાં હતાં; પણુ અફસોસ; અમે ઠગાયાં છીએ."

"અને હું પણુ અહિં આવવામાં પૂરેપૂરી ઠગાઇ છું. જો મને પ્હેલેથી ખબર પડી હોત કે આ નામના મુક્તિ મંદિરમાં ભયાનક કુકર્મો થાય છે; તો હું કદી પણુ તમારી સાથે આવતજ નહિ. મેં

આટલા દિવસ તમારા સમાગમમાં રહી તમારા ધર્મનું સઘળું રહસ્ય જાણી લીધું છે. પાપાત્માઓ! ઓ સાધુતાનો દેખાવ કરનારાં શયતાનો! તમારાં પાપાચરણથી, તમારાં કાળાં કુકર્મોથી આ પૃથ્વી ફાટું–ફાટું થઇ રહી છે. આ રાત્રિ ઘોર અંધકારમયી થતી મને જણાય છે. ઓ કૃષ્ણને કલંકિત કરનારાં કુટિલો! ચેતો; તમારો સત્ય ધર્મ સંભાળો. તમે જગતનું કલ્યાણ કરનારાં ઇચ્છનારાં તરીકે બહારથી ઓળખાવ છો; તો શા માટે અવળાં કર્મ કરી તમારા પવિત્ર વેશને નામને અને જગદાધાર કૃષ્ણ સ્વરૂપને નિંદિત કરો છો? હજી સમજો. તમારા મ્હોતનો ઘંટ વાગતો મારા કાને સંભળાય છે. યમરાજ ભયંકર સ્વરૂપ ધારણ કરી તમારા મૃત્યુ સમયની રાહ જોઇ રહ્યા છે. મહામાયા! સમજો; તમારા ગુરૂને સમજાવી તેની અંધ આંખ્યો ઉઘાડો; અને કરેલાં પાતકોને માટે પ્રભુની ક્ષમા માગી તમારા આત્માની ઉન્નતિને અર્થે હિમગીરીમાં ચાલ્યાં જાવ." કમળાએ જેટલું કહેવાનું હતું તેટલું આવેશથી કહી નાખ્યું.

મહામાયા કંપી ઉઠી. આકળ વિકળ થઇ ગઇ. પોતાનું અને પોતાના પ્રાણાત્મ મંહતનું અપમાન તે સહન કરી શકી નહિ. તેનું ગૌરમુખ લાલચોળ બની ગયું. તેની મૃગનયની આંખ્યોમાંથી આગના તનખા ઝરવા લાગ્યા. કોમળતા કઠોરતામાં બદલાવા લાગી. તે બોલી ઉઠી; "બસ; હદ આવી રહી. હું શાન્ત હતી; હવે શાન્ત નથી. છોકરી! ત્હેં હાથે કરીને તારી ઉપર આફત ખેંચી લીધી છે. ત્હેં જે ગુરૂની અવગણના કરી છે; તેજ ગુરૂની તારે સેવા કરવી પડશે. તારે સુકોમળ શૈય્યામાં તેની સાથે સ્થાન લેવું પડશે અને તારી મરજી હશે કે નહિ હોય છતાં પણ તારે ગુરૂની ઇચ્છાને પૂર્ણ કરવીજ પડશે."

"શું તું મને બળાત્કારે ભ્રષ્ટ કરાવવા ઇચ્છે છે?" કમળાએ પૂછ્યું.

"હા, ખુશીથી નહિ માનનારીને માટે છેવટે એજ રસ્તો લેવાની જરૂર પડશે."

"આ કમળા દુ:ખથી દ્રઢ થઇ રહેલી છે. તેણે ભ્રષ્ટ થવાના અનેક સમયે હિંમતથી પોતાના ધર્મનું રક્ષણ કર્યું છે. તે પ્રમાણે આ વખતે પણ થશે. આ તમારી ઇચ્છા નિષ્ફળ કરશે અને તમારાં જેવાં કુટિલોને જગતની દ્રષ્ટિએ ખુલ્લાં પાડશે."

"હું પણ જોઉં છું કે તું તારો ધર્મ ક્યાં સુધી સંભળા રાખે છે?"

કમળા કર્કશ અવાજે બોલી, "આ પ્રાણ છે ત્યાં સુધી! ઓ સફેત સાધુડી! સાંભળ,

ટૂટે આભ પૃથ્વી પરે, પણ ધર્મથી ચુકું નહિ;
બ્રહ્માંડ સઘળું ખળભળે, પણ સત્યને છોડું નહિ.
કાળ ગ્રાસ કરે આ પળે, સતી શીયળને નવ તજે,
ચુથાતાં ચામ શરીરની, લવલેશ ભયથી ના ધ્રુજે.
કામાંધ કુલટા કામિની, વદે વચન શું વિષ;
દ્રઢ ટેક છે વીરબાળનો, સહાય થશે જગદિશ.
થાય ક્રોડ કટકા શરીરના, સંકષ્ટથી કંપુ નહિ;
છે પ્રાણ દીપક દેહમાં, મમ ધર્મને ચુકું નહિ.

જા, ઓ અઘોર કામની કરનારી કુલટા! જા; જલ્દી અહિંથી નીકળી જા."

કમળાના નિશ્ચયથી મહામાયા હતાશ બની અને ગુસ્સાથી આખા શરીરે કંપતી ઉભી થઇ ગુરૂની પાસે જવા ઓરડાના દ્વાર તરફ ચાલી, પણ એટલામાંજ મહંત કૃષ્ણદાસ એકાએક ત્યાં આવી ઉભો.

---

## પ્રકરણ ૧૪ મું.

### સાધુના સ્વરૂપમાં શયતાન.

કૃષ્ણદાસને ત્યાં આવેલો જોતાંજ મહામાયા તેની નજીક જઇ ઉભી અને ગુસ્સાથી બોલી.

"આ છોકરીએ આજે તમારૂં અને મારૂં હડહડતું અપમાન કર્યું છે."

"મહામાયા! શાન્ત થા. મેં તમારો સઘળો સંવાદ સાંભળ્યો છે. છોકરી હઠીલી છે; પણ આખરે સમજશે. તે અહિંથી ક્યાં જનાર છે?" આમ કહી કૃષ્ણુદાસે કમળા તરફ જોઇ કહ્યું.

"કમળે! આશું ઉદ્ધતાઇ? તારા વદન કમળમાંથી કઠોર શબ્દો કદાપિ પણ નીકળવા જોઇએ નહિ. મહામાયા મારી પ્રેમ પ્રતિમા છે. તે તેના સુખમાંથી તને ભાગ આપવા ઇચ્છે છે; તને પ્રભુની ભક્તિમાં સમર્પી તને મૂક્ત કરવા ઇચ્છે છે. તેની પ્રત્યે ખરાબ વર્તન ચલાવવું તે તારા જેવી રમ્ય રમણીને શોભતું નથી. કહે હવે તને મહામાયાએ જે સમજાવ્યું અને કહ્યું તેમાં શું ખોટું છે?"

"મહારાજ! પિતા! તમે આશું બોલો છો? તમે ધર્માવતાર કહેવાઇ આવો અધર્મ ચલાવો એ આપને શોભાસ્પદ નથી. તમે અમારો સંવાદ સાંભળ્યો છે; ત્યારે આપજ વિચાર કરી જુવો કે તેમાં સત્ય શું છે?" કમળાએ કહ્યું.

"કમળા! હજી તું પ્રેમ લક્ષણા ભક્તિના જ્ઞાનથી અજ્ઞાત છે. જ્યારે તે જ્ઞાન તને યથાર્થ રીતે થશે ત્યારે તને સત્ય સમજાશે."

"તમારી પ્રેમ ભક્તિમાં પુત્રીએ પિતાની અધમવૃત્તિને પોષવી એ ધર્મ હશે નહિ વારૂ?"

"પ્રેમ ભક્તિમાં તદ્રુપ બનતાં અને શ્રીકૃષ્ણને ઇશ્વર સ્વરૂપ સમજતાં માતા પુત્રી–પિતા–ભાઇ વગેરે સંસારી સંબંધ રહેતોજ નથી. તમે સ્ત્રીયો આનંદ રૂપ છે. તમારો ધર્મ અને ફરજ પ્રભુને આનંદ અર્પવામાંજ છે. મારો પ્રેમ તારી પ્રત્યે પુત્રી ભાવથી થોડા દિવસ રહ્યો, પણ તારા પૂર્વના સંસ્કાર શુભ હોવાથી અને તારા નશીબમાં ગોપીકાનું પદ પ્રાપ્ત કરવાનું લખાએલું હોવાથી તારી પ્રત્યેના મારા પ્રેમમાં ફેરફાર થયો. પરીણામે પ્રથમનો પ્રેમ જતો રહ્યો અને અપૂર્વ આનંદી પ્રેમ પ્રકટ થયો. આવા સુમાંગલીક સમયે તારે હઠ કરવી જોઇએ નહિ. હું પ્રભુ સ્વરૂપ છું; તું મારી ગોપીકા સ્વરૂપ છે. આપણામાં હવે ભીન્નતા રહેવી જોઇએ નહિ. વળી હું તને વિશેષ સમજાવું. કુદરતે આ

જગતમાં સ્ત્રી-પુરૂષ ફક્ત આનંદને માટેજ ઉત્પન્ન કર્યાં છે. તું સ્ત્રી છે. રમણી છે. પુરૂષના ઉપભોગની વસ્તુ છે; પણ તું હાલ તેથી વિમુખ છે. તેથી મારે તને મારા હૃદયની પ્રેમ પ્રતિમા બનાવી તને સુખી કરવી એમાં મારો ધર્મ છે. કમળા! એથી તને બે લાભ થશે. એક તો આનંદ અને બીજો પવિત્રતાનો. તું ડાહી છે-જ્ઞાની છે. થોડામાં સમજી જા. તને સુખી જોવા આ મહામાયા પણ આતુર છે." સાધુએ સમજાવ્યું. કમળા બોલી નહિ. આ વખતે તેની આંખ્યોમાંથી અશ્રુ ટપકતાં હતાં. પુનઃ સાધુએ પૂછ્યું.

"કમળા શા માટે રૂવે છે?"

"તમારા પાપમય શબ્દો સાંભળી મારૂં હૃદય રડે છે. હું શું કહું? મારા સઘળા જ્ઞાનથી અને સમજથી કહુંછું કે તમે સાધુ નથી પણ અસાધુ છો. તમે તમારૂં અને તમારા શિષ્ય જનોનું અકલ્યાણ કરો છો. મહાત્મા તમારા શબ્દોથી મારી પર કંઇ પણ અસર થનાર નથી. મારે પવિત્ર થવું નથી. મારે આનંદ જોઇતો નથી. હું તો હજી પણ તમને મારા પિતા સમાનજ સમજુછું."

"તે હું સમજ્યો; પણ તારા મનમાંથી પિતાભાવ કાઢી નાખ. વળી તું આનંદ અને સુખને ધિક્કારે છે; પણ મારી ફરજ છે કે તને ગમે એ પ્રકારે સુખી કરવી. મારા આશ્રયમાં આવી રહેનાર દુઃખી રહેવું જોઇએ નહિ. તું દુઃખી છે, તને આનંદ આપનાર પતિ નથી તે હું જાણુંછું અને તેથીજ તને સુખના શીખરે ચઢાવવાને ઇચ્છુંછું."

"પણ મારે સુખી નથી થવું."

"મારે તને બળાત્કારે પણ સુખની ભોક્તા બનાવવી છે."

"કૃષ્ણદાસ! જો તમે તમારૂં અને મારૂં શુભ ઇચ્છતા હો તો મને અહિંથી જવાદો."

"તારે ક્યાં જવું છે?"

"હું ક્યાં જનારછું તે જાણવાની તમારે તકલીફ લેવાની કંઇ પણ જરૂર નથી."

"કેમ નહિ ? એક નિરાધારને આધાર આપ્યા પછી તેને તેના તરંગથી નિરાધાર થવા દેવામાં મહા પાપ છે. મારી ફરજ એવી નથી. મારી શી ફરજ છે તે તું જાણી ચુકી છે, માટે સઘળા વિચાર તરંગ દૂર કરી શાન્ત થા અને પ્રથમ સ્વર્ગીય સુખનો ઉપભોગ કરવા મારી સાથે કુસુમ શૈય્યા તરફ ચાલ. તે પછી આપણે વસ્ત્રલીલામાં રમણ કરવા જવાનું છે."

કમળા આવું સાંભળી કોપયુક્ત વદને બોલી, "જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે; ત્યાં સુધી તમારી આશા વ્યર્થ છે. કૃષ્ણદાસ ! હું તમને પવિત્ર જાણતી હતી; પણ હવે મારી પૂર્ણ ખાત્રી થઇ ચુકી છે કે તમે એક નરરાક્ષસ છો !"

કૃષ્ણદાસ હશીને બોલ્યો:—"સુંદરી ! રમણી ! શામાટે તારા વદનને કોપથી રાતું બનાવે છે ? શા માટે આ કૃષ્ણને અકળાવે છે ? મન મોહિની ! તારા ઉપર હું દિવાનો બન્યો છું. સુંદરી ! શી કૃષ્ણની માફક હું તને રંગમાં રંગી સુખી કરીશ."

"શ્રી કૃષ્ણના પવિત્ર નામને લજાવનારા રાક્ષસ ! તું એકદમ બોલતો બંધથા. તારી પર પ્રભુજ કોપ્યા છે. પુત્રી પર કુટિલ નજર ફેંકનાર નરાધમ! તારી વિકારમય આંખ્યો સદાને માટે કેમ બંધ થઇ જતી નથી?"

"સુંદરી ! તું ગમે એમ બકે જા; પણ તારે મારી ઇચ્છા પૂર્ણ કર્યા વિના છૂટકો નથી. આ સ્થળેથી તું સુખરૂપે બ્હાર પણ જઇ શકનાર નથી. મારી મનોહારીણી ! શું તારી સુંદરતા ! અહા !

> રસ રંગ ભરી તું સુંદરી, શોભા રસિલી આપતી,
> જોઇ તને ઓ લલીત લલના અંતરે અગ્નિ થતી.
> મુખે ગુલાબી ગાલપર લાલી સુકોમળ વ્યાપતિ,
> આ બાહુ કંપે ભેટવા, સ્વર્ગ સુખ તું આપતિ.

આવ, અલબેલી આવ અને મારા આ તપ્ત હૃદય સાથે દબાઇ જા." આમ બોલતો મદોન્મત્ત મહંત કમળાને આલીંગન આપવા

ઉત્સુક થયો. કમળા સાવધ હતી. નરપિશાચ તેની નજીક જતાંજ કમળા તેને ધક્કો મારતાં બોલી, "કામાંધ! દૂર મરી જા."

"હું મરીશ; પણ તે પહેલાં તારા યૌવનને લુંટીશ. બસ પછીજ મરીશ." મહંતે કહ્યું.

"ઓ પાપ કર્મના કરનાર અભાગીયા! શામાટે મને ત્રાસ આપી રહ્યો છે? તારી પાસે આ મહામાયા જેવી સુંદર રમણી છે છતાં શામાટે આ કાષ્ટવત્ બનેલી દુઃખી અબળાને સતાવી રહ્યો છે? મહંત! સમજ, હજી પણ કહું છું કે સમજ? તારાં પાપકર્મો નિહાળી દેવતાઓ કંપી રહ્યા છે. આ ધરા ધ્રુજી રહી છે."

"ધરા ધ્રુજો કે આસમાન ટૂટી પડો; દેવતાઓ કોપે કે આખું જગત રૂઠે; પણ મને દરકાર નથી. દરકારમાં ફક્ત દરકાર તુંજ દિલદારની છે? રંભા! તારૂં સુકાયેલું શરીર આ મદમસ્ત ગૌર રંગી મહામાયા કરતાં પણ મને અધિક આનંદ ઉપજાવે એવું પ્રિય જણાય છે. સુંદરી! આ તપ્ત તનને શીતળ કર. મારી ગર્વઘેલી ગોપી! આ તારા રસીક કાનજીના કંઠે વળગી આનંદ ઉડાવી લે. હાથમાં આવેલી બાજી શામાટે નકામી કરે છે?" મહંતે નિર્લજ્જભાવે કહ્યું.

કમળા કકળી ઉઠી અને બોલી, "નીચ વૃત્તિયોના ગુલામ! બોલતાં શરમા. મારો પ્રાણ જશે તોપણ હું તારી અધમ ઇચ્છાને તાબે થનાર નથી તે નથીજ."

"જ્યાં સુધી તું મારી ઇચ્છા પૂર્ણ નહિ કરે ત્યાં સુધી તું મારા પંજામાંથી છટકનાર નથી. યાદ રાખજે કે તું એક શૂરવીર–બહાદુરના સપાટામાં સપડાએલી છે. તારા જેવી અનેક હઠીલી અબળાઓનાં માન આ મર્દે મૂકાવ્યાં છે."

"કોણ તું મર્દ? ના, તું તો એક નામર્દ છે! જે મર્દ છે તે કદી અધર્મી હોયજ નહિ. પાપાત્મા! તારી મર્દાઈ નિર્દોષ અબળાને બળ બતાવવામાંજ જણાઇ આવે છે. મર્દ કોણ કહેવાય તે જાણે છે? સાંભળ, ઓ અભાગી જીવ; કાનના પડદા ખોલી સાંભળ.

જે હોય શૂરો તે કદી ના રમણીનેજ ડરાવતો;
જઈ યુદ્ધ ભૂમિની મહીં, સૌ શત્રુનેજ હરાવતો;
અબળાનું રક્ષણ જે કરે, બસ વીર તે કહેવાય છે,
મોહમાયા જે મૂકે, બસ વીર તે કહેવાય છે.

પણ તને આવું જ્ઞાન ક્યાંથી હોય? હરામના માલતાલ ખાઈ મસ્ત થએલા મહંત! તારી આંખ્યોએ અંધકારનાં પડળ વળેલાં છે તેથી તને ઇશ્વરની પણ બીક નથી. તારા પાપની પરીસીમા અહિંજ આવી રહી છે. સત્યજ છે કે જે પાપી છે તેને પરમાત્માને ઓળખવાનો અધિકાર નથી."

"આ સ્થળે પ્રભુ હુંજ છું. અનેક લોકો મને પ્રભુ રૂપેજ પૂજે છે."

"તે સઘળા તારા જેવા મૂર્ખજ છે."

આ શબ્દો સાંભળતાંજ અત્યાર સુધી શાન્ત ઉભી રહેલી મહામાયા બોલી ઉઠી; "પ્રભુજી! શામાટે તેની સાથે નિરર્થક વિતંડાવાદ કર્યા કરો છો? તે હઠીલી છે. તે સમજાવી સમજનાર નથી. તેને પકડો અને આ પળેજ તેની લજ્જા લુંટો."

"મહામાયા! શામાટે ગભરાય છે? તે હઠીલીની હઠ હું છોડાવીશ. તે હવે ક્યાં જનાર છે? તેની સાથે માથાઝીક કરવામાં ઘણો સમય ચાલ્યો ગયો છે. લીલાના સમયને હવે થોડીવાર છે. જો; સાંભળ; બહાર ભક્તજનો એકત્ર થયાં છે. માટે આ અલબેલીને આજે મારે આધિન કરવાનો વિચાર મુલતી રાખું છું અને તેને એક અઠવાડીયાની મુદત આપું છું. હું તેની સાથે આનંદથીજ રમણ કરવા ઇચ્છું છું. જો તે સમજશે તો ઠીક છે નહિતો છેવટે બળાત્કાર તો છેજ. છોકરી અત્યારે હઠે ચઢી છે; પણ અઠવાડીયામાં સમજી જશે."

"કેમ કમળા! ગુરૂજીની કેટલી દયા છે એ સાંભળ્યું ને?" મહામાયાએ પૂછ્યું.

કમળા કંઇ બોલી નહિ. મહંત બોલ્યો; "કમળા! તેં મારા

શબ્દો સાંભળ્યા હશે? તેટલા દિવસમાં તું વિચાર કરજે."

આટલું કહી સાધુએ મહામાયા પ્રત્યે કહ્યું, "તારે પણ દરરોજ અહિં આવી આને સમજાવવી. આપણા ધર્મનું જ્ઞાન પણ સમજાવજે કે જેથી તે પરીણામે સમજી જશે. લે ચાલ હવે, ભલે કમળા આજે ત્યાં ન આવે." કહી મહંત મહામાયાને ગળે હાથ નાખી ત્યાંથી ચાલતો થયો. કમળાએ તેની પાછળ ધિક્કાર મય નજર ફેંકી. એ સાથેજ કમળાના ઓરડાની બહાર એક પ્રચંડ પુરૂષાકૃતિ આવીને બેઠી. મહંતના ગયા પછી કમળાએ મુકિત મંદિરની બહાર નીકળી પસાર થઇ જવાનો નિશ્ચય કર્યો; પણ એ બિચારીને ખબર નથી કે આ પિશાચખાનામાંના તમામ નોકરોને તેની પર સખ્ત દેખરેખ રાખવાની મહંતશ્રીની આજ્ઞા મળી ચૂકી છે. જે માણસ ઓરડાની બહાર આવીને બેઠો હતો; તે મહંતનો નોકર હતો. જાતે મુસલમાન હતો. તેનું નામ મહમદ હતું. મહમદ ગુરૂની આજ્ઞાથી કમળાની ચોકી કરવા ઓરડાની આગળ આવીને બેઠો હતો. કમળા ઓરડાની બહાર નીકળી મહમદની પાસે આવી ઉભી. મહમદે ઉભા થઇ તેના સામે જોયું. કમળાએ તેને પૂછ્યું. "મહંત મહારાજ કયાં ગયા?"

"લીલા કરવાના ગુપ્ત સ્થાનમાં." મહમદે કંઇક મજાકના રૂપમાં કહ્યું.

"તેમનું ભકત મંડળ?" કમળાએ પૂછ્યું.

"તે પણ સાથે. એકલા ગુરૂથી લીલા કેવી રીતે થઇ શકે?"

"ઠીક."

આટલું બોલી કમળા બહાર નીકળી જવાના ઉદ્દેશથી આગળ ચાલી, પણ તરતજ મહમદે તેને અટકાવીને કહ્યું, "તમે કયાં જાવ છો?"

"મંદિરની બહાર."

"શા માટે?"

"લગીર ફરવા જવાનો વિચાર થયો છે."

"રાત્રિના સમયે બહાર ફરવા જવાતું હશે કે?" મહમદે પૂછ્યું.

"હા, મારો વિચાર કંઈક એવોજ છે."

"પણ તમારે તમારો વિચાર મુલતવી રાખવો પડશે."

"શા માટે?"

"મહંત મહારાજની અમને આજ્ઞા થઈ છે કે કમળાની પર દેખરેખ રાખવી અને તે જો બહાર નીકળી જવાનો વિચાર કરે તો તરત તેને અટકાવવી."

"ત્યારે તેથીજ તમે અહિં આવીને બેઠા છો નહિ વારૂ?"

"હા." કહી મહમદે કમળાની તરફ જોયું. કમળાએ પણ નિઃશ્વાસ નાખી મહમદના સામે જોયું. બન્નેની નજર એક થઇ. મહમદ મુસલમાન હતો. તેનો દેખાવ પ્રચંડ હતો પણ તેની આંખ્યો કાફર નહોતી. તેની આંખ્યો શાન્ત જણાતી હતી. કમળા હૃદયમાં દુઃખી થઈ ઓરડામાં પાછી ફરી અને પથારીમાં પડી અશ્રુ વિસર્જન કરવા લાગી. એક પછી એક આવી પડતી આફતોથી કમળા કંટાળી ગઇ. શું કરવું? આ ભયાનક સ્થાનેથી શી રીતે છૂટી ધર્મની રક્ષા કરવી? અનેક વિચાર કમળાને થવા લાગ્યા. મંદિરના અંતર ભાગમાં લીલા ચાલી રહી હતી. સ્ત્રીઓના કોમળ કંઠમાંથી ગવાતાં શૃંગારી ગાનના અવાજ કમળા અને મહમદને સંભળાયા. મહમદ સાંભળી રહ્યો પણ કમળાનું ધ્યાન તે તરફ ન્હોતું. તે નાશી છૂટવાના વિચાર કરતી હતી. ઘણા વિચારને અંતે તેને એકાએક સત્યવીરની સ્મૃતિ થઇ આવી. કૃષ્ણનંદનના પંજામાંથી છૂટકો કરનાર પોતાનો ધર્મભાઇ સત્યવીર યાદ આવ્યો અને તે આ મુજફ્ફરપુરનો દિવાન છે એવું યાદ આવતાં કમળામાં હિંમત આવી; પણ એ સાથેજ વિચાર ઉદ્ભવ્યો કે સત્યવીરને મારી આ દશાની ખબર કોણ આપે? જો તેને મારી આ દશાની ખબર પડે તો તરતજ તે મારો ઉદ્ધાર કરે અને આ નીચ મંડળનો નાશ કરે. પણ આ સમાચાર તેને કેવી રીતે પહોંચાડવા? આ મહમદ તેની પાસે જઇ મારી આ દશા જણાવે તો કેવું સારૂં? પણ એમ બનેજ નહિ. પાપાત્માના સેવકો પાપીજ હોય. વળી

મહમદ મુસલમાન છે. તેના મનમાં હિંદુ પ્રત્યે દયા ઉદ્ભવેજ નહિ, ત્યારે શું કરવું ?" કમળા ઉંડા વિચારમાં પડી. બહાર ઉભેલો મહમદ ધ્યાન પૂર્વક કમળાની હિલચાલ અવલોકી રહ્યો હતો. મહમદ મુસલમાન હતો, પણ તેનું હૃદય દયાથી ભરપુર ભરેલું હતું. મહામાયા અને સાધુનું કમળા પ્રત્યેનું વર્તન તેણે બહાર ઉભા રહી સાંભળ્યું જોયું હતું. તેણે ખાત્રી કરી લીધી હતી કે કમળા સતી સન્નારી છે. પણ તે બિચારો ગરીબ હતો, તેનાથી કમળાને શી રીતે મદદ કરી શકાય ?

વિચારવશ કમળા છેવટે કંઇક નિશ્ચય કરી ઉભી થઇ અને પુનઃ ઓરડાની બહાર આવી મહમદ પાસે આવી ઉભી. મહમદને તેની તરફ નજર કરતાં તેની આંખ્યો રડેલી જણાઇ. મહમદનું અંતર ચિરાયું; પણ તેણે મુખ ગંભીર રાખ્યું. કમળાએ થોડીકવાર મહમદ તરફ દયામય નજરે જોઇ કહ્યું, " ભાઇ ! હું તમારી સાથે થોડીકવાર વાત કરવાની ઇચ્છા રાખું છું."

" તમારે જે વાત કરવી હોય તે ખુશીથી કરો."

" તમે મુસલમાન છો ?"

" હા, મારા વેશ અને વર્તનપરથી તમે સમજી શકતાં નથી કે હું મુસલમાન છું ? "

" હું તમને ઉપરથી મુસલમાન હો એમ સમજું છું. "

" ઉપરથી એટલે ? " મહમદે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" હૃદયથી નહિ. "

" હું ઉપરથી અને અંદરથી મુસલમાનજ છું. "

" તમે તમારો સત્ય ધર્મ સમજો છો ? તમારા ધર્મના ફર્માન મુજબ વર્તન ચલાવો છો ? "

આ સાંભળી મહમદ ચમક્યો, વિચારમાં પડ્યો અને બોલ્યો, " બાઇ ! તમારા કહેવાનો ભાવાર્થ હું સમજ્યો છું. પણ આ સમય એવો આવ્યો છે કે દરેકે પોતાના ધર્મની ફરજ વિસારી છે. જો હું ચુસ્ત મુસલમાન હું તો મારી ફરજ છે કે જ્યાં શયતાનીયત હોય ત્યાં એક પળવાર પણ રહેવું જોઇએ નહિ. અમારો ધર્મ નિર્બળનું રક્ષણ

કરવાનો છે, પાખંડી–કાફરોનો નાશ કરવાનો છે."

"મારા જેવી નિર્બળ અબળાનું રક્ષણ કરવાનું તમારા શાસ્ત્રનું ફરમાન નથી?"

"છે. સ્ત્રીયોનું સંરક્ષણ પ્રાણ જતાં સુધી કરવું તે અમારી પ્રથમ ફરજ છે."

"તમારા ધર્મની સ્ત્રીયોનું કે તમામ કોમની સ્ત્રીયોનું?"

"તમામનું. મુસલમાન એજ કહેવાય કે જેનામાં દયા, નીતિ, બહાદુરી અને કોઇની પ્રત્યે ભેદભાવ હોય નહિ. કાં હિંદુ કાં મુસલમાન સૌ ખુદાનાં એકજ બાળક છે. સુખમાં અને દુઃખમાં બન્ને એ સંપીને ચાલવું એ ખુદાઇ ફરમાન છે. આ ફરમાન હિંદુઓ અને મુસલમાનો ભૂલ્યા છે; અને પરીણામે એકબીજાના શત્રુ બની આ ભારતભૂમિને પરતંત્ર–ગુલામીની સાંકળમાં જકડી રહ્યા છે. બાઇ–બ્હેન! શું કહું? પરીણામનો વિચાર કરતાં ભયંકરતા જણાય છે. સમય જતાં આખું ભારતવર્ષ પરાધિનતાની જંજીરોમાં જકડાઈ ભીખારી બની જશે. આ મંદિરના ધર્માચાર્યનોજ દાખલો લ્યો? શું તે ધર્મ વિરૂદ્ધ નિંદ્ય વર્તન નથી ચલાવી રહ્યો? શું આવું દુષ્ટ વર્તન ચલાવવાનું તમારા ધર્મશાસ્ત્રમાં લખેલું છે?"

"ના; પણ તેના પાપી સ્વાર્થને માટેજ તે અવળું સમજાવી રહ્યો છે. મહમદભાઇ! તમારા વિચાર જો કે સારા છે પણ હું આશ્ચર્ય પામું છું કે તમે આ પાપીની સેવામાં કેમ રહ્યા છો?"

"કમલા! હું તેનો નોકર છું અને નથી. તે ભેદ મારા અને તેના સિવાય કોઇ જાણતું નથી. તું પવિત્ર–જ્ઞાની બાળા છે. સાંભળ, હું તને તે ભેદ જણાવું. આ મંદિરનો મહંત કાંઇ ભણેલો કે વિદ્વાન નથી. તેનો દંભ ખોટો છે. તે અસલ જાતે શુદ્ર હતો. એક રૂના જીનમાં નોકરી કરતો હતો. તે વખતે હું પણ તેની સાથે નોકરીમાં હતો. તે એક તેની જાતની બાઇ સાથે પ્રેમમાં પડ્યો હતો. તે બાઇ ભક્તાણી હતી. તેની સાથે તે દરરોજ મંદિરમાં જતો; અને મંદિ-

રના મહારાજની સેવા કરતો. મહારાજ તેનીપર પ્રસન્ન રહેતા. તે મહારાજની પાસેથી ભાગવત શીખ્યો. તે હમેશાં ભાગવત વાંચતો. ઉપરથી ધર્માત્માનું ડોળ રાખતો પણ અંદરખાનેથી મહાપાપી હતો. દારૂ પીતો અનેમાંસ ખાતો મેં મારી નજરે જોએલો છે અને હજી પણ જોઉં છું. એક દિવસે તેની બુદ્ધિ ખરાબ થતાં તેણે જીનની ઓફિસમાંથી રોકડ નાણાંની ચોરી કરી તેથી કેદમાં ગયો. છ માસ કેદ ભોગવી છૂટયો; અને તેની રખાતને મળ્યો. બન્ને ભક્ત થઇ મંદિરમાં રહ્યાં. અંતે મહારાજ મરી ગયા. ભાઇ મહારાજની ગાદીએ બિરાજ્યા અને લોકોને ઉપદેશ–પરસાદ વગેરે આપી દિલ હરવા લાગ્યા. હું અને તે મિત્ર હોવાથી તેણે મને નોકરી છોડાવી મંદિરમાં રાખ્યો. મને મંદિરમાં રાખવાથી પુષ્કળ નિંદા થઇ. પણ તેણે કંઈ દરકાર કરી નહિ. પછી તેની રખાત બાઇ મરી ગઇ. તેની પાસે ઘણા પૈસા હતા. તે મહંતને મળ્યા. મહારાજે મહંત કૃષ્ણદાસ નામ ધારણ કર્યું. પણ ત્યાં તેના ઘણા દુશ્મનો થયા. છેવટે તેને અને અમારે તે ગામ છોડવું પડયું. અમે સઘળું ધન લઈ આ નગરમાં આવ્યા અને આ જગા ખરીદી લઇ અહિં રહેવા લાગ્યા. મહંત મહારાજે નવો ધર્મ ફેલાવવો શરૂ કર્યો, શિષ્યો વધવા લાગ્યા. આ નગરનો એક પૈસાપાત્ર તેની પત્ની સાથે અમારા ધર્મમાં જોડાયો. તે શ્રીમંતનું નામ હિરાલાલ અને તેની પત્નીનું નામ લક્ષ્મી હતું. મંદિરમાં આવજાવના પરીણામે લક્ષ્મી છેવટે મહારાજની સેવાને પાત્ર થઇ. મહારાજે તેને ગોપીકાપદ આપી તેના પૈસાનો અધિકારી થવા તેને સમજાવી–લલચાવી તેના ગરીબ ધણીને લક્ષ્મીને હાથેજ ઝેર દેવરાવ્યું. હિરાલાલ મરી ગયો. મહંતના સેવકોએ તેના શબને ઠેકાણે પાડયું. લક્ષ્મી ઘરબાર વેચી તમામ ધન લાવી મહારાજના શરણમાં રહી. મહારાજે તેનું મહામાયા નામ રાખી મુખ્ય ગોપીકાપદ આપ્યું. આ પછી આ મંડળની વૃધ્ધિ થતી રહી. હું ભ્રષ્ટાચાર થતો જોઇ કોઇકોઇ વખતે ઘણો અકળાઉં છું અને મનમાં થાય છે કે મહંતનું તમામ પોકળ પ્રકાશ કરી દઉં, પણ પાછો ના હિંમત થઇ જાઉં છું. વળી હું એક ગરીબ માણસ અને મહંત મોટો પૈસા

પાત્ર; જો હું ધારૂં તો તેની પાસેથી ઘણું ધન પડાવી શકું, પણ જેણે હરામનું ધન મેળવ્યું છે; જેણે ખૂન કરાવી ધન ધૂત્યું છે. તે ધન મારે શું કામનું? જો હું તેની સામે ઉઘાડો પડું તો તે મને ઘણું ધન આપે; પણ લોહીથી રંગાએલું ધન લઇ પૈસાવાળો થવાને મારૂં મન ના પાડે છે; અને તેથીજ હું મારૂં પૂરૂં થાય એટલું ખર્ચ લઇ આ સ્થળે રહ્યો છું. કહે બાઇ! આવી અવસ્થામાં હું મારી ફરજ કેવી રીતે સંભાળી શકું?"

મહમદની તમામ વાત ધ્યાનપૂર્વક સાંભળી કમળા બોલી, "જે માણસ પોતાની ખરાબ દશામાં પણ પોતાનો ધર્મ સંભાળી શકે છે; તેજ ખરેખરો હિંદુ અને મુસલમાન છે. હિંદુઓમાં ધર્મને માટે જીવ આપ્યાના અનેક દાખલાઓ છે; ધર્મને માટે મહમદ સાહેબે પોતાના પ્રાણને પ્યારો ન્હોતો ગણ્યો એ દાખલો મોજુદ છે. પણ બાઇ આવું કોણ સમજે છે? અત્યારે તો બધા સ્વાર્થમાં આંધળા બની નામનાજ ધર્મને વળગી રહ્યાં છે."

મહમદે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. કમળા બોલી, "ભાઇ! હજી પણ કંઇ બગડી ગયું નથી; ભુલ્યા ત્યાંથી ફરીથી. તમે તમારો ધર્મ સંભાળો."

"હુ તેજ વિચારમાં છું. ખુદાતાલાની મહેરબાનીથી જો કોઇ સારાની નોકરી મળી જશે તો હું અહિંથી તરત નીકળી જઇશ."

"મહમદભાઇ! આ પિશાચખાનામાં હું તમનેજ સારા માણસ સમજુંછું, હું કેવા દુઃખમાં આવી પડીછું, તે તમારાથી અજાણ્યું નથી. તમે ખરા મુસલમાન છો. તમે તમારા ધર્મના ફરમાનથી મારૂં રક્ષણ કરવાને બંધાએલા છો, તો તમે મારૂં રક્ષણ કરો. તમે મારા ભાઇ છો, આપણે ધર્મથી જુદાં છીએ, પણ આપણે એકજ દેશમાં જન્મ્યા છીએ.

"કમળા! હું પણ તને મારી બ્હેનજ સમજું છું; પણ સ્થળ અને સમય જોતાં તારૂં રક્ષણ કેવી રીતે કરી શકું?"

"તે હું બતાવું? તમારે ફક્ત થોડું કરવાનું છે. સાંભળો; હું

મારો તમામ વિશ્વાસ તમારામાં મૂકી મારા અંતરની વાત જણાવું છું. તે એ કે તમે સવારના પ્હોરમાં અહિંથી નીકળી દરબારગૃહ તરફ જજો અને અહિંના દિવાન સત્યવીરને મળી હું જે ચિઠી લખી આપું તે તેને આપજો."

"સત્યવીર તમને ઓળખે છે?"

"હા, ઘણી સારી રીતે. જો તે મારૂં દુઃખ જાણશે તો તરતજ મને છોડવશે અને શયતાન સાધુને તેના તમામ મંડળ સાથે યોગ્ય નશીયતે પહોંચાડશે."

"પણ સત્યવીર હાલમાં અહિં નથી."

"ત્યારે?"

"તે કેટલાક દિવસથી અચાનક રીતે ગૂમ થયેલા છે. ખુદ રાજા સાહેબ અને અમાત્યજી તેની શોધમાં ગયા છે; પણ હજી સુધી તેમનો કંઇ પતો મળ્યો નથી."

"અફસોસ! નસીબ બે ડગલાં આગળનું આગળ. વારૂં તમે છત્રીસગઢ જશો?"

"ત્યાં કોણ છે?"

"જો મારા ધારવા મુજબ તે માણસ હોય તો તે મારૂં સર્વસ્વ છે. તે જરૂર મારી વ્હારે આવશે?"

"શું તમારો પતિ?"

"હા."

"તેનું નામ?"

"કિશોર?"

"છત્રીસગઢ રાજ્યમાં પંડીતની પદ્દીપર કિશોર કરીને કોઇક છે એવું મેં પણ સાંભળ્યું છે. વળી તેણે ગૌરક્ષા નામનું એક મંડળ સ્થાપ્યું છે. ગાયોના રક્ષણને માટે તે ગામેગામ ફરી ઉપદેશ આપે છે."

"મારા પતિ મૂળથીજ ગાયોના ભક્ત છે. પ્રભુ કૃપાએ જો તે પોતેજ હોય તો જરૂર મારો બચાવ કરશે."

"હું ત્યાં જઇ આવીશ." મહમદે કહ્યું.

"હું એક પત્ર લખી આપીશ. તમે તેમની પૂર્ણ ખાત્રી કરી પત્ર આપજો."

"હું તેની સંપૂર્ણ તપાસ કરીશ અને જ્યારે મારી પૂર્ણ ખાત્રી થશે કે તે તમારો પતિ છે ત્યારેજ તમારો પત્ર તેને આપીશ."

"પ્રભુ તમારૂં ભલું કરો; પણ ભાઇ અહિંથી ત્યાં જતાં મહંતની શી રીતે રજા મેળવશો?"

"મેં મારા સગાને ત્યાં જવાને માટે મહંતની આજ્ઞા મેળવેલી છે. હું આજ સવારમાંજ જવાનો છું."

"મારા નશીબેજ તમે મને આવી મળ્યા."

"ખુદા સર્વનું સારૂંજ કરે છે. તમે ધિરજથી રહેજો. હું જરૂરથી કામ પૂર્ણ કરી અઠવાડીયા પહેલાં આવીશ. બ્હેન! જાવ; ખુદાનું નામ લઇ હવે આરામ કરો." કહી મહમદ ત્યાં પાથરેલી પથારીમાં આડો થયો.

કમળા મહમદને અંતરથી આશિષ આપતી ઓરડામાં આવી શૈય્યાવશ થઇ.

## પ્રકરણ ૧૫ મું.

### કિશોરચંદ્ર.

રાત્રિનો સમય હતો. મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. છત્રીસગઢ નગરમાં રાત્રિનું શાન્ત સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. નર નારી નિદ્રાની સુખદ છાયામાં પડયાં હતાં. આવા સમયે આખા છત્રીસગઢમાં પંડીતજીના નામથી પૂજાતો કિશોરચંદ્ર તેના રહેવાના મકાનમાં હજી જાગતો બેસી રહ્યો હતો. દુઃખીઆરાને નિદ્રા કેવી રીતે આવી શકે? પણ કિશોરને હવે શું દુઃખ છે? છત્રીસ-

ગઢના મહારાજાનો તે માનીતો છે; રહેવાને સુશોભિત મકાન છે સેવાને અર્થે દાસ-દાસીયો હાજર છે; ખર્ચવાને દ્રવ્ય પણ જોઇએ તેટલું છે; છતાં તેને શું દુઃખ હશે ? કમળાનું. તેની પ્રિયતમા વિના તેનું સર્વ સુખ નકામું છે. રાત્રિ દિવસ તે કમળાને યાદ કરી મનમાં ઝુર્યા કરે છે, તેના સમાગમમાં રહેનારાં માણસો તેના હૃદયનું શાન્તવન કરવાને અનેક દાખલા દૃષ્ટાંતો આપતાં હતાં; પણ કિશોરના વ્યાકુળ મનનું સમાધાન થઇ શકતું ન્હોતું. દિવસો વિતતાં કિશોરને કમળાની હયાતીની પણ શંકા થવા લાગી. કમળાની શોધમાં રાજ્ય તરફથી અનેક માણસો ફરતા હતા; પણ કંઈ પત્તો લાગતો ન્હોતો. કિશોરે કમળાની આશા ત્યાગી હતી. જીવન દેશસેવામાં સમર્પવાનો તેણે મનથી નિશ્ચય કરી લીધો હતો. તેણે થોડા મહિના થયા એક ગૌરક્ષા મંડળ સ્થાપ્યું હતું. બાલ્યકાળથીજ તેનો ગાયો પ્રત્યે અપૂર્વ પ્રેમ હતો. તે કોઇ એકાદ ગાયને દુખી અને શરીરે શુષ્ક જોતો ત્યારે તેના દુઃખનો પાર રહેતો નહિ. માંસાહારી લોકોના લીધે ગાયોનો વધ થાયછે જાણી તેના હૃદયમાં શોકની પ્રચંડ જ્વાળામૂખી ફાટી નીકળી હતી.

ગાય પવિત્ર છે, જગતનું કલ્યાણ કરનારી દેવી છે; તેનાથીજ હિંદુસ્તાનની આબાદી હતી અને છે; એવું સો કોઇ જાણે છે છતાં ગાયોને કપાવા દે છે. આના જેવી શોકકારક બીના બીજી કઇ હોઇ શકે ? હિંદુસ્તાન પોતાનો સત્ય ધર્મ ભૂલ્યું છે. ગોપાલકો-રક્ષકો કર્તવ્યવિહીન બન્યા છે. ભારતનાં બાળકો ઘી-દુધના અભાવે ટળવળે છે. દેશની ફળદ્રુપ જમીનો ઉજ્જડ પડી રહી છે. આનું શું કારણ ? એજ કે ગાયોની રક્ષા આપણે કરી શક્યા નથી અને હજી પણ કરી શકતા નથી. વિદેશી વેપારીયો ગાયોને ખરીદી તેમના દેશમાં લઇ જઇ ભારતને ભીખારી બનાવી રહ્યા છે; એ ભારતપુત્રો આંખ્યોથી જોઇ શકે છે છતાં ગાયોને જતી અટકાવવાનો પ્રયાસ કરતા નથી. માંસ ભક્ષકો માટે દરરોજ હજારો ગાયો કપાય છે છતાં ગોપ્રતિપાળ નામ ધારીયોને કંઇ પણ અસર થતી નથી. ગાયોની મરતી વખતની કરૂણ ચીસો સાંભળ્યાં છતાં ભારત પુત્રોનાં પત્થર જેવાં હૃદયપર પણ

કંઇ કરૂણા ઉપજતી નથી. હા! કેટલો ફેરફાર? ગાયોના બચાવને અર્થે ભારતનાં સંતાનોએ પ્રાણાર્પણ કર્યાં હતા; તે ભારતના બડવીર ગૌ પ્રતિપાળ આજે ક્યાં અદૃશ્ય થઇ ગયા છે? ખરેખર હિંદુસ્તાન ગૌધર્મ વિસરી ગયું છે અને તેથીજ દુકાળ રોગ વગેરેના પંજામાં સપડાયું છે. જે ભારતના વીરપુત્રો ગાયોના રક્ષણ અર્થે પ્યારા પ્રાણને પણ પ્રિય ન્હોતા ગણતા તે ભારતીય પુત્રોના વંશજો આજે ગૌરક્ષા પ્રત્યે બેદરકારી બતાવી રહ્યા છે. અરે એટલેથી પણ નહિ વિરામતાં કેટલાક ગૌપ્રતિપાળ નામ ધારીયો તેમના અન્ય ધર્માવલંબી વિદેશી વેપારી અમલદાર મિત્રોને સંતોષવા—આનંદ આપવા ખાતર પોતાને ત્યાં જમવાને આમંત્રે છે અને તેમની સાથે એકજ ટેબલપર બેસી ગૌમાંસ આનંદથી જમે છે અને જમાડે છે. ધિક્કાર છે તેવા કુલાંગારોને કે તેઓ અધોગતીના તળીયે ડૂબે છે અને બીજાને ડૂબાવે છે. ગાયો સકળ જગતનું જીવન છે.

સારે જગત કે દેખલો ઇતીહાસ પહિલે ધ્યાનસે,
ના પાઓગે જગમેં કહીં ગૌભક્ત હિન્દુસ્તાનસે;
ગૌહિત કિયા ત્યાગ યોં, ઉપમા રહીત કિસ દેશને,
જૈસા કિયા હૈ દેશ ભારતકે દિલીપ નરેશને?
હિન્દુ મુહમ્મદી ક્રિશ્ચિયન, સબ એક જીસકી દૃષ્ટિ મેં,
સોચો તુમ્હીં ગૌ સમ હિતુ ક્યા દુસરા હૈ સૃષ્ટિમેં,
દેતી ન હિન્દુ કો મધુર, કટુ મુસલમાનોં કો નહિ,
ખોજો જગતમેં ધેનુકી, સમતા ન પાઓગે કહીં.

આર્ય આદર્શ.

જ્યારે હિન્દવાસીયો ગૌરક્ષાનો ધર્મ બરાબર સમજશે બસ ત્યારેજ આ ભારતભૂમિ પૂર્વવત્ સ્મૃદ્ધિવાન્ અને નંદનવન સમાન સુખકારક બનશે.

ગૌભક્ત કિશોરે મંડળ સ્થાપિ અનેક ગૌ સેવકોને ગામે ગામ ઉપદેશને માટે મોકલી આપ્યા હતા. પોતે પણ આસપાસના

ગામડામાં ઉપદેશ કરવા નીકળતો અને વર્તમાનપત્રોમાં લેખ લખતો. કિશોરના કાર્યમાં મહારાજાની સંપુર્ણ મદદ હતી. કિશોરની સાથે કોઇ કોઇ વખતે રાજકન્યા રત્નવતી અને લલીતા પણ જતાં અને હજારો લોકોની સમક્ષ ગાયોનાં ગુણગાન ગાતાં. કિશોરના પ્રયાસથી ગામડાં અને નગરોમાં ઘેર ઘેર ગાયોનું પાલન થવા લાગ્યું. કેટલાક કસાઇ-ઓના દિલમાં પણ કરૂણા ઉપજી કે જેથી તેમણે તેમના અધમ ધંધાને સદાને માટે ત્યાગી દીધો. કેટલાક સાચ્ચા મુસલમાન ભાઇઓએ ગૌમાંસ ખાવાની પ્રતિજ્ઞા કરી; અને તેમાંના અનેક મુસલમાન બંધુઓ ગાયોના રક્ષક બની ઉપદેશ કરવા ગામેગામ ફરવા લાગ્યા. આવી હિન્દુ મુસલમાનની ઐક્યતા જોઇ શત્રુઓ ભયભીત થવા લાગ્યા.

ગૌભક્ત કિશોર આજે સાંજના બહાર ગામથી આવ્યો હતો. થાકેલો હોવાથી તે સમીસાંજમાંજ ઉંઘી ગયો હતો; પણ ઉંઘમાં સ્વપ્ન આવવાથી તે મધ્યરાત્રિના સમયે એકાએક જાગી ઉઠયો હતો. સ્વપ્નમાં કમળા તેણે જોઇ. કમળા એક રાક્ષસના પંજામાં ફસાએલી જણાઇ. પિશાચ જુલ્મ ગુજારવા તત્પર થયો કે તરતજ કિશોરની નિદ્રાનો ભંગ થયો. તે આંખ્યો ચોળતો બેઠો થઇ બોલ્યો; "સ્વપ્ન! તેમાં કમળા! દિવ્ય મૂર્તિ; દુઃખશોકથી કાષ્ટવત જણાતી મારી આત્મ-દોરી આજે સ્વપ્નમાં દેખાઇ. વળી એક ભયંકર ભૂતના સપાટામાં. આશ્ચર્ય! શું એ બીના સત્ય હશે? કમળાની હયાતી હજી આ જગ-તમાં હશે? શું માનવું? સ્વપ્નમાં પ્રિયાનાં દર્શનથી; અને તેના દુઃખી દેદાર નિહાળવાથી હૃદય ચુર થાય છે. આંખ્યોમાંથી અશ્રુ ઝરે છે. મારી દુઃખીયારી દિવ્ય પ્રભા! હું તને કયાં આવીને મળું. મેં તારી ઘણી શોધ કરી છે. મને સુખી કરવાને–જોવાને ચ્હાતાં મનુષ્યો પણ તને મેળવવા–ખોળવા ભગીરથ પ્રયત્નો કરી રહ્યાં છે. પણ તું કયાં ખોવાઇ ગઇ છે–કયાં અદ્રશ્ય થઇ રહી છે તેનો પત્તો લાગતો નથી. હું તારા જીવનની શંકા કરતો હતો; પણ આજે સ્વપ્નમાં તું દેખાઇ! પ્રિયતમે! શું તું સર્વગમાં હોઇશ કે સંસારમાં? દયાની દેવી! તું એક વખત

મને જણાવી દે કે તું ક્યાં છે? કમળા! તું જ્યારે મારી પાસે હતી; ત્યારે મને આનંદમાં રાખવાને કેટલો પ્રયાસ કરતી હતી? મારૂં વિચારવશ ગંભીર મુખ નિહાળી તું કેવી ચિંતાતુર બની જતી હતી? મને સુખનો અનુભવ કરાવનારી કિશોરી! તું હવે મારાથી કેમ રીસાઇ બેઠી છે? મૃગલોચની!

થઇ શાને એવી નિરદય પ્રીયે તું મુજ પ્રતિ.
કરી ઝાંખી જોને પ્રણય ભીની આંખ્યે પ્રણયિની,
સૂતી સેજે તું તો દુઃખી અતી ત્હારો પ્રિય અરે,
તજી દીધો શું હું રસીક જનને અંત સમયે.
તજી દિધા શાને પ્રણયિ જન શું ખેલ કરવા,
ત્રુટયા તારે સંગે પ્રણયી જનના મેળ મનના.
સલૂણી કહે શાને તવ મુખતણું દર્શન ન દે,
અરે ચિત્તે મ્હારે લગીર પણ શાન્તિ નવ મળે,
કરે હાંશી મારી હસી હસી પ્રિયે તું અવ ભવે,
પરંતુ ના મારી પ્રિતી ઉર વિશે કાંઇજ સ્મરે,
મને ધાર્યું તું મ્હેં તવ પ્રીતિ નહિં કોદી ત્રુટશે,
વળી તારી સંગે મમ દિન સહુ કાળ વહેશે.
મૂક્યું છે મ્હેં લાવી તવ પ્રણયનું રત્ન હ્રદયે,
કરી દીધું પાછું સમરપણ મારૂં સહુ તને,
તથાપિ ત્હેં ત્યાગી પ્રણય મુજને ત્યક્ત કરિયો,
ભલે છું તું તોપિ વસી રહી સદા મુજ ઉરજો.
લગારે ઉરે તું સ્મરણ કર પ્રીતી રસ ભરી,
બળી જાયે છે જો હ્રદય મુજનું વીરહ થકી;
વહે છે અશ્રુ જો તુંજ વીણુ સદા મુજ નયને,
વળી જ્વાળા અગ્નિ તણી સતત ધીકેજ હ્રદયે.
પિડા પ્રેમી કેરી નવ અવર કોઇ કળી શકે,
પરંતુ વિરહાગ્નિ હ્રદયમાંહિ નિત્યે ધિકી રહે;

નથી થાતી શાન્તિ ક્વચિદપિ ત્હારા વિણુ સખે?
ત્યજી દીધી સર્વે ધિરજ નથી રહેતી ધીર હવે!
વિચારી જોઉંરે રસીક પીડ પામું તુજ વિના,
સદા ત્હારે ગેહે ઝુરી ઝુરી અને દુઃખિત દશા,
પરંતુ શું મ્હારી ઉપર નવ થાશે તવ કૃપા?
તો કાન્તે! હવે ધર કર મારી કશી દયા.
શ્રીભટ્ટ.

કિશોર આવી રીતના આત્મઉદ્દગાર કાઢી રહ્યો હતો. સમસ્ત સંસારમાં અપૂર્વ શાન્તિ વ્યાપી રહી હતી. કિશોરે રાત્રિની શાન્તતા અવલોકી; પણ હૃદયમાં શાન્તિ પ્રાપ્ત કરી નહિ. તેણે ગાઢ અંધકાર પ્રત્યે દ્રષ્ટિ ફેંકી બોલવા માંડ્યું; "પ્રખર—ભીષણ અંધકાર! તારૂં આધિપત્ય સૃષ્ટિમાં સ્થપાયું છે. દુનિયાંની તમામ વસ્તુઓ તેં તારા પંજામાં દબાવી દીધી છે. મારા મનમાં પણ અશાન્ત અંધકાર વ્યાપ્યો છે. હર, હર, આ શી પીડા! મારા જેવા કોઇ દુઃખી હશે? શું આર્ય સંસારમાં આવુંજ બનતું હશે? ખરેખર મન પણ આજે ચકડોળે ચઢ્યું છે. હું શું કરૂં?" કિશોર ઘણીવાર સુધી વિચારાવસ્થામાં બેસી રહ્યો. પાછલી રાત્રિ થઇ. શીતળ પવન વાવા લાગ્યો, કિશોર ઉઠ્યો અને શયન સ્થાને આવી પથારીમાં સૂતો. ઘણીવારે આંખ્યો મળી પરોઢ થતાં કિશોરે કંઇક નિદ્રા પ્રાપ્ત કરી.

સવારના છ વાગ્યા. શાન્ત—રમણીય પ્રકાશે સૃષ્ટિને શોભાવી. બ્રહ્મબાળા કાન્તા જાગૃત થએલી હતી. નોકર ચાકરો જાગ્યા અને કામે વળગી ગયા. કાન્તાએ કિશોરના શયનસ્થાનમાં ડોકીયું કર્યું. બ્રહ્મમૂહુર્તમાં જાગૃત થનારા કિશોરને હજી નિદ્રાધીન જોઇ તે આશ્ચર્ય પામી. તે ત્યાંથી પતીની પાસે આવી. કનૈયાલાલ સંધ્યામાં બેઠો હતો તેને આરતી—દીવો પ્રકટાવી આપી કાન્તા નોકરોની પાસે આવી અને સૌને સ્નેહભાવે કાર્ય સોંપવા લાગી. કિશોરના મહાલયમાં આવી રીતે પ્રાતઃ પ્રવૃતિ ચાલી રહી હતી. એવામાં એક વૃદ્ધ સંન્યાસી એકાએક

હવેલી આગળ આવ્યો અને ત્યાં બેઠેલા સેવક પ્રત્યે પૂછવા લાગ્યો; " ભાઇ ! પંડીત કિશોરલાલ અહિં રહે છે કે ?"

" હા મહારાજ ! આપને શું કામ છે ?" સેવકે બે હાથ જોડી વિનય પૂર્વક જવાબ આપી પૂછ્યું.

" મારી ઇચ્છા તેમને મળવાની છે ?"

" આપ આ આસનપર બિરાજો. હું અંદર જઇ આપનું આગમન વિદિત કરૂં. " કહી સેવકે સાધુને એક ગોદડી પાથરી આપી તે પર બેસવાનું સૂચવ્યું અને પછી તે અંદર ચાલ્યો ગયો. નોકરની સભ્યતાથી સાધુ આનંદ પામ્યો. નોકરે અંદર જઇ સાધુ આવ્યાના સમાચાર કાન્તાને જણાવ્યા. કાન્તા કિશોરની પાસે આવી; અને કિશોરને જગાડવા ધીમેથી બોલી, " મોટાભાઇ ! "

તરત કિશોર જાગ્યો. કાન્તાને નજીક ઉભેલી જોઇ બોલ્યો; " કાં બ્હેન ! મને કેમ જગાડવો પડયો ?"

" બહાર એક સંન્યાસી મહારાજ આવ્યા છે."

" સંન્યાસી અને તે વળી અત્યારમાં ?"

" પ્રાતઃકાળ થઇ ચૂકયો છે; તમે આજે મોડા ઉઠયા છો."

" એમજ છે. આજે સ્વસ્થ નિદ્રા લઇ શકયો ન્હોતો અને પાછલી રાત્રે સૂવાથી આજે કંઇક મોડું ઉઠાયું. બ્હેન ! સાધુજીને દિવાનખાનામાં બેસાડી મને જળનો કળશ મોકલાવી આપો."

કાન્તા ચાલતી થઇ. નોકરે દાતણ અને જળનો કળશ લાવી હાજર કર્યો. કિશોરે દંત ધાવન કરી સ્નાન કરી લીધું અને પછી પ્રભુનું ધ્યાન ધરી સાધુ મહારાજ પાસે જવા ગમન કર્યું.

પ્રાતઃકાળમાં સાધુના શુભ આગમનથી આનંદ માનતા કિશોરે સાધુની પાસે જઇ પ્રણામ કર્યા. સાધુએ આશિષ વચન ઉચ્ચાર્યાં. કિશોરે સાધુની સમિપમાં આસન લીધું. સાધુએ કહ્યું; " કિશોરચંદ્ર ! મને ઓળખે છે ?"

"હા, જે પ્રભુના પ્રતાપે દુઃખના સમુદ્રમાંથી બચ્યો છું અને જેણે મને મારા અતી સંતાપ વખતે દર્શન અને આશ્વાસન આપ્યું છે; તેને હું કેમ ન ઓળખું ? પ્રભુ ! આજે ઘણા દિવસે આપનું એકાએક આગમન મને આશ્ચર્ય અને આનંદને આધિન કરે છે."

"સત્ય છે. સુરતમાં તને મળ્યા પછી હું વિંધગિરીમાં ગયો અને ત્યાં કંઇક યોગ સાધ્યો; પણ તારા અને કમળા તરફ મારો સ્નેહભાવ હોવાથી તે સ્નેહ સબળ થયો અને યોગ સાધનામાં વિઘ્નરૂપ થવા લાગ્યો. મેં જોયું; વિચાર્યું અને તને આ સ્થળે સુખી પણ અશાન્ત જોયો. વળી કમળાને એક પાપાત્માના પંજામાં જીવતી જાણી. તે તેના દુઃખની છેલ્લી કસોટીમાં છે. છેવટે તમને બન્નેને મળેલાં અને સુખી જોવાની સબળ વાસનાથી હું અહિં આવ્યો."

"મારીપર અનહદ કૃપા. મહાત્મન્ ! તે દુઃખી બાળા ક્યાં છે ?"

"કમળા મૂજફરપૂરના મહંતના મંદિરમાં પૂરાએલી છે."

"મંદિર અને પૂરાઇ છે એ શબ્દો ભેદમય છે."

"હા, મંદિર વિશેની તમામ હકીકત હું તને કહીશ. આપણે આજે એ તરફ જવાનું છે."

"જરૂર જઇશું." કિશોરે આનંદના આવેશથી કહ્યું.

"ત્યાં જઈ આપણે યુક્તિથી કામ કરવાનું છે. આપણે જે કામ કરવાનું છે તે ગુપ્ત રાખવાનું છે. તું ગાયોના ઉપદેશક તરીકે સર્વત્ર ઓળખાય છે. આપણે ઉપદેશકો તરીકે ત્યાં જઇશું અને એજ મહંતને ત્યાં મુકામ નાખીશું."

કિશોરે સંમતિ દર્શાવી. એક સેવક દુધના બે પ્યાલા મૂકી ગયો. સાધુ અને કિશોર દુધ પીવા લાગ્યા.

---

# ઝેરી જમાનો.

## ભાગ પાંચમો.

### પ્રકરણ ૧ લું.

#### મહમદનું આગમન.

કિશોર અને સાધુદુધ પી રહ્યા પછી વાતો કરવા લાગ્યા. વાતોમાં ગોરક્ષા વિશે ચર્ચા ચાલી. કિશોરના એ શુભ કાર્યને માટે સાધુએ તેની ઘણી પ્રશંસા કરી. આ અરસામાં એક સેવકે કિશોરની પાસે આવી જણાવ્યું કે, "બહાર એક મુસલમાન ઘોડેસ્વાર આવ્યો છે; તે આપની મુલાકાત ઇચ્છે છે."

મુસલમાન ઘોડેસ્વાર મુલાકાત ઇચ્છે છે એવું સાંભળી કિશોર આશ્ચર્ય પામ્યો. તેણે સાધુ મહારાજની સામે જોઇ કહ્યું, "આપ થોડીક ક્ષણ અત્રે બિરાજો. હું તે આવનારને મળી આવું."

"તમારે તેની પાસે જવાની શી જરૂર છે? તેને પોતાનેજ અહિં આવવા દયો." સાધુએ કહ્યું.

"એક પરધર્મી મુસલમાન અત્રે આપણી પાસે આવીને બેસશે તેથી આપ અસંતુષ્ટ તો નહિ થાવને?"

"કિશોર! તું પૂર્ણ જ્ઞાની છે; છતાં આ પ્રશ્ન શાને પૂછે છે? શું તે પરધર્મી છે એટલે આપણાથી હલકો છે? હું એવું માનતો નથી. વળી જે સાધુ થયો તેને એવો ભેદભાવ રાખવાની જરૂર નથી. સાધુની દ્રષ્ટિ સમાન હોવી જોઇએ. આપણા લોકો આ રહસ્ય ભૂલ્યા છે,

મુસલમાનો અધમ છે; તેને અડકવું જોઇએ નહિ વગેરે માન્યતાથી દેશમાં કુસંપની વૃદ્ધિ થઇ રહી છે. આખો દેશ ધીમે ધીમે અધોગતીના તળીયે ડૂબતો જાય છે. આપણા લોકો પશુઓથી અભડાતાં નથી; તેવાં પરધર્મીથી અભડાય છે. શું એ તેમની મંદબુદ્ધિ નથી? પ્રભુએ સઘળાને સરખા હક્ક આપ્યા છે. મુસલમાન વગેરે અન્ય ધર્મીઓ આપણા ભાઇઓ છે. જ્યાં સુધી આવો સિદ્ધાંત લોકો સમજશે નહિ; ત્યાં સુધી તેઓ પોતાનો તેમજ દેશનો ઉદ્ધાર કરી શકશે નહિ. કિશોર! મુસલમાનમાં પણ એવા વિદ્વાનો અને ધર્મ ચુસ્ત માણસો છે કે તેમની સમાન બીજા કોઇ પણ હશે નહિ. માટે જા અને તે ખુદાના બંદાને અત્રેજ બોલાવી લાવ."

"પ્રભુ! આપનું કહેવું યથાર્થ છે. અજ્ઞાનતાના પરીણામે હિંદુ અને મુસલમાન પરસ્પરના દ્વેશી બન્યા છે. બન્નેના કુસંપે દેશને પાયમાલ કર્યો છે. હું મુસલમાનને મારા સગાભાઇ પ્રમાણે સમજું છું. મેં મારા તે ભાઇઓનાં દિલ પ્રેમથી જીતી લીધાં છે, તે કૃપાળુ આત્માઓએ તેમના હૃદયમાં મને પણ બંધુ તરીકે સ્થાન આપ્યું છે અને તે બંધુઓમાંના કેટલાક ગૌરક્ષાના કાર્યમાં તન-મન અને ધનનો ભોગ આપી રહ્યા છે. આપ જેવા સાચા સંન્યાસીના શુભાશિર્વાદથી જતે દિવસે હિંદુ-મુસલમાનની ભીનતા તૂટશે; બન્ને જણા મા જણ્યા ભાઈ જેવા બની એક બીજાને ભેટશે અને દેશનું કલ્યાણ કરવા તત્પર બનશે. તે સમયે સૃષ્ટિની આધારરૂપ ગૌમાતાની જગતમાં પૂજા થશે અને આખા હિંદુસ્તાનમાં ઘી-દુધ દહીંનો સુકાળ થશે." આટલું બોલી કિશોર ત્યાંથી ચાલતો થયો અને બહાર ઉભેલા ઘોડેસ્વારની પાસે આવ્યો. આ ઘોડેસ્વાર તે બીજો કોઇ નહિ પણ મુજફ્ફરપુરના મૂક્તિ મંદિરમાંથી આવેલો મહમદ હતો. તેણે સાદા વેશમાં ઉભેલા કિશોરને પ્રથમતો ઓળખ્યો નહિ; પણ જ્યારે ત્યાં ઉભેલા એક સેવકે જણાવ્યું કે કિશોરચંદ્ર તે પોતેજ છે; ત્યારેજ મહમદને ખાત્રી થઇ અને સાદા વેશમાં નિરાભિમાની કિશોર પ્રત્યે તેને શુભ ભાવના

ઉત્પન્ન થઇ. કિશોરે તેને પૂછ્યું, " તમારે મારૂંજ કામ છે ? "

" હાજી. " મહમદે સવિનય જવાબ આપ્યો.

" તમે પરદેશી હો એમ જણાય છે ? "

" હાજી, હું મુજફ્ફરપુરથી આવું છું. "

" મારી સાથે અંદર આવો. "

કિશોર આગળ ચાલ્યો. મહમદ તેની પાછળ ગયો. બન્ને સાધુ મહારાજ પાસે આવ્યા. ભવ્ય તેજોમય ભગવાં ધારીને નિહાળી મહમદ વિસ્મય થયો અને સાધુમહારાજથી કંઇક દુર ઉભો.

તેના મનનો ભાવ સમજી સાધુએ કહ્યું, " ભાઇ આવો; મારી નજીકના આ આસનપર બિરાજો. "

મહમદ સ્તબ્ધ બની બોલ્યો, " હું અત્રેજ બેસીશ. કદાચ મારા સ્પર્શથી આપને સ્નાન કરવું પડે ? હું મુસલમાન છું. "

સાધુ તેના મનનો ભાવ સમજી હસ્તાવદને બોલ્યા, " ભાઇ ! તારૂં બોલવું વિવેકી અને વિનયી છે. પણ તારે સમજવાનું છે કે આ જગતમાં અપવિત્ર એવો કોઇપણ આત્મા નથી. આપણ બધાને ઉત્પન્ન કરનાર પ્રભુ એકજ છે. આપણે તેના બાળકો છીએ; તો શામાટે હું પવિત્ર છું અને બીજાં અપવિત્ર છે એમ સમજવું જોઇએ ? ભાઇ ! હું જેટલો પવિત્ર છું એથી પણ વધારે પવિત્ર તું છે. કારણકે તેં એક હિંદુનું મન ન દુઃખાય તેવા શબ્દો બોલી મને પવિત્ર માન્યો છે. આ નમ્રતાને માટે તને ધન્યવાદ ઘટે છે. તારા જેવી નમ્રતા-વિવેક જ્યારે તમામ હિંદુ અને મુસલમાન શીખશે ત્યારે આપણા સુખની-સંપની દેવલોકને પણ ઇર્ષ્યા ઉત્પન્ન થશે. બંધુ ! આવ; આ આસનપર સ્થાન લે."

સાધુના અતી આગ્રહથી મહમદ સાધુ મહારાજની નજીક બેઠો. તેના મનમાં સાધુ અને કિશોર પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થયો. આખા દેશમાં આવા સાધુઓ અને હિંદુઓ હોય તો કેવું સારૂં એમ મનમાં બોલી તેણે કિશોર તરફ દૃષ્ટિ કરી.

કિશોરના મનમાં એમ હતું કે આ મીયાં કંઇ રાજ્યના કામ

માટે મારી પાસે આવ્યા હશે. એમ ધારી કિશોરે પૂછ્યું, " તમે મુજફરપૂરથી આવ્યા છો નહિ વારૂ ? "

" હાજી. "

" તમારૂં નામ ? "

" મહમદ. "

" તમારા આગમનું કારણ જણાવો ? " કિશોરે પૂછ્યું.

" તે પહેલાં મારે આપની સાથે થોડીક વાતચીત કરવાની છે ? " મહમદે કહ્યું.

" જે પૂછવું હોય તે વિના સંકોચે પૂછો. હું યથાર્થ ઉત્તર આપીશ. "

" આપનું સત્યનામ કિશોરચંદ્ર છે કે બીજું ?" મહમદે પૂછ્યું.

" મારૂં નામ કિશોરજ છે. "

" આ છત્રીસગઢમાં આપ કેટલા વખતથી રહો છો ? "

" ઘણા વખતથી. "

" તમારૂં વતન છત્રીસગઢતો નહિજને ? "

" ના. "

" તમારૂં લગ્ન થયું છે ? "

કિશોર વિચારમાં પડયો. મહમદને આવા પ્રશ્નો પૂછતો જાણી તે આશ્ચર્ય પણ પામ્યો. તેણે પૂછ્યું, " તમને આવા પ્રશ્નો પૂછતા જાણી હું આશ્ચર્ય પામું છું. "

" એક અપરીચિત માણસ આવા પ્રશ્નો પૂછે અને તેથી આપને આશ્ચર્ય ઉદ્દભવે એ સ્વાભાવિકજ છે. પરંતુ એમાં એક ગુપ્ત ભેદ સમાએલો છે. "

" તે ભેદ જાહેર કરો ? " કિશોરે પૂછ્યું.

" મારા મનનું સમાધાન થયા સિવાય હું ભેદ જાહેર કરવાને અશક્ત છું. "

" અત્યાર સૂધી શાન્ત મુખમુદ્રાથી બેસી રહેલા સંન્યાસી મહારાજ બોલ્યા, " મહમદ ! કિશોરચંદ્ર પવિત્ર માણુસ છે. તેના તરફથી

કંઇ પણ અન્યાય થશે નહિ. તમારે જે જણાવવાનું હોય તે વિના સંકોચે જણાવો ?"

"મારો ભેદ એવો નથી કે જેથી કોઇને નુકશાન થાય. હું એક પરોપકારી કામને માટે આવ્યો છું."

"તે કામ જણાવો ? અમે બનતી મદદ કરીશું ?"

"પણ પ્રથમ મારા પ્રશ્નનો ઉત્તર આપો કે તમે પરણેલા છો કે નહિ ?"

કિશોરને કમળા યાદ આવી. તેનું મુખ ઉતરી ગયું. તેણે મંદ સ્વરે કહ્યું, "હું પરણેલો છું."

"તમારે બે પત્નીઓ હતી નહિ વારૂ ?" મહમદે કિશોરના મુખ તરફ તાકીને જોતાં પૂછ્યું.

કિશોર ચોંકયો અને બોલ્યો, "હા, પણ તમને શી ખબર કે મારે બે પત્નીઓ હતી ?"

"કિશોરચંદ્ર! વ્યાકુળ થયા સિવાય આપ મારી વાત ધીરજથી સાંભળો. હું તમારી તમામ વાત જાણી ચુકયો છું અને તેથીજ તમારી પાસે આવ્યો છું. તમે કમળા કરીને કોઇ બાઇને ઓળખો છો કે ?"

તોપનો ગોળો ફાટતાં માણસ ચમકે-ધ્રુજે તેમ કિશોર કમળાનું નામ સાંભળી ચમકયો. તે આતુરતાથી મહમદની સામે જોઇ બોલ્યો; "ભાઇ ! તમે આ નામ કયાંથી સાંભળ્યું છે. તમે મારા હૃદયમાં વેદના ઉત્પન્ન કરી છે. જો તમે એ નામવાળી બાઇને ઓળખતા હો તો કૃપા કરીને અરે પ્રભુને ખાતર પણ મને કહો કે તે બાઇ કયાં છે ? હું..." કિશોર આગળ બોલી શકયો નહિ. તેનો કંઠ રૂંધાયો. તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. મહમદની પણ પૂર્ણ ખાત્રી થઇ ચૂકી કે કમળાનો પતિ કિશોરચંદ્ર તે આજ છે.

કિશોર દયામય નજરે મહમદના મુખ સામે જોઇ રહ્યો હતો. મહમદે પૂછ્યું, "કમળા તમારે શું થાય ?"

" મારૂં સર્વસ્વ, મારા શરીરનો આત્મા. કહો; મહમદભાઇ! બોલો કે તે મારી પ્રેમ પ્રતિમા ક્યાં છે ?" કિશોરે ઉન્માદ મનુષ્યની માફક પૂછ્યું.

" કિશોરચંદ્ર ! તમે શાન્ત થાવ. પ્રભુ કૃપાએ તમારો અને કમળાનો મેળાપ હવે ટુંકમાંજ થશે. "

" શું સત્ય કહો છો ? " કિશોરે વ્યાકુળતાથી પૂછ્યું.

" હા. "

" કમળા જીવતી છે ? "

" હા. "

" બતાવો; ઓ દયાળુ સજ્જન ! મને મારી તે દિવ્યદેવીનાં દર્શન કરાવો ? ઉજ્જડ થતો સંસાર શોભાવો. " કિશોરે આર્જવતાથી કહ્યું.

કિશોરનો પ્રેમ જોઇ મહમદનું દિલ ભરાઇ આવ્યું. તેણે કહ્યું, " હું કમળાદેવીની પાસેથીજ આવ્યો છું. તેમણે પોતેજ મને અહિં તમારી પાસે મોકલેલો છે." આટલું કહી મહમદે તમામ વાત કિશોર અને સાધુ સમક્ષ કહી સંભળાવી. કિશોરના હૃદયમાં નવજીવન આવ્યું. તેણે મહમદને ગાઢ આલિંગન આપી ઉપકાર માન્યો. મહમદે કમળાએ લખી આપેલો પત્ર કિશોરને આપ્યો. કિશોરે તરતજ કમળાના અક્ષર ઓળખ્યા. પત્રમાં ફકત બે લાઇનોજ લખેલી હતી. "તમે દયાળુ છો, ગાયોના રક્ષક છો; તો શું એક અબળાના રક્ષક નહિ બનો ? હું કેવા દુઃખમાં છું તે આ પત્ર લાવનાર જણાવશે. " પત્રમાં આટલુંજ લખેલું હતું. સાધુ પત્ર વાંચી બોલ્યો, " કમળા દુઃખમાં છે. ગાયોનો ઉપદેશક કિશોર તેનો પતિ છે એવું તે જાણતી નથી. તેણે તો કિશોરને ધર્માત્મા જાણીનેજ મદદ માગી છે. તેના લખવા ઉપરથી એમ સમજાય છે. "

મહમદ બોલ્યો, " આપનું કહેવું ખરૂં છે. એક છાપામાં કિશોરચંદ્રનો લેખ આવેલો તે લેખ કમળાએ વાંચેલો અને તે લેખ લખવાની

શૈલી પરથીજ કમળાએ અનુમાન કરેલું આવા વિચારથી તેણે મને મદદની ચિઠ્ઠી લખી આપી મને કહ્યું કે તમે ત્યાં જાવ અને તેમની ખરી ખાત્રી થતાં આ ચિઠ્ઠી આપજો. મેં પ્રથમ કિશોરચંદ્રને જે પ્રશ્નો પૂછ્યા તે ફક્ત મારી ખાત્રીને માટેજ. કમળા બ્હેને તેની તમામ વાત મને જણાવી છે. આપણે હવે જેમ બને એમ જલ્દીથી મુજફ્ફરપુર તરફ પહોંચી જવું જોઇએ."

" આપણે હવે જલદીથીજ એ તરફ જઇશું."

સાધુએ આવી અદ્દભુત ઘટના નિહાળી આંખ્યો બંધ કરી થોડીકવાર પ્રભુનું ધ્યાન ધર્યું. કિશોરે કાન્તાને બોલાવી સઘળી વાત વિદીત કરી. કમળાના સમાચાર મળવાથી કાન્તા ઘણી ખુશી થઇ. તે પછી સાધુએ અને કિશોરે વિચાર કરી નિશ્ચય કર્યો કે મુજફ્ફરપુર જવા આજેજ નીકળવું અને મહંતના મંદિરમાંજ મુકામ નાંખવો. આવો નિશ્ચય થતાં કિશોર દિવાનની પાસે ગયો અને તેને સઘળી વાત જણાવી. દિવાને સાથે સૈનિકો લઇ જવાનું કહ્યું, પણ કિશોરે ના પાડી પોતાનો વિચાર જણાવ્યો.

દિવાને થોડીકવાર વિચારમાં રહી કહ્યું, "કદાચ તોફાન જેવું લાગે તો રાજ્ય તરફથી મદદ મંગાવજો. રણમલસિંહ આપણા મિત્ર છે. અમાત્ય કનુભાઇ પર હું તમને ભલામણપત્ર લખી આપું છું." દિવાને પત્ર લખી આપ્યો. કિશોર દિવાનજીની રજા લઈ મકાને આવ્યો.

મહમદનું સારૂં સ્વાગત થયું. કિશોરે કાન્તા અને કનૈયાલાલને સઘળી વાત જણાવી. કાન્તા અને કનૈયાલાલે સાથે જવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પણ આ કામમાં ફક્ત બે માણસોની જરૂર છે એમ સાધુ મહારાજે જણાવ્યાથી તેમને પોતાની ઇચ્છાને રોકવી પડી. બીજા દિવસે સવારના પહોરમાં મુસાફરીની તૈયારી થઇ. કિશોરે ભગવો વેશ ધારણ કરી લીધો. મહમદ કિશોર અને સાધુ મહાત્મા ઘોડાપર સ્વાર થયા. સ્નેહીજનોની રજા લઈ ત્રણે જણાએ મુજફ્ફરપુરના માર્ગે અશ્વોને

દોડાવી મૂક્યા. ત્રણ દિવસની સતત મુસાફરીને અંતે ત્રિપુટી મુજફ્ફરપુરની નજીક આવી પહોંચી. મહમદે કેટલીક સૂચના આપી અને મંદિરમાં આવી કેમ વર્તવું વગેરે સમજાવી ત્યાંથી છુટો પડયો અને મંદિરમાં આવી મહંત તથા કમળાને મળ્યો. કમળાના આનંદની સીમા રહી નહિ. તેનામાં નવું જીવન આવ્યું. કમળા પતિના દર્શનને માટે આતુર થઇ રહી.

## પ્રકરણ ૨ જું.

### ગૌરક્ષાનો ઉપદેશ.

જય ધેનુ વસુધા ધારિણી, વૈભવ વિજયં વિસ્તારિણી;
જય મોદ મંગલ કારિણી, જય જયતી ભવ ભય હારિણી.
યા જય જગત્ ઉદ્ધારિણી, સંસૃત્તિ સરિત વિસ્તારિણી;
જય જય દુસહ દુખહારિણી, જય શક્તિ સુખ સંચારિણી.

કિશોર અને સાધુ મહારાજને મૂક્તિ મંદિરમાં આવી પડાવ નાખે આજ ત્રણ દિવસ થયા હતા. ગૌરક્ષાના ઉપદેશને અર્થે બન્ને સાધુઓ આવ્યા છે જાણી મહંત કૃષ્ણદાસ ખુશી થયો હતો અને તેથી તેણે બન્ને સાધુઓનું સારૂં સ્વાગત કર્યું હતું. ત્રણ દિવસના નિવાસ દર્મીયાન કિશોરે મહમદની માર્ફતે કમળાને ધિરજ ધરવાનું સૂચવ્યું હતું. કિશોર કમળાને મળવાને ઘણો આતુર હતો; પણ હજી સુધી મળી શકયો ન્હોતો. આજે સાંજના સમયે મૂક્તિ મંદીરની બહાર મેદાનમાં જાહેર સભા ભરાવાની હતી. નગરના શ્રીમાન અને પ્રતિષ્ઠિત જનોને સભામાં પધારવાનાં આમંત્રણ થયાં હતાં. સભાનું અધ્યક્ષસ્થાન મહંત કૃષ્ણદાસ લેવાના હતા. શૃંગારી ધર્મનો મહંત અધ્યક્ષસ્થાને બીરાજવાનો હોવાથી સભા ભરાવા વિશે

લોકોમાં અનેક પ્રકારની સારી-ખોટી વાતો ચર્ચાઈ રહી હતી. મુક્તિ મંડળના ભક્તોએ સભાસ્થાને મોટો મંડપ ઉભો કરી દીધો હતો. સમય થતાં નગરજનો સભા મંડપમાં એકત્ર થવા લાગ્યાં. મંડપ જન સમૂહથી ચિકાર ભરાઇ ગયો. અધ્યક્ષસ્થાને મહંતશ્રી બિરાજ્યા. તેમની જમણી બાજુએ ગોઠવેલાં આસનો પર કિશોર અને સાધુ મહારાજ ગોઠવાયા. મહામાયા અને અન્ય ભક્ત મંડળે મહંતશ્રીના ડાબા હાથ તરફ સ્થાન લીધું, એકત્ર થએલાં જનોની નજર કિશોર તરફ હતી. કિશોરના ગંભીર દેખાવથી લોકોમાં અનેક પ્રકારની અટકળો થવા લાગી. સ્ત્રીમંડળ કિશોરની કાન્તિ નિહાળી અજબ થયું. સભામાં થોડીવાર શાન્તિ પ્રવર્તાવા દઇ મહંતશ્રી આસન પરથી ઉભા થઇ બોલવા લાગ્યા.

સભાજનો અને સન્નારીયો !

આજે તમને આ સ્થળે આવેલાં જોઇ હું ઘણો આનંદ પામું છું. જે પુણ્યવાન અને ધર્માત્મા હોય છે તેજ આવી પવિત્ર સભામાં ભાગ લઇ શકે છે. કળીયુગના પ્રભાવથી હાલમાં ધર્મનો લોપ થયો છે અને ધર્મની જગા અધર્મે લીધી છે. સર્વત્ર અત્યાચાર અને પવિત્ર ગૌમાતાનો વધ થઇ રહ્યો છે. પરીણામે દેશમાં દુકાળ અને રોગની વૃદ્ધિ થઇ રહી છે. જ્યારે ગૌમાતાનું રક્ષણ થતું હતું, ત્યારે આપણા દેશમાં દુકાળનું નામ નિશાન ન્હોતું. માણસો ઘી દુધથી તૃપ્ત રહેતાં; પણ આજે શું જણાય છે ? આજે સામાન્ય અને ગરીબ માણસોને ઘી દુધનાં દર્શન પણ દુર્લભ થઇ પડયાં છે. દેશમાં માંસાહારીઓનું જોર વધ્યું છું. માંસાહારીયોનાં પેટ પોસવાને માટે આજે હજારો ગાયો કપાય છે. ગાયોના રક્ષકો અદસ્ય થઇ ગયા છે. કેટલાક કહેવાતા ગૌપ્રતિપાળો પણ આજે ધર્મથી વિમુખ થઇ તેમના માંસ ભક્ષક મિત્રોને આમંત્રણ કરી ગૌમાંસથી સંતોષે છે અને તેમની સાથે પોતે પણ ખાય છે. અફસોસ. અધર્મની અવધી આવી રહી છે. દેશમાં અનેક ગાયોની કતલ થાય છે; દુધ ઘી મોટા માણસો ખાય છે, પરદેશના

વેપારીયો ગાયોને ખરીદી પોતાના દેશમાં લઇ જાય છે. શું આ ઓછા દુર્ભાગ્યની વાત છે ? શ્રીકૃષ્ણચંદ્ર ગોપાલક હતા; ભારતના ભડવીરોએ ગોમાતાના રક્ષણને અર્થે પ્રાણને પણ પ્યારા ન્હોતા કર્યા. હા ! તેજ ભારતના સંતાનો આજે કાયર અને ભીરૂ બની તેમની માતા સમાન ગાયોની કતલ જોઇ રહ્યા છે. અફસોસ છે કે તેમના મુખમાંથી દયાનો એક પણ ઉદ્ગાર નીકળતો નથી. એ હિંદુસ્થાનનાં સંતાનો તમે ક્યાં અદૃશ્ય થઇ ગયાં છો ? આવો અને જુઓ કે આજે તમારા દેશમાં કેવું પરીવર્તન થઇ રહ્યું છે ? નિર્દોષ ગાયો હજારોની સંખ્યામાં કપાઇ જાય છે. ગાયોના પવિત્ર લોહીથી આ પવિત્ર વસુધા અપવિત્ર બની ધ્રુજી રહી છે. શ્રીકૃષ્ણચંદ્ર! તમે તો ખરેખરા ગોપાલકજ હતા. શું તમને આ દૃસ્યથી કરૂણા ઉત્પન્ન થતી નથી ? આવો પધારો અને પાપાચારનો સત્વરે સંહાર કરી ધરામાં ધર્મનું સ્થાપન કરો." મહંત શ્વાસ ચઢવાથી આગળ બોલતાં અટક્યો. તેના બુલંદ અવાજથી અને કરૂણામય ભાષણથી સભાજનો શાન્ત થઇ ગયાં. પુનઃ મહંતે આગળ ચલાવ્યું. "હું ગાયોનાં કષ્ટો જોઇ કંપું છું અને અત્રે હાજર થએલાં તમામ જનોને ગૌસેવાની દિક્ષા ગ્રહણ કરવાની ભલામણ કરૂં છું. ગોમાતાના દુઃખની સીમા નથી. ભાઇયો ! જો તમે તમારા દેશને પૂર્વવત્ સ્મૃદ્ધિવાન બનાવવા ઇચ્છતા હો; દેશમાંથી દુકાળને દૂર કરવા ચાહતાં હો અને ગરીબ–સામાન્ય મનુષ્યોને દુધ ઘી ભેગાં કરવા આતુર હો, તો આ પળેજ પ્રતિજ્ઞા લ્યો કે ગાયોના બચાવમાં અમે પ્રાણાર્પણ કરીશું. ગોમાતાની ફરીયાદ પ્રભુના દરબારમાં નોંધાઇ ચૂકી છે. પ્રભુ હવે થોડા દિવસમાં અવતાર ધારણ કરશે અને ગોમાતાનો ઉદ્ધાર કરશે. પ્રભુ કૃપાથી ગોસેવકો ઉપદેશાર્થે નીકળી ચૂકયા છે. ધન્ય છે એવા પુણ્યાત્માઓને. આપણા નગરમાં એવા બે ગૌસેવકોએ પધારી આપણું નગર પાવન કર્યું છે. તે બે ધર્માત્માઓ આજે આ સભામાં તમારી સન્મુખ બેઠેલા છે. તેઓએ તેમનું જીવન ગોસેવાર્થેજ સમર્પણ કરેલું છે. પ્રભુ તેમનું કલ્યાણ કરો. ભાઇઓ ! મારે હવે તમને

વિશેષ કહેવાનું કાંઇ નથી. જે વધારે કહેવાનું છે; તે આ બે પૂણ્યાત્માઓ તમને કહેશે. તમે તેમને ધિરજથી સાંભળજો; અને તેમના ઉપદેશને તમારા હૃદયમાં સ્થાન આપી ગૌસેવાના કાર્યમાં તદ્રુપ બનજો.

મહંતશ્રીના આસનપર બિરાજમાન થયા પછી કિશોરની સાથે આવેલા સાધુ મહાત્માએ ગાયોના રક્ષણ વિશે કેટલુંક વિવેચન કરી નીચે મુજબ ગઝલ ગાઇ સંભળાવી.

ગજલ.

એ હિન્દ તેરા ગૌરવ બતલાદે અબ કહાં હૈ.
ભારતકી ધેનુ ભક્તિ બતલા દે અબ કહાં હૈ.
ગોભક્તિમેં શિરોમણી, એક દિન તૂંહી થા પ્યારે,
વહ ભક્તિ ધેનુકી તૂં બતલા દે અબ કહાં હૈ.
ગોમાતકે લીયે જો પ્રાણોંકો થે લગાતે,
હા ! વહ દિલીપ રાજા બતલા દે અબ કહાં હૈ?
બલિદાન પુત્રોંકા જીન ગોમાત હિત કીયાથા,
હાય ! વહ સુપુત્ર ગોકે, બતલા દે અબ કહાં હૈ.
ભગવાન કૃષ્ણ ગો કો વન વનમેં થે ચરાતે,
વહ ધેનુકા બચૈયા બતલા દે અબ કહાં હૈ.
હો દેશભક્ત ગો કા યહ શ્યામકી વિનય હૈ.
આદર્શ ભક્ત ગો કે બતલા દે અબ કહાં હૈ.

× × × × ×

કરો તૈયાર ગોશાલા બચાઓ પ્રાણ ગઉઓંકે,
યહી શિક્ષા કરો જગમેં બચાઓ પ્રાણ ગઉઓંકે.
હુઆ નહિં કોઇ ઉપકારી જગતમેં ધેનુ સમ મિત્રો,
વિચારો ગૌરસે દેખો બચાઓ પ્રાણ ગઉઓંકે,
પિલાતી બાલ્યમેં પયકો વહી માતા હમારી હૈ,
સમઝ અસ ભાઇયો સબ મિલ બચાઓ પ્રાણ ગઉઓંકે,
વો ખાકે ઘાસ જંગલકી હમેં માખન ખિલાતી હૈ.

કરે હૈ પ્યાર મા કેસા બચાઓ પ્રાણ ગઉઓંકે;
ગઉકા બત્સ જોતે ખેત કરે હૈ અનકો પૈદા,
ખિલાતા હૈ સભી જગકો બચાઓં પ્રાણ ગઉઓંકે;
વહી વૈતરણીકો નાથ્થા સમઝલો હિન્દુઓ મનમેં.
યહી હરીસે મિલાતી હૈ બચાઓ પ્રાણ ગઉઓંકે,
હે મિત્રો ધેનુ ભક્તીકા બજા ડંકા દો ભારતમેં,
સુના ઉપકાર માતા કે બચાઓં પ્રાણ ગઉઓંકે;
હે દીનાનાથ દુખહારી પડા અતિ કષ્ટ ગઉઓંપર,
વિનય યહ શ્યામકી ભગવન્ બચાઓ પ્રાણ ગઉઓંકે.

શ્યામલાલ.

ભાઇયો અને બ્હેનો !

ગૌસેવા સમાન સંસારમાં બીજું એક પણ પૂણ્ય અને મહા કામ નથી. ગૌભક્તિ આ જન્મ સફળ કરી અન્ય જન્મ સુખમય બનાવે છે. ગાયોમાં સઘળા દેવોનો નિવાસ છે. ગાય જગતની માતા છે. સર્વનું કલ્યાણ કરનારી દેવી છે. આવી પવિત્ર પુણ્યમયી ગૌમાતાની ભકિતથી કયો અભાગી મનુષ્ય વિમુખ રહેશે ? જ્યાં સુધી આપણા ભારત વર્ષમાં ગૌમાતાની સેવા થતી હતી; ત્યાં સુધી દેશ અને મનુષ્યો કેવાં સુખી અને આબાદ હતાં ? આપણો સુખી દેશ જગતનો દાતા હતો; અને તે પૂર્વની ભક્તીથી આજે પણ સકળ જગતને પોષી રહ્યો છે. આપણા આર્યાવર્તને અન્યજનો વંદતા અને આ ભૂમિમાં જન્મવા--આવવા અપૂર્વ કષ્ટો સહન કરી પ્રભુને વિનવતા. આવા પવિત્ર પુણ્યમય પ્રદેશની આજે આવી પડતી કેમ થઇ છે ? જુઓ; ઉંડા અંતરમાં વિચારી જુઓ ? તમે ગૌભકિત ભૂલ્યા છો. તમારી કામધેનુને કસાઇના કાતીલ છૂરાથી કપાતી જોઇ રહ્યા છો. સમયના પ્રભાવથી પ્રમાદમાં પડયા છો. પરસ્પરમાં વેરનો વરસાદ વરસાવી રહ્યા છે. આ કારણથીજ પુનીત—રત્નમયી ભારતભૂમિની કંગાલ દશા નિહાળી રહ્યા છો. ચેતો; સાવધ થાવ. ભૂલેલા જ્ઞાનને ગૃહણ કરો. ગાયો ઘરેઘર પાળો, બીજાઓને ઉપદેશ કરો. તમારા મુસલમાન ભાઇઓનાં હૃદય જીતી લઇ, તેમની

સાથે બંધુ ભાવથી વર્તો; તેમને ગૌરક્ષણનું મહાત્મ સમજાવી ગાયોના ઉદ્ધારક બનાવો. બંધુઓ! એથીજ તમે તમારૂં અને આખા દેશનું કલ્યાણ કરી શકશો."

આટલું વિવેચન કરી સાધુ મહારાજ સ્વસ્થાને બેસી ગયા. સભામાં શાન્તિ પ્રવર્તાઇ રહી. યુવાન સાધુ કિશોરનું ભાષણ સાંભળવાને લોકો અધીરાં બન્યાં. કિશોર ઉભો થયો અને શાન્ત ગંભીર અવાજે હિંદી ભાષામાં બોલવા લાગ્યો.

પ્રિય સભાજનો!

" ગૌરક્ષા જૈસે મહત્વ પ્રશ્નપર ઇસ સમય બિચાર કરનેકી કિતની આવશ્યકતા હૈ યહ કિસીસે છીપા નહીં હૈ. ભારતકે જીવન મરણકા પ્રશ્ન કેવલ ગૌરક્ષાપર હી અવલમ્બિત હૈ. અતઃ સબસે પ્રથમ હમેં ઇસી પ્રશ્નપર બિચાર કરનેકી આવશ્યકતા હૈ. ભારતમેં પ્રતિવર્ષ લાખોં ગાયેં મારી જાતી હે, લાખ્ખો બિદેશ ભેજી જાતી હૈ. તાત્પર્ય યહકી ભારતમેં દિન દિન ગોજાતી ક્ષીણ હોતી જાતી હૈ. યદી યદી હાલ કુછ દિન ઔર રહાતો ભારતમેં ગોવંશકા નામ નિશાન ન રહ જાયગા. મુઝે ખેદકે સાથ કહના પડતા હૈ કિ દેશકે પૂજ્ય નેતાઓંકો ઉચિત થા કિ ઇસ પ્રશ્નો ઉઠાતે પર ઐસા નહી કીયા ગયા, યદિ દેશકે માન્ય નેતા ઇસ ઔર ધ્યાન દેતે તો અવસ્ય કુછ સફલતા હોનેકી આશાથી, પર યહ કબ હોગા યહ નક્કી કહા જા નહિ શકતા.

ભાઇયો! અબ આપ સજગ હો. ગૌરક્ષા જસે પવિત્ર વ્રતકો પાલનેમેં કટીબદ્ધ હો. તુમ ઉસિકી સંતાન હો કિ જીન્હોંને અપના સર્વસ્વ ઇસી મહાવ્રતકે પાલનેમેં લગાયાથા.

બન્ધુગણ!

સોતે હુએ હૈ ભાઇ જો ઉનકો જગાદો શીઘ્રહી,
ગો માતકે દુઃખકી કથા ઉનકો સુનાદો શીઘ્રહી;
હા! દીન ગાયેં કટ રહી હૈ ધ્યાન કોઇ દેતા નહી;
આદર્શ માતા ધેનુકી કોઇ ખબર લેતા નહી.

ચલ રહી દિન રાત છૂરી ધેનુ માતા કે ઉપર,
કોઇ બચાતા હે નહીં સબ સો રહે હ વેખબર;
આદર્શ માતા ધેનુ પર કૈસા જુલુમ હે હો રહા,
ઇસલીયે હી દેશ યહ દુર્ભિક્ષ ઘર હે હો રહા,
જો ધેનુમાતા કૃષ્ણુ રાઘવ રાજ્યમેં સુખસે રહી,
હા! કસાઇ હાથસે અબ નિત બધી જાતી વહી,
ગા માતકે દુખકી કથા કોઇ સુનઇયા હે નહીં,
ગોમાત હિત તન મન લગઇયા હાય! કોઇ હે નહીં.
હા! આજ અબ ગો વંશકા કોઈ બચઇયા હે નહીં,
બંશી બજઇયા હ નહીં ગિરવર ઉઠૈયા હે નહીં.
હે હે દયામય દુઃખ હારક ધેનુકી રક્ષા કરો.
હો ધેનુ સેવક હિન્દવાશી ઇશ યહ શિક્ષા કરો.
પ્લેગ આદીક રોગ જીતને દેશમેં હ ભર રહે,
હોકર મદાન્ધ ઉન્હી પર હમ ચઢાઇ કર રહે.
મર રહે લાખોહીં બચ્ચે ભૂખકે મારે યહાં,
હા! અન્ન હા!! હા!!! અન્નકી દેખો પુકાર જહાં તહાં.
હા! વિધાતા દેશકા અબ બુઝ રહા સુખ દીપ હે;
"શકસ્ય તકં દુર્લભમ્" કા અબ સમય સમીપ હે;
જો હમારે પ્રાણુકી સર્વસ્વ હી આધાર હે,
ઉસ ધેનુકા પાલન સુરક્ષણુ દીખ પડતા ભાર હે.
ગો વંશ રક્ષા કે બિનાહી હમ દુખી હે હો રહે,
બલ વીર્ય વિદ્યા બુદ્ધિ સાહસ હે સભી કુછ ખો રહે,
હે ભાઇયો! અબ તો સજગ હો ધેનુકી રક્ષા કરો,
ધેનુ હી જીવન હમારી દેશમેં શિક્ષા કરો.
પૂર્વજ હમારે દેખ લો કૈસે હુએ ગો ભક્ત થે,
ગોવંશ રક્ષાકે લિયે તનકા બહાતે રક્ત થે,
પ્રાણુ તક જાવે ભલે પર ધેનુકો દેંગે નહીં,

રાજ્ય હી કયોં નહિં મિલે તાભી ઉસે લેંગે નહીં.
સિંહ ભોજનકે લિયે જીન દેહ તક અર્પણ કીયા,
પર ધેનુ માતાકે વિમુખ નહિ સ્વપ્નમેંભી મન કીયા,
ધેનુ સેવાકે લિયે બારહ બરસ બનમેં રહે,
ગોમાતકે સુખકે લિયે વે દુઃખ સબ સહતે રહે,
રાજ્ય ભી છોડા જીન્હોંને ધેનુ સેવાકે લિયે,
બલિદાન પુત્રોંકા કિયા જીન ધેનુ સેવાકે લિયે.
ધેનુકો બન બન ચરાયાથા કન્હેયા લાલને,
ધેનુ હિત ગિરવર ઉઠાયાથા કન્હેયા લાલને.
દૃષ્ટાંત એસે વિશ્વમેં કયા ઓર મિલ શકતે કહીં,
કહના યહી હોગાકિ બસ જો કુછ મિલેંગે સબ યહીં,
ધેનુ ભકિતમેં હમારા દેશ સબસે ઉચ્ચ થા,
પ્લેગ હૈજા આદિ રોગોસેં સદા યહ મુક્ત થા.
ગો માતકા આદર જબ હોતા થા હમારે દેશમેં,
દુધ ઘૃતકી નદીયાં બહતી થી હમારે દેશમેં.
યદિ હેતુ ભારતવર્ષમેં યહ ઓર આનંદ હર્ષ થા,
સુખ ન્યાયમેં સબ જકતકા, આદર્શ ભારતવર્ષ થા.
તબ ધેનુ માતાકે લિયે હમ પ્રાણ તક દેતે રહે,
અરૂ ધેનુકે ઉપકારકો હમ શીશ પર લેતે રહે,
ધેનુકે દુખમેં સદાકો હમ દુખી હોતે રહે,
ધેનુકે સુખમેં સદાકો હમ સુખી હોતે રહે.
હા ! આજ હમ ગોમાતકે ઉપકારકો ભૂલે હુએ,
હાથકા માણિક ગવાંયા કાચ પા ફુલે હુએ.
ધેનુ માતાહી જગતકી એક જીવન મૂલ હે,
ફિરભી સજગ હોતે નહીં કૈસી હમારી ભૂલહૈ.
જો ધેનુ શૈશવ કાલમેં પયકો પિલાયા થા હમેં,
પયકો પિલાકર ધેનુને સુખસે જીલાયા થા હમેં;

ધિક્કાર વહ ઉપકાર માતાકા ભુલા હમને દિયા,
જકતમેં જીવન વૃથાહી હાય ! હમને ખો દિયા.
હે બીસ કોટિ પુત્ર ગોકે હો તુમ હિન્દુ ભાઇયો,
ફિરભી દુઃખી ગોમાત હો ધિક્કાર હિન્દુ ભાઇયો;
ક્યા યહી કર્તવ્ય પુત્રોંકા હૈ હિન્દુ ભાઇયો,
માતા કટે છૂરી તલે મોજેં કરેં હમ ભાઇયો.
ઇન્સાફ ઐસા આજ તક હમને ન દેખા ભાઇયો,
જો સાથ ગોમાતાકે અબ તુમ કર રહે હો ભાઇયો.
પિતુસે અધિક માતાકા દર્જા દેખલો મનુ કહ રહે,
છોડકર કર્તવ્ય અપના હાય ! અબ ક્યા કર રહે.
હે બિસકોટિ હિન્દુઓ ક્યોં તુમ ન ચેતો આજ અબ,
ગોમાતકે દુઃખકી કથા પર ક્યોં ન આતી લાજ અબ.
યદિ ગર્વ તુમકો માતકા તો શીઘ્ર દુઃખકો ટારદો,
ધેનુ બધકી કાલિમાકો શીઘ્રહી તુમ જારદો,
મિત્રો કરો ઉદ્ધાર માતાકા ન સોઓ તુમ પડે,
ધ્યાન ધર હરિકા હૃદયમેં શીઘ્ર હો જાઓ ખડે;
ઝેલો સકળ આપત્તિયોંકો ધેનુ માતાકે લીયે,
તન મન ઔર ધન અર્પણ કરો સબ ધેનુમાતાકે લીયે.
પાર વૈતરણીસે હોના હૈ યહી એક ધેનુહી,
અન્તમેં હરિસે મિલાતી હૈ યહી એક ધેનુહી.
પાર વૈતરણીસે હોના હૈ જો હિન્દુ ભાઈયો;
તો કરો તુમ ધેનુ સેવા નિત્ય હિન્દુ ભાઈયો,
દેખો બિના ગોમાતકે હમ ઘૃત કહાંસે લાંયગે,
પૂરી કચૌરી ખાજા પેંડે ફિર કહાંસે ખાયગે;
દુધ માખન ઔર મલાઈ વર્ફીકો લલચાંયગે,
ફિર કરેંગા લાખ કોશિશ પર નહીં કુછ પાંયગે.
જીસ સમય ગોવંશકા નામો નિશા મિટ જાયગા.

તબ ભલા ફીર અન્ન ખાનેકો કહાંસે આયગા;
જબ અન્ન પૈદા હોયગા નહિં તબ ભલા કયા ખાયંગે,
અન્તમેં ભૂખોં કે મારે હમ સભી મર જાયંગે,
હિન્દુ મુસલ્‌મીન ક્રિશ્ચિયન સબસે વિનય મેરી યહી.
રક્ષા કરો ગોમાતકી તબહો સુખી ભારતમહી;
ધેનુ રક્ષાકે લિયે ગોરક્ષિણી બનવાઇયે,
પરલોકમેં હોંગે સુખી અરુ જક્તમેં યશ પાઇયે,
ખોલો સભા ગોરક્ષિણી ગોમાત સુખ પાવે જહાં.
જીવન બિતાવે સુખસે અરુ દુઃખ નહિં પાવે જહાં;
ગોમાતકે સારે દુખોંકા અન્ત જબ હો જાયગા,
તબ હમારા દેશ ફિર ધન ધાન્યસે ભર જાયગા.
મિત્રો પરસ્પર શીઘ્ર ઇર્ષા દ્વેષકો તુમ છોડદો,
સાથહી ગોવધ પ્રથાકી નાક લમ્બી તોડ દો;
છોડદો અજ્ઞાનતાકો કુટેકોભી ફોડ દો,
ગો માતકે સારે દુખો કો તાલ ઠોંક મરોડ દો.
કરદો ઉદય તુમ ભાસ્કર ગોભક્તિકા ફિર દેશમેં,
હો સુખી ગોમાત તબહીં સમઝલો લવલેશમેં;
ફિર સુખી હમ હોયંગે ગૈમાતકી આશીશસે,
ગોવધ પ્રથાકા અન્તહો વિનતી કરો જગદીશસે.
હે હે દયામય કેટ ભારે શક્તિ યહ અબ દિજીયે,
ગોમાત હિત તન મન લગાવે ભક્તિ અપની દીજીયે;
ગોભક્ત હોં સબ હિન્દવાસી ઇશ વિનતી હૈયહી,
હો અતુલ વૈભવ ભરી હે નાથ યહ ભારત મહી.
હે કૃષ્ણ ! વહ ‘વ્રજ ભુમિમેં કયા અબ પધારોગે નહીં,
જ્ઞાન ગીતાકા સુના હમકો સુધારોગે નહીં;
પૂર્વવત ઇશ દેશકો હે નાથ ફિર કર દિજીયે,
ગોભક્તિમેં આદર્શ ભારતવર્ષકો ફિર કિજીયે.

શ્રી. શ્યામલાલ.

કિશોર સ્વસ્થાને બેસી ગયો. સર્વ સભાજનોમાં શાન્તિ પ્રવર્તી રહી. કિશોરના કથનથી સઘળાં જનોનાં હૃદયમાં ગોમાતા પ્રત્યેની દયા ભક્તિ પ્રકટી. કિશોરની સાથે આવેલા સાધુ મહાત્માએ ફરીથી ઉભા થઇ સઘળા જનોને ગાયો પાળવાની સુચના કરી અને પછી ગૌરક્ષાના ફંડમાં યથાશકિત દાન આપવાની વિનંતી કરી. સભાજનોએ પોતપોતાની શકિત અનુસાર દાન કર્યું. કૃષ્ણદાસ મહારાજના આસન સમિપે દ્રવ્યનો ઢગલો થયો. દાન આપવાનું કાર્ય પૂર્ણ થઇ રહ્યા પછી કિશોરે ઉભા થઇ મહંત કૃષ્ણદાસનો ઉપકાર માની સભા વિસર્જન કરી. લોકો વેરાયાં. મહંત સઘળાંની સાથે મંદિરમાં આવ્યો. કિશોર અને સાધુ મહાત્મા પોતાને આપવામાં આવેલા ઉતારે આવ્યા. મૂકિતમંદિરના એક ભાગમાં આવેલા મોટા ઓરડામાં મહંતે બન્નેને ઉતારો આપ્યો હતો.

આજની સભામાં કમળા આવી ન્હોતી. કિશોરના મનમાં અનેક તર્ક વિતર્ક થઇ રહ્યા હતા. રાત્રિ પડી ચૂકી હતી. કિશોર અને સાધુ મહારાજ વાતો કરી રહ્યા હતા. મોડી રાતે મહમદ આવ્યો અને ત્યાં બેઠો. કિશોરે કમળા વિશે પૂછ્યું. મહમદે જણાવ્યું કે કમળા મહંતની આજ્ઞાથી આ મંદિરના એક એકાન્ત ગૂપ્ત ઓરડામાં પૂરાઇ છે. તેને બહાર નીકળવાનો હુકમ નથી. હું તેને મળીને આવ્યો છું. તેને તમારા આગમનના સમાચાર જણાવ્યા છે. તે તમને જોવાને ઘણી વ્યાકુળ બની રહી છે.

કિશોરે પોતાને ત્યાં લઇ જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. મહમદે થોડીવાર પછી જઇશું એમ જણાવ્યું. વાતોમાં મધ્યરાત્રિ થઇ. મૂકિત મંદિરનાં તમામ જનો નિદ્રાવશ થએલાં હતાં. મહમદે તપાસ કરી તો કોઇ જાગતું જણાયું નહિ. આથી તેણે કિશોરને પોતાની પાછળ આલવાનું કહ્યું. તરત કિશોર ઉભો થયો અને મહમદની પાછળ ચાલ્યો. બન્નેજણા મંદિરના એક મોટા ઓરડા આગળ આવ્યા. આ ઓરડાને બહારથી તાળુ વાસેલું હતું. મહમદે તાળું ઉઘાડયું, તે

ઓરડાની સામી બાજુએ એક બીજો નાનો ઓરડો આવેલો હતો. તે આ વખતે બંધ હતો. મહમદે ધીમેથી તેનું બારણું ખખડાવ્યું. તરતજ ઓરડાનું દ્વાર અંદરથી ઉઘાડવામાં આવ્યું. દ્વાર ઉઘાડનાર કમળા હતી. તેનું મુખ ફિક્કું પડી ગયું હતું. એક જાંખો દીપક પ્રકાશી રહ્યો હતો. કમળાએ કિશોરને ઓળખ્યો.

તેની આંખ્યો અશ્રુથી ઉભરાઇ, હૃદય પણ ભરાઇ આવ્યું; આંખ્યોએ તમ્મર આવ્યા અને મુખથી " મારા પ્રભુ આખરે પધાર્યા" એટલું બોલી તે કિશોરના પગ આગળ બેસી ગઇ; અને થોડીવારને માટે અસ્વસ્થ બની. કિશોરની પણ બહુધા એવીજ અવસ્થા થઇ રહી. તેની આંખ્યોમાંથી અશ્રુ પ્રવાહ વહેતો હતો. બન્નેનું કરૂણ મિલન હતું. મહમદનું હૃદય પણ કરૂણાથી ઉભરાયું. કિશોરે કમળાના કપાળે કર મૂકયો. કમળા સાવધ થઇ. પતિ–પત્ની ઘણા વર્ષે મળ્યાં. આ મિલન અપૂર્વ આનંદમય હતું. કેટલીક વાતોને અંતે કિશોરે કમળાને થોડાક દિવસ ધિરજ ધરીને રહેવાનું સુચવ્યું. કમળા પ્રિય દર્શનથી આનંદ પામી. તે પછી કિશોરે તેને કેટલીક ગુપ્ત સુચના આપી મહમદ સાથે ત્યાંથી ગમન કર્યું.

---

## પ્રકરણ ૩ જું.

---

### માર્ગમાં મેળાપ.

કૃષ્ણપુરની સરહદપરના જંગલમાં એક વડવૃક્ષ નીચે બે ભગવાંધારી સાધુઓ બેઠેલા હતા. આ બે સાધુઓ અન્ય કોઇ નહિ પણ છત્રીસગઢથી નીકળેલા રણમલસિંહ અને કનુભાઇ હતા. બન્નેએ વિશ્રાન્તિ અર્થે આ જંગલમાં આવી મુકામ નાખ્યો હતો. તેમના બે અશ્વો નજીકમાંજ ચરતા હતા, સાંજ પડવા આવી હતી. ગરમી ઓછી થઈ હતી. જંગલ રળીયા-

મણું જણાતું હતું. પવનમાં શીતળતા આવી હતી. રણમલ અને કનુભાઈ મધ્યાન્હકાળે આ જંગલમાં આવ્યા હતા. સાંજસુધી વિશ્રાન્તિ લીધી. સાંજનો સમય થતાં કનુભાઈએ કહ્યું,—" આપણે હવે નગર તરફ જવું જોઇએ."

" કૃષ્ણપુર હવે અહિંથી કેટલે દૂર હશે ? " રણમલે પૂછ્યું.

" હું અનુમાનથી કહું છું કે બહુ દૂર નહિ હોય. "

" આટલામાં કોઈ માણસ પણ નથી કે જેથી તેને પૂછીએ. "

" પૂછવાની કંઈ જરૂર નથી. માર્ગ સીધો છે. આપણે રાત્રિ પડતાં પહેલાં નગરમાં પહોંચી જઈશું."

" રાતના સમયે કોને ત્યાં જઈશું ? "

" તેની ફીકર અત્યારથી શાને કરવી જોઇએ ? ત્યાં જતાં સૌ થઇ પડશે. "

" આખું ગામ ઠગ અને ચોરોથી ભરેલું છે. આપણને રહેવાની મુશીબત નડશે. "

" આ ભગવાં કપડામાં એવો ચમત્કાર છે કે ચોરો અને ઠગ લોકો પણ અંજાઇ જાય. "

" ત્યારે શું આપણે તેવાઓને ત્યાંજ ઉતરવું ? "

" ના. "

" ત્યારે ? "

" આપણે તો આપણા માનવંતા મિત્રને ત્યાંજ જવાનું છે, "

" કયા મિત્રને ત્યાં ? "

" ઓળખોછો છતાં શાને પૂછો છો ? " કનુભાઈએ હશીને પૂછ્યું.

" અમાત્યજી ! અત્યારે તમે કંઇક રંગમાં ચઢયા હો એમ જણાય છે. "

" મારા રાજાજી રંગમાં હોય તો અમાત્યજી કેમ ન હોય ? "

" રણમલે હસતા વદને પૂછ્યું, " કૃષ્ણપુરમાં રહેતા મિત્રનું નામ જણાવશો ? "

" તમે નથી જાણતા ? "

" ના. "

" તમે નજરે જોયો છે ને ? "

" કોને ? "

" કૃષ્ણનંદનને. "

" શું તે આપણો મિત્ર થાય ? "

" હા, તે આપણો મિત્ર શત્રુ થાય. આપણે તેની સાથેજ હવે પ્રસંગ પડવાનો છે. "

" એ તો ખરૂં, પણ તે કદાચ આપણને ઓળખશે તો ? "

" જો ઓળખ્યા તો આપણા પણ રામ રમી ગયા સમજવા. "

" તે ચાલાક છે, આપણને જરૂર ઓળખશે; કારણ કે આપણો અને તેનો મેળાપ આ સાધુ વેશમાંજ થએલો છે. "

" આપણે ભગવો વેશ ઉતારી નાખીશું. "

" અને પછી ? "

" મુસલમાન ફકીરો બની જઈશું."

" કેવી રીતે ? "

" હું સઘળો વેશ સાથેજ લાવ્યો છું. બે લીલી કફનીયો મારી પાસે છે. આ ભગવી કાઢી નાખીશું અને તે લીલી કફનીયોને પહેરી કૃત્રિમ દાઢી મૂછ બાંધી દેશું અને ભાષા હિંદુસ્તાની બોલીશું. બોલો પછી તે આપણને કેવી રીતે ઓળખી શકશે ? "

" બરાબર છે, આપણે ફકીરજ બનવું જોઇએ. " રણમલે અનુમોદન આપ્યું.

બન્ને ફકીર સ્વાંગ ધારણ કરવા તૈયાર થયા, પણ એટલામાં એક અજબ બનાવ બન્યો. જે જંગલમાં કોઇને આવી શકવાનો સંભવ જણાતો ન્હોતો, તે જંગલમાં માણસોના આવવાનો પગરવ સંભળાયો. રણમલ અને કનુભાઇએ લાંબી નજરે જોયું તો જણાયું કે કેટલાક ઘોડેસ્વારો અને પગપાળા માણસો પોતે જ્યાં બેઠેલા છે એ તરફ

આવે છે. બન્નેએ વિચાર્યું કે તે માણસો કૃષ્ણપુર તરફ જતા હશે, કારણકે કૃષ્ણપુર તરફ જવાનો રસ્તો આ તરફજ છે. ચાલો સંગાથ થશે.

આવનાર માણસો થોડીવારમાં નજીક આવી પહોંચ્યા. વિકટ જંગલમાં બે સાધુઓને બેઠેલા જોઇ આશ્ચર્ય પામ્યા. આ સઘળા માણસોમાં એક રૂપવાન યુવાન હતો. તેનો દેખાવ રાજવંશી જેવો જણાતો હતો. તેના સુકોમળ મુખપર હજી મુછનો દોરો પણ ફુટેલો ન્હોતો. તેણે માથાપર આસમાની રંગનો ફેંટો બાંધેલો હતો. તેની કમ્મરે સુવર્ણ મૂઠની તલ્વાર ઝુલી રહી હતી. યુવાને વીરવેશ ધારણ કરેલો હતો, પણ તેના મુખપર સુકોમળતા જણાતી હતી. આંખ્યોમાં અજબ પ્રકારનું તેજ જણાતું હતું. આ યુવક કોઇ રાજકુમાર હોય એમ તેના દેખાવપરથી માલૂમ પડતું હતું. સઘળા માણસોને ઉભા રહેવાનું સૂચવી તે યુવાન આગળ આવ્યો અને ઘોડાપરથી નીચે ઉતરી બન્ને સાધુના મુખ તરફ જોવા લાગ્યો. તેને પોતાની તરફ જોતો જાણી સાધુઓ વિસ્મય પામ્યા. સાધુઓને જોઇ—ઓળખી યુવાન પણ આશ્ચર્ય પામ્યો. યુવાનના માણસો સાધુઓની આસપાસ ઘેરો ઘાલીને ઉભા રહ્યા.

થોડીવાર સાધુઓના સામે જોઇ રહી યુવાને પૂછ્યું; " બાપજી ! આ જંગલમાં કેમ બિરાજ્યા છો ? "

" અમે વિશ્રાન્તિને અર્થે અત્રે બેઠા છીએ." રણમલે જણાવ્યું.

" આપ કોણ છો ? " યુવાને પુનઃ હશીને પૂછ્યું.

તેના હસવામાં કનુભાઇને ભેદ ભાસ્યો; પણ તે કંઇ બોલ્યો નહિ.

રણમલે કહ્યું; " અમે કોણ છીએ તે શું અમારા પહેરવેશપરથી તમે જાણી શકતા નથી ? "

" તમારા વેશપરથી તો તમે સાધુ જેવા જણાવ છો. પણ માફ કરજો બાપજી કે મારે તમને કહેવું પડે છે કે સાધુના વેશથી આજકાલ ઘણા ઠગ અને બદમાસો ફરે છે અને ભોળી દુનીયાંને ઠગે છે; તેવાઓમાંના આપતો નથીને ? "

રણમલનું મુખ ગુસ્સાથી લાલચોળ થયું. કનુભાઇએ ધીમેથી હાથ દબાવી રણમલને શાન્ત રહેવાનું સૂચવ્યું અને પછી યુવાન તરફ

જોઈ કનુભાઇએ કહ્યું " તમારા કહેવા મુજબ જો કે ઘણા સાધુઓ હશે; પણ અમે એવાઓમાંના નથી."

" આપ કઇ તરફ પધારો છો ?"

" કૃષ્ણપુર તરફ."

" ત્યાં કંઇ કામ હશે ?"

" હા, કંઇક એવું ખરૂં."

" મહારાજ! હું આશ્ચર્ય પામું છું કે જે સાધુઓ વિશ્વને વંદ્ય ગણાય છે; તે આવી રીતે અસત્ય બોલતા હશે ?"

કનુભાઇએ ચમકીને પૂછયું, " એટલે ?"

" તમે અસત્ય બોલો છો."

" કોણ અમે ?" રણમલે ગુસ્સે થઇ મોટા અવાજથી પૂછયું.

" હા, અને આ વખતે પ્રત્યક્ષ થાય છે કે તમે સાધુ નથી પણ અસાધુ છો. કારણકે જે ખરો સાધુ હોય છે તેના દિલમાં કદિ પણ ક્રોધ કે ગુસ્સો ઉત્પન્ન થાય જ નહિ. મારા બોલવાથી અને પૂછવાથી તમે ગુસ્સે થએલા જણાવ છો એથીજ મને શંકા થાય છે કે તમે ખરેખરા સાધુ નથી."

" અમે ગમે એ છીએ તેમાં તમારે શું ?" રણમલે પૂછયું.

" સબળે નિર્બળનું રક્ષણ કરવું એ અમારો ધર્મ હોવાથી અમારે જાણવું જોઇએ કે તમે સાધુવેશથી કોઇને પીડા કરવાને તો ઇચ્છતા નથીને ? વળી આ એકાન્ત જંગલમાં તમારૂં બેસવું શંકાશિલ છે."

રણમલે દાંત કચકચાવ્યા. આ જુવાનને બોલતો બંધ કરી દઉં એમ તેના મનમાં થઇ આવ્યું. પણ તરતજ કનુભાઇએ તેને શાન્ત રહેવાની ઇસારત કરી. પોતાને કંઇ જવાબ નહિ મળવાથી પુનઃ તે યુવાને પૂછયું; " મહાત્મન ! મારી શંકા સત્ય છે ને ?"

" ભાઇ ! તારી શંકા સત્ય હો યા નહિ તે અમારે જાણવાની જરૂર નથી. તમે તમારે રસ્તે ચાલ્યા જાવ, અમે અમારા રસ્તે ચાલ્યા જઇશું." કનુભાઇએ કહ્યું.

"ઉપરથી સાધુનો વેશ ધારણ કરનારાઓને ઓળખ્યા પછી તેઓને એકલા મૂકી ચાલ્યા જવું એ હું યોગ્ય ધારતો નથી."

"શું તમે અમને ઓળખો છો?" રણમલે પૂછ્યું.

"હા; હું તમને બરાબર ઓળખી ગયો છું કે તમે બન્ને વેશધારીયો છો."

"પણ ચોર ગઠીયા તો નહિને?" કનુભાઇએ પૂછ્યું.

"વેશધારીયો કદાચ એવા હોય તો નવાઇ જેવું કહેવાય નહિ."

રણમલ ઉશ્કેરાઇ બોલ્યો; "હું તમને હુકમ કરૂં છું કે તમે બોલતા બંધ થાવ. તમારૂં બોલવું વિચિત્ર છે. વધુ બોલવાથી પરિણામ વિપરિત આવશે."

"બસ હવેજ સમજાઇ ચુક્યું. રત્નનો ચળકાટ છુપો રહી શકતો નથી. મને સ્વપ્ને પણ આશા ન્હોતી કે એક બળવાન રાજા સાહેબ આવી રીતે સાધુ વેશમાં ફરતા હશે. મહારાજ રણમલ સાધુ થાય પણ હુકમ કરવાનો સ્વભાવ એકદમ કયાંથી જાય? કેમ ખરૂંને મહારાજ?" યુવાને મોટેથી હશીને પૂછ્યું.

અજાણ્યો યુવાન પોતાને ઓળખી ગયો જાણી રણમલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રણમલે કનુભાઇ સામે જોયું. કનુભાઇ પણ વિચારમાં પડયો હતો. બન્નેના હૃદયનો ભાવ સમજી યુવાન બોલ્યો. "મહારાજ હવે વધુવાર છૂપા રહી શકાશે નહિ. તમે અને અમાત્યજી સાધુવેશમાં શું કામે નીકળ્યા છો તે પણ હું જાણું છું."

રણમલે વિસ્મયતાથી યુવાન સામે જોઇ પૂછ્યું, "તમે કોઇ ઓળખીતા જણાવ છો. તમારા શબ્દોથી તમે અમારા શુભેચ્છક છો એવી અમારી ખાત્રી થાય છે, જો મારૂં માનવું સત્ય હોય તો તમારી ઓળખાણ કરાવો."

"મારી ઓળખાણ મારા કહ્યા વિના કોઇને નહિ જણાવવાનું વચન આપો તોજ હું તમને મારૂં સત્ય નામ જણાવું?"

"લ્યો આ વચન." રણમલે વચન આપ્યું.

યુવાને રણમલના કાનમાં ધીમેથી કંઇક વાત કરી, કે જેથી રણમલની અજાયબીનો પાર રહ્યો નહિ. તે સપ્રેમ દૃષ્ટે યુવાનની તરફ જોઇ રહ્યો. યુવાને કનુભાઇને પણ પોતાનો પરિચય કરાવ્યો. કનુભાઇએ મનમાં તેની પ્રશંસા કરતાં કહ્યું, " આવી રીતે નીકળવાનું શું કારણ છે ? "

" જે કામને માટે તમે નીકળ્યા છો, એજ કામને માટે હું પણ નીકળેલ છું." યુવાને કહ્યું.

" તમે નગરમાં ગયા હતા ? "

" હા; ત્યાં જવાથીજ મને તમારા નીકળવાની ખબર પડી."

" તમારી સઘળી વાત જણાવી શકાશે ? "

" ના, પણ સમય આવે બધું જણાવીશ. "

" તમારી સાથેના આ બધા માણસો કોણ છે ? "

" આ સઘળા પ્રથમ તો ભયંકર લુંટારા હતા, પણ મારા સહવાસમાં આવી તેઓ સુધર્યા છે. તેઓએ તેમના ધંધાનો સદાને માટે ત્યાગ કર્યો છે. તેઓએ નીતિને માર્ગે ચાલવાના સોગન ખાવાથી મેં સઘળાને મારી નોકરીમાં રાખ્યા છે. "

" તેઓનો સરદાર કૃષ્ણનંદનજ હશે ? "

" હા, પણ હવે હું છું. મારા આ દોસ્તોની મદદથીજ હું તે ભયંકર ઠગને પકડીશ. "

" તમે શું ગોઠવણ કરવા ધારી છે ? " રણમલે પૂછ્યું.

" આ સઘળા માણસો અત્યારે કૃષ્ણપુર તરફ જશે અને કૃષ્ણનંદનને એક શ્રીમાન ગૃહસ્થના આગમનની ખબર આપશે. "

" આ માણસો બેવફા થયા છે એવું તેના જાણવામાં આવશે તો ?"

" ના. આ સઘળા માણસો એવા તો ચાલાક છે કે કૃષ્ણનંદનને કદિપણ એવો વ્હેમ ઉત્પન્ન થશે જ નહિ. કૃષ્ણનંદન હજી આ લોકોને વફાદારજ માને છે. "

" વારુ પછી ? "

"પછી હું રાજકુમારના વેશથી ત્યાં જઈશ અને કેટલાક દિવસ તેના મકાને રહીશ."

" પછી ? "

બાકીની વાત યુવાને ઘણુાજ ધીમા અવાજે કરી કે જેથી બીજાના સાંભળવામાં આવી નહિ. યુવાનની હિંમત અને કરવા ધારેલી કાર્ય વ્યવસ્થાથી રણુમલ અને કનુભાઇથી યુવાનને ધન્યવાદ આપ્યા વિના રહેવાયું નહિ.

પુનઃ કનુભાઇએ પૂછ્યું, " તમારો વિચાર આ સઘળા માણુસોને જણાવ્યો છે ને ? "

" મારા વિચારથી સઘળા જાણીતા છે. કેમ વર્તવું એ પણ મેં તેમને જણાવી દીધું છે. "

" ત્યારે હવે તેમને વિદાય કરો. પછી આપણે પણ જઇએ. "

" તમારે અને રાજા સાહેબને શ્રમ લેવાની શું જરૂર છે ! આપ નગર પ્રત્યે સિધાવો. હું સઘળું કાર્ય પૂર્ણ કરી નગરમાં આવીશ. "

" અમે તમારી સાથેજ રહીશું. અમારો ધર્મ તમારી સાથે રહેવાનો છે. પાપાત્મા પ્રબળ છે. અમારી મદદ કદાચ ઉપયોગમાં લાગે."

યુવાને સઘળા માણુસોને વિદાય કર્યા. તે પછી યુવાને કનુભાઇ અને રણુમલ પ્રત્યે કહ્યું.

" તમારે સાધુવેશ ઉતારી નાખવો પડશે. "

" આ પળેજ અમે ઉતારી નાખીએ છીએ, બીજાં વસ્ત્ર અમારી પાસે છે."

કનુભાઈ અને રણુમલે સાધુ વેશ ઉતારી એક ગૃહસ્થને છાજે એવો પોશાક પરીધાન કર્યો. ત્રણે જણાએ પહેરેલાં કપડાં ઉપર ગળામાં હીરા મોતી અને સુવર્ણના કંઠા નાંખી દીધા. આંગળીયો પર વેઢ અને વીંટીયો પહેરી લીધી. હાથના કાંડાપર સુવર્ણની પહોંચીઓ ચળકવા લાગી. સંપૂર્ણ વેશ ધારણ કરી કનુભાઇ બોલ્યો, " હવે આપણે બરાબર નગરશેઠ બન્યા."

" કૃષ્ણનંદન આપણને જોતાંજ ગાંડો બની જશે. " રણુમલે કહ્યું.

" જરૂર. આપણા જેવા માલદાર મ્હેમાન તેને કદી મળ્યાજ નહિ હોય. " યુવાને જણાવ્યું.

" આપણું સ્વાગત ઘણી સારી રીતે થશે. "

" સ્વાગતમાં કંઇપણ ખામી આવશે નહિ. "

પરસ્પરમાં વાતો કરતા ત્રણે જણા ઘોડેસ્વાર થયા. કૃષ્ણપુર જવાનો રસ્તો ત્યાં આવેલો હતો. રાત્રિ પડયા પહેલાં કૃષ્ણપુર પહોંચી જવાની ઇચ્છાથી ત્રિપુટીએ કૃષ્ણપુરના માર્ગે ઘોડાઓને ઝડપથી દોડાવી મૂકયા.

## પ્રકરણ ૪ થું.

### પૈસાદાર પરોણા.

સાયંકાળની સમાપ્તિ થઇ ચૂકી હતી. ગૃહોમાં દીપકો પ્રકાશી રહ્યા હતા. વાળુ વખત થએલો હોવાથી ધંધાથ ગયેલા લોકો ઉતાવળથી ઘર તરફ જતા હતા. ઘર કામવાળા લોકો વાળુ પાણીથી નિવૃત્ત થઇ પરસ્પરમાં વાતો કરી રહ્યા હતાં.

કૃષ્ણનંદનના નોકરો કામકાજથી નિવૃત્ત બની ખુલ્લા ચોગાનમાં એકત્ર થઇને બેઠા હતા. આ વખતે કૃષ્ણનંદન અને તેની પુત્રી કપટકળા મકાનના પાછળના ભાગમાં આવેલા એક એકાન્ત ઓરડામાં બેઠાં હતાં. કપટકળાના મુખપર ઉદાશીનતાની છાયા પ્રસરેલી હતી. તેની ઉદાશીનતાનું કારણ એ હતું કે તેની પાસે રહેલો છોકરો કે જે ભલાના નામથી ઓળખાતો હતો તે આજે ચાર દિવસ થયા અદૃશ્ય થઇ ગયો હતો. તે કહ્યા વિના ગયેલો હોવાથી તે કયાં ગયો છે તેની પણ કોઇને ખબર નહોતી. તે છોકરાએ કપટકળાનો સ્નેહ સંપાદન કર્યો હતો. કપટકળા તેને જોઇ આનંદ પામતી. છોકરો પણ ચાલાક હોવાથી કપટકળાને આનંદમાં રાખતો. કપટકળાનો તેનીપર સારો પ્રેમ હોવાથી બીજા નોકરો ભલાની ઉપર ઇર્ષ્યા રાખતા હતા. કપટ-

કળાના જાણવામાં આવતાં તેણે નોકરોને ઘણો ઠપકો આપ્યો હતો. ભલો ચાર દિવસથી ગુમ થઇ જવાથી કપટકળાની દીલગીરીનો પાર ન્હોતો. તેનો પતો મેળવવાને તેણે ઘણા માણસોને આસપાસ મોકલ્યા હતા; પણ કોઇ સ્થળેથી તેનો પતો લાગ્યો ન્હોતો. જ્યારે કપટકળા દિલગીર થઈ રહી હતી, ત્યારે કૃષ્ણનંદન ઉંડા વિચારમાં પડયો હતો. ભલાનું એકાએક ગૂમ થવું તેને ભેદમય ભાસતું હતું. પિતા પુત્રી ભલાની વાતો કરતાં આ એકાન્ત ઓરડામાં બેઠાં હતાં. કૃષ્ણનંદન ભલાનો શોક દૂર કરવાને માટે કપટકળાને સમજાવતો હતો; પણ કપટકળાના હૃદયમાં પિતાના શબ્દો અસર કરી શકતા ન્હોતા. કૃષ્ણનંદન તેને ભેદ-ભરેલો છોકરો માનતો; ત્યારે કપટકળા તેને ભલો અને ભોળો માનતી. તેના મનમાં અનેક શંકાઓ થતી.

વાતોમાં ઘણો સમય વિત્યો. એવામાં એક નોકર ત્યાં આવ્યો અને બોલ્યો; "આપણા માણસોમાંથી કેટલાક આવ્યા છે. તેમનો નાયક આપને મળવા માગે છે."

"નાયકનું નામ?"

"શાર્દુલસિંગ."

"જા તેને અહિં લઇ આવ."

સેવક ચાલતો થયો. તેના ગયા પછી કૃષ્ણનંદને કપટકળા પ્રત્યે કહ્યું, "શાર્દુલસીંગ આપણો માનીતો સરદાર છે. મારા ધારવા મુજબ તે કંઈ સારા સમાચાર લાવ્યો હશે."

"એમજ હોવું જોઇએ. તેનું એકાએક આગમન આશા આપે છે. પણ પિતાજી! હાલમાં કેમ કોઈ પૈસાદાર પરોણા આવતા નથી?" કપટકળાએ પૂછ્યું.

"આપણું નામ જાહેરમાં આવી ચૂક્યું છે? પૈસાદારો લુંટાઈ જવાની બીકે ન છુટકેજ મુસાફરી કરે છે. વળી કંપની સરકાર તરફથી મોટી જાહેરાતો નીકળી છે. તેમાં અમારી ટોળીયોનું ઘણું ભયંકર વર્ણન કરેલું છે."

"પેલા સત્યવીર અને વીલીયમને માટે હવે શું વિચાર ધાર્યો છે?"

"જહન્નમમાં મોકલી આપવાનો."

"ત્યારે શું તેઓ તમારૂં કહેવું નહિ માને ?"

"ના. તેઓ બહુજ હઠીલા છે. ઘણું સમજાવ્યા, ઘણી ધમકીયો આપી; પણ બધું નકામું. હવે તેમને મારી નાખ્યા સિવાય છૂટકો નથી."

કપટકળા કંઇ કહે એટલામાં શાર્દુલસીંગ ત્યાં આવી ઉભો. તેણે સરદારને સલામ કરી.

કૃષ્ણનંદને તેના સામે જોઇ હસતા વદને કહ્યું, "કાં શાર્દુલ ! અત્યારે એકાએક ક્યાંથી આવ્યો ?"

શાર્દુલ કૃષ્ણનંદનની નજીક બેસતાં બોલ્યો, "સરદાર સાહેબનાં દર્શનની ઇચ્છાથી આજે આ તરફ ખેંચાઇ આવ્યો."

"તમારી ટોળીનો મુકામ હાલ ક્યાં છે ?"

"આપની પાસેજ. હું આપણા દરેક માણસો સાથે અહિં આવ્યો છું."

"કેમ કંઇ લાભ થયો છે કે નહિ ?"

"થોડો, કંપની સરકારનો જાપ્તો દહાડે દહાડે વધતો જવાથી અમે ફાવી શકતા નથી."

"હવે શું વિચાર છે ?"

"હાલ તો આપની પાસે રહેવા વિચાર છે."

"તારા અત્રે રહેવાથી મને ઘણોજ આનંદ થશે. શાર્દુલ ! આજકાલ સમય બારીક થઇ પડયો છે. કંપની સરકારના માણસો આપણી ટોળીયોને પકડવા ચારે તરફ ફરે છે. મને પકડવાને માટે છાપાંઓમાં મોટાં ઇનામો જાહેર થયાં છે. મારાથી એક સ્થળે ઘણા દિવસો રહી શકાતું નથી. આપણો ધંધો ધીમો પડયો છે. ઘણા દિવસ થવા આવ્યા પણ કંઇ માલ મળ્યો નથી. હું કંટાળ્યો છું. નશીબ ફરેને એકાદ દાવ આવી જાય અને કોઈ માલદાર શીકાર મળી જાય તો બેડો પાર. બસ પછી છેવટની સલામ કરી અહિંથી ચાલી નીકળવું અને કોઇ મોટા શહેરમાં જઇ રહેવુ. પણ નશીબદેવી યારી

આપે તોજ મનની મુરાદ પૂરી થાય. ” કૃષ્ણનંદને કહ્યું.

“ સરદાર સાહેબ! આપનું કહેવું ખરૂં છે. નસીબમાં હોય તેજ મળે છે. આપણે ઘણાં વર્ષોથી આ ધંધો કરીએ છીએ; પણ આપણે માલદાર થયા નહિ. પણ હવે એક જબરો અને છેવટનો પ્રયત્ન કરવાની જરૂર છે કે જેથી આપણને હવે પછી મુંઝાવાનું રહે નહિ. આ વખતે આપણો પ્રયત્ન જરૂર સફળ થવો જોઇએ. ” શાર્દૂલે કહ્યું.

“ પણ પ્રયત્ન કરવો ક્યાં? કંપની સરકારે સઘળે ઠેકાણે સખત બંદોબસ્ત રાખેલો છે. ” કૃષ્ણનંદને કહ્યું.

“ કંપની સરકારની આંખ્યોમાં ધૂળ નાખવા આપણે સમર્થ છીએ. નામવર! ગભરાવાનું કંઇ પણ પ્રયોજન નથી. હું સારા સમાચાર લઇનેજ અહિં આવ્યો છું. ”

“ શું ખરૂં કહે છે? ” કૃષ્ણનંદને આનંદથી પૂછ્યું.

“ હા. ”

“ જલ્દીથી કહી દે કે જેથી મને શાન્તિ થાય? ”

“ એક મોટો માલદાર શીકાર હાથ લાગ્યો છે. ”

“ કોણ છે? ”

“ એક રાજકુમાર.”

“ તેની પાસે માલ છે? ”

“ પુષ્કળ. શરીરપર ઝવેરાત અને સોનાના દાગીનાનોતો પારજ નથી. ”

“ તેઓ ક્યાં છે? ”

“ આપણા નગરથી થોડેક દૂર.”

“ ચાલો ત્યારે આપણે તેમને સત્કારીએ? ”

“ હું સઘળો બંદોબસ્ત કરીનેજ અહિં આવ્યો છું.”

“ મને બરાબર સમજાવ?”

“ સાંભળો. જાણે એમ બન્યું કે હું મારી ટોળીનાં માણસો સાથે એક જંગલમાં પડાવ નાખીને પડયો હતો. એવામાં એ રાજકુમાર તેની સાથેના માણસો સાથે ઘોડેસ્વાર થઇને અમારા મુકામ

આગળથી નીકળ્યો. મેં તેને પ્રેમથી બોલાવ્યો. મારો વેશ તે વખતે નગરશેઠ જેવો હતો. મેં તેને પૂછ્યું કે આમ ક્યાં જાવ છો ? ત્યારે તેણે જણાવ્યું કે હું દેશાટન કરવા નીકળ્યો છું. આથી મેં તેને કહ્યું કે ચાલો થોડેક સુધી આપણે સંગાથ થશે. અમારે કૃષ્ણપુર જવું છે વગેરે મેં તેની સાથે ઘણી વાતો કરી. તે ભોળવાયો. અમે તેની સાથે નીકળ્યા. રસ્તામાં મારે જે જાણવાનું હતું તે સઘળું મેં જાણી લીધું. મને ખાત્રી છે કે તેને ફસાવતાં ઘણું ધન મળશે."

" તેના દાગીના ઉતારી લઇ પછી રોકડ નાણું શી રીતે મેળવવું ?"

" તે કામ આપણા કરતાં કપટકળાબાઈ સારી રીતે કરી શકશે ?"

" અને કદાચ પેલા સત્યવીર જેવું થયું તો ? "

" એમ થાયજ નહિ. રાજકુમાર શોખીન છે એમ મેં તેની સાથેની વાતચીત પરથી જાણી લીધું છે. મારા ધારવા મુજબ તે રાજકુમાર કપટકળાબાઇને જોતાંજ આંધળો ભીંત જેવો બની જશે."

" તે રૂપ રંગમાં કેવો છે ? " કપટકળાએ પૂછ્યું.

" કામદેવનો અવતાર. તમે તેને જોતાંજ અજબ થશો. પણ જોજો, સંભાળજો, તેને ફસાવતાં તમે પોતે ફસાવ નહિ. આપણો ધંધો શું છે તેનો તે વખતે ખ્યાલ કરજો." શાર્દુલે કહ્યું.

" મને કંઇ પણ શીખવવું પડે એમ નથી." કપટકળાએ કહ્યું.

" તેની સાથે બીજા જે માણસો છે તે કોણ છે ?"

" એક તો તેનો મિત્ર અને બીજો તેનો મુનીમ."

" તેમના શરીરપર કંઇ દાગીના છે કે ? "

" જેટલું ઝવેરાત અને સોનું કુમારના શરીરપર છે તેટલું તે બન્નેના પર છે."

" તેઓ ક્યારે અહિં આવશે ? " કૃષ્ણનંદને અધીરાઇ બતાવતાં પૂછ્યું.

" તેઓ હવે થોડી વારમાંજ આવવા જોઇએ. મેં તેમને બરાબર ઠેકાણું આપેલું છે. વળી ગામને પાદરે કે જ્યાંથી આપણા

મકાને આવવાનો રસ્તો છે, ત્યાં આપણા બે માણસોને બેસાડવા છે. કે જેથી તે બે માણસોમાંથી એક કુમારશ્રીના આગમનની આપણને ખબર આપશે. "

" શાબાશ છે તને. તેં ઘણી અગમચેતી વાપરી છે. વારૂ તે કુમારનું નામ શું છે ? "

" કુમારશ્રી ભાનુદેવ. "

" નામ તો સુંદર છે. "

" રૂપગુણમાં પણ અજબ છે. "

" તેઓને ઉતારો ક્યાં આપીશું ? "

" મકાનની પાછળના ભાગમાં. "

" ત્રણેને જુદા રાખશું ને ? "

" હાસ્તો. "

" કુમારને કપટકળાના શૃંગાર સદનમાં રાખીશું અને બાકીના બેને એક બીજી કોટડી આપીશું. "

" બરાબર છે. "

આ પછી કૃષ્ણુનંદને પોતાના માણસોને બોલાવી કેમ વર્તવું તેની સુચના આપી દીધી. બાદ કૃષ્ણુનંદને કપટકળા અને શાર્દુલ સાથે થોડીકવાર ખાનગી મસલત ચલાવી. એવામાંજ એક માણસે આવીને ખબર આપી કે મ્હેમાનો આવી પહોંચ્યા છે.

કૃષ્ણુનંદનના આનંદનો પાર રહ્યો નહિ. તે ઉભો થયો અને એક મોટા દરબારને છાજે તેવાં વસ્ત્રાભુષણ ધારણ કરી શાર્દુલ અને કપટકળા સાથે મ્હેમાનોને મળવા ચાલ્યો.

દસ્યુમંડળ ગામની ભાગોળે આવી આવનાર મ્હેમાનોની રાહ જોવા લાગ્યું. થોડોક વખત વિતતાં મ્હેમાનો આવી પહોંચ્યા. શાર્દુલસીંગે કૃષ્ણુનંદનને મ્હેમાનોની મુલાકાત કરાવી. સુવર્ણ દાગીના અને ઝવેરાત ધારણ કરેલા પૈસાદાર પરોણાઓને જોઇ કૃષ્ણુનંદનના આનંદનો પાર રહ્યો નહિ. તેણે હસ્તાવદને મ્હેમાનો સાથે હાથ મેળવી રામ રામ

કર્યા. બાદ જાણે ઘણા દિવસનો સ્નેહ હોય એવી રીતે વાતો કરતો કૃષ્ણનંદન સઘળા સાથે મકાને આવ્યો. મ્હેમાનોને રહેવાને માટે અગાઉથી તૈયારી કરી મૂકેલી હતી. એક સુંદર ઓરડામાં રાજકુમારની સાથે આવેલા રણમલ અને કનુભાઇને ઉતારો આપવામાં આવ્યો. કૃષ્ણનંદને મ્હેમાનોનું સારી રીતે સ્વાગત કર્યું. પૈસાદાર પરોણા આવવાથી ઠગ લોકોના આનંદની સીમા ન્હોતી. કપટકળા યુવાન રાજકુમારને જોતાંજ દિગ્મૂઢ બની હતી. યુવાનનું ગૌરમુખ નિહાળતાંજ તે વ્યાકુળ બની હતી. સૃષ્ટિમાં આ યુવાનજ સુંદર છે એમ તેના મનમાં થઇ રહ્યું હતું. આ યુવાનને હું મારા પ્રેમ પાસમાં સપડાવીશ અને જો તેની ઇચ્છા હશે તો હું તેની ધર્મ પત્ની થઇ રહીશ. પછી અમે આનંદમાં દિવસો નિર્ગમન કરીશું. કપટકળાના મનમાં આવા વિચાર થઇ રહ્યા હતા. એ સાથે એ પણ વિચાર થતો હતો કે, એ યુવાન કદાચ પેલા સત્યવીર જેવો નીકળશે તો? ના, ના; બધાય એવા હોય નહિ. મ્હેમાન ચાલાક છે, તેની ચપળ આંખ્યોપરથી સમજાય છે કે તે શોખીન હશે. તેણે મારા બાપુની સાથે હાથ મેળવતાં મારી સામે જોઇ હશી દીધું હતું. અહા! શું તેના હાસ્યની અને જોવાની છટા? આવો અલબેલો યુવાન મારા નશીબેજ અહિં આવ્યો હશે. પણ પિતાના વિચારનું શું? થઇ પડશે. જો તે મારી સાથે પ્રેમ બાંધશે તો પિતાને પણ સારા પૈસા મળશે. મ્હેમાન રૂપવાન યુવાન છે અને સાથે દ્રવ્યવાન છે એટલે ફિકર નથી. આજ સૂધી ઘણા મ્હેમાનો આવી ગયા પણ આના જેવો મ્હેમાન હજી કોઇ દિવસ આવ્યો નથી. બસ હવે હું તેને મારા પ્રેમનો વિહારી એક બે દિવસમાં બનાવી દઇશ." કપટકળા આવી રીતના વિચાર તરંગમાં ચઢી હતી. રાત્રિ વિતી હતી. સઘળાં નિદ્રાને શરણ થયાં હતાં. કપટકળાને યુવાનના વિચારથી નિદ્રા આવતી ન્હોતી. કૃષ્ણનંદન અને શાર્દુલસિંગ પણ હજી જાગતા હતા. તેઓ મ્હેમાન સંબંધીનીજ વાતો કરતા હતા. મોડીરાત સૂધી તેમણે વાતો કરી. પછી શાર્દુલસિંગ તેના શયનસ્થાને જવાને ઉઠયો. કૃષ્ણનંદન પણ ઘરની અંદર ચાલ્યો ગયો.

શાર્દુલસિંગ શયનસ્થાને જતાં પહેલાં કપટકળાની પાસે આવ્યો. કપટકળા જાગતી હતી. શાર્દુલે પૂછ્યું, " કાં હજી જાગો છો કે ? "

" હા ! આજે ઉંઘ આવતી નથી. " કપટકળાએ કહ્યું.

" શા કારણથી ઉંઘ આવતી નથી ? "

" વિચાર. "

" શાના ? "

" મ્હેમાનના. "

" એમાં વિચાર શા ? મ્હેમાન તમારા પંજામાં ફસાઇ ચૂક્યો સમજો. "

કપટકળા હસી. તે કંઇ બોલી નહિ. પુનઃ શાર્દુલે પૂછ્યું, " કેમ ખરૂંને ? બોલો હવે કે કામ ક્યારથી શરૂ કરવું છે ? "

" કાલ સવારથીજ. "

" સંભાળજો. આપણો ભેદ કળાઇ જાય નહિ. "

" તે વાતથી તમે બે ફિકર રહેજો. ભલભલા મારી માયાવી જાળમાં ફસાઇ ચૂક્યા છે તો આના ભાર શા ? હું તેને જોત જોતામાંજ મારે તાબે કરીશ અને તમામ દાગીના ઉતરાવીશ. "

" તમારી મને પૂર્ણ ખાત્રી છે. તમારા પંજામાંથી હજી કોઇ પણ શીકાર છટક્યો નથી. પણ આ સાથે મારે કહેવું જરૂરનું છે કે એ રાજકુમાર ઘણો ચાલાક છે. તેની સાથેના માણસો પણ વિચિક્ષણ છે. "

" ફિકર નહિ. ચાલાક માણસ મારી આગળ પલકવારમાં ચાલાકી મૂકી દેશે અને મારા પ્રેમને યાચવાને માટે મને કરગરશે. "

" લ્યો ત્યારે હું રજા લઉં છું. "

" હા, પધારો. "

" શાર્દુલસિંગ મનમાં હસ્તો હસ્તો ત્યાંથી ચાલતો થયો. "

કપટકળાએ પાસાં ઘસ્યાં પણ તેને ઉંઘ આવી નહિ. તે ઉભી થઇ અને રાજકુમારની સાથે આવેલા બે મ્હેમાનો જ્યાં સુતા હતા

ત્યાં આવી. બન્ને નિદ્રામાં પડેલા હતા.

ત્યાં અંધકાર વ્યાપેલો હતો. તરત કપટકળા ત્યાંથી પાછી ફરી રાજકુમારના ઓરડા આગળ આવી. ઓરડાનાં દ્વાર બંધ હતાં. અંદર ઝીણો દીવો પ્રકાશી રહ્યો હતો. કપટકળાએ બારણાની ફાટમાંથી જોયું તો તેને જણાયું કે કુમાર હજી જાગે છે. દીવાની નજીક બેસી તે કોઇક પુસ્તક વાંચી રહ્યો છે. કપટકળા આશ્ચર્ય પામી ઘણી વાર સુધી ત્યાં ઉભી રહી.

## પ્રકરણ ૫ મું.

### મોહજાળ કે કપટજાળ ?

કપટકળા બારણાંની ફાટમાંથી ઘણીવાર સુધી અંદર જોઇ રહી. રાજકુમાર મોડી રાત સુધી વાંચે છે જાણી આશ્ચર્ય પામી. દીપકનો પ્રકાશ કુમારના મુખપર પડી યુવાનની સુંદરતા વધારી રહ્યો હતો. કુમારે કંઠમાં ધારણ કરેલા સુવર્ણ અને મોતી-માણેકના દાગીના દીવાના પ્રકાશથી ચળકી રહ્યા હતા. કપટકળા યુવાનના સૌન્દર્યથી મોહમુગ્ધ બની. આ યુવાનને ગમે એ પ્રકારે પ્રેમ પાસમાં સપડાવવો એવો તેણે મન સાથે દ્રઢ નિશ્ચય કર્યો. અત્યારે અંદર જાઉં કે નહિં ? તે આજેજ આવ્યો છે. આટલી રાત્રે મને તેની પાસે જોઇ તે તેના મનમાં શું વિચારશે ? ગમે એમ થાય પણ મારે અત્યારેજ તેની મુલાકાત કરવી. યુવાનને કેમ સમજાવવો તે મને સારી રીતે આવડે છે. એના બાર નથી કે તે મારૂં કહેવું કબુલ કરે નહિં. આંખના એક કટાક્ષથીજ તેને પાણી-પાણી કરીશ અને પછી મારી મોહજાળમાં ફસાવીશ. કુમાર મોહજાળમાં ફસાતાં બે કામ પૂરાં થશે. એક તો મારી ઇચ્છા પૂર્ણ થશે અને બીજું મારા બાપુને મનગમતું દ્રવ્ય મળશે. કુમાર પુસ્તકો વાંચવાનો

ઘણો શોખીન લાગે છે. પુસ્તકોમાં શૃંગારરસ હોય છે, તે રસના વાંચનથી યુવાન અજાણ્યો નહિ હોય. ચાલ ત્યારે હવે હિંમત ધરી હું તેની પાસે જાઉં અને મારા કાર્યની શરૂઆત અત્યારેજ કરૂં." વિચારને અંતે આવો નિશ્ચય કરી કપટકળા અંદર જવાને ઉત્સુક થઈ. તેણે ધીમે રહી બારણું ઉઘાડ્યું. યુવાન ચમક્યો. ઠગ પુત્રીને નિહાળી કંઇક આશ્ચર્ય પામ્યો પણ તરતજ કંઇ જાણતો નથી એમ દેખાવ કરી ચોપડી વાંચવા લાગ્યો. કપટકળાનું અત્યારે આવવું તેને ભેદમય લાગ્યું. કપટળા ધીમે પગલે ચાલી આવી ધીમેથી બોલી, " કુમારશ્રી ? "

ભાનુદેવે ચમકવાનો ઢોંગ કરી તેના સામે જોયું અને આશ્ચર્યતા દર્શાવતાં કોમળ અવાજે પૂછ્યું, કેમ ? તમે કોણ છો ?"

" શું તમે મને નથી ઓળખી શક્યા ?" કપટકળાએ મંદ હાસ્યથી પૂછ્યું.

" પરીચય વિના તમારાં જેવાં રમ્ય રમણીને એકદમ કેવી રીતે ઓળખી શકાય ?" કુમારે અલંકારીક ભાષાથી હસ્તાસુખે પૂછ્યું.

કપટકળાને કુમારનું બોલવું અને હસવું મોહક લાગ્યું. તેને પોતાની મનકામનાનું મંગળાચરણ સારૂં જણાયું. તેણે આંખ્યોનું કાતીલ કટાક્ષ ફેંકતાં કહ્યું, " હું કૃષ્ણનંદનની પુત્રી છું."

" એમ ! ઘણોજ આનંદ થયો. તમારૂં નામ કપટકળા કે ?" કુમારે પુછ્યું.

" હા."

" તમારી પ્રશંસા મેં ઘણી સાંભળી છે."

" શું ?"

" તમે ઘણાં સુંદર છો અને ચાલાક છો."

કપટકળા કંઈ પણ બોલી નહિ. પણ મનમાં વિજય નક્કી છે એમ સમજવા લાગી.

કુમાર બોલ્યો; "તમારા જેવી સર્વાંગ સુંદરીને આજે પ્રત્યક્ષ જોવાથી અને પરીચય થવાથી હું પોતાને મહા ભાગ્યવાન સમજું છું."

"અને હું પણ તમારી જેવા સુજ્ઞ-મનમોહક કુમારશ્રીના પરીચયથી મને પોતાને કૃતાર્થ થએલી માનું છું."

"અત્યારે અહિં આવવાની શામાટે તકલીફ લેવી પડી?"

"મ્હેમાનની ખબર કાઢવા."

"શી ખબર લેવી હતી?"

"મ્હેમાન જાગે છે કે ઉંઘે છે."

"કોઈ નોકરને મોકલવો હતો?"

"અમારા ઘરમાં એવો રીવાજ છે કે સાધારણ માણસની તહેનાતમાં નોકરને સોંપાય છે અને આપના જેવા શ્રીમાનોની સરભરા અમે પોતેજ કરીએ છીએ. આપની સરભરાનું કાર્ય મારા શિરે હોવાથી મારે મારા શ્રીમાન માનિતા મ્હેમાનની જાતેજ ખબર લેવાની જરૂર પડી."

"ઠીક, હવે તો ખબર લીધીને?" યુવાને હશીને પૂછ્યું.

"હા, અને આશ્ચર્ય પામું છું કે કુમારશ્રી હજી જાગે છે અને ચોપડી વાંચ્યા કરે છે."

"મને પુસ્તકો વાંચવાનો ઘણો શોખ છે. કોઇ કોઇ વખતે તો હું છેક સવાર સુધી વાંચ્યા કરૂં છું."

"પુસ્તકનો શોખ એવોજ હોય છે. વાંચવાનો મને પણ પૂરો શોખ છે."

"એમ, ત્યારે તો આપણુ બન્નેને એકજ જાતનો શોખ છે." યુવાને મોહક નજરે કપટકળાના મુખ તરફ એકાગ્રતાથી નિહાળી કહ્યું.

"હા, એકજ જાતનો શોખ અને વિચારવાળા મનુષ્યોના સમાગમમાં ક્વચિતજ અવાય છે. કુમારશ્રી! અવિનયને માટે ક્ષમા આપશો, પણ મારે કંઇક જાણવું છે તેથી આપને પુછું છું કે આપને કેવી જાતનું વાંચન પસંદ છે?" કપટકળાએ યુવાનની આંખ્યો સાથે આંખ્યો મેળવી પૂછ્યું.

કુમાર ભાનુદેવ ચાલાક હતો. તેણે કપટકળાનું હૃદય જાણી લીધું અને તરતજ તેણે પૂછ્યું.

"પુસ્તકમાં અનેક પ્રકારના વિષયો વાંચવામાં આવે છે. તેમાંથી જે મનને પસંદ પડે તેમાં સારો આનંદ મળે."

"હું એમ જાણવા ચાહું છું કે તમને કયો રસ વધારે પ્રિય લાગે છે?"

"સત્ય કહું ?" કુમારે મજાકના ભાવથી પૂછ્યું.

"હા."

"તમે મારી મશ્કરી તો નહિ કરોને ?"

"શા માટે ? આપણે તો એક બીજાના હૃદયથી હવે પૂરેપૂરાં માહિતગાર થયાં છીએ. પ્રભુકૃપાએ જેમ દિવસો જશે એમ વધુ નિકટના સંબંધમાં આવશું. આપણે એક બીજાની ખાનગી વાત પણ જાણી લેવી જોઇએ. હું તો મારા ખુલ્લા અને સાફ દિલથી પૂછું છું અને કહું છું; પણ પછી તમારા હૃદયમાં કંઇ જુદું હોય તો તમે જાણો ?"

"કપટકળા ! સુંદરતાની દેવી ! તમે આમ શાને બોલો છો ? તમારૂં હૃદય જેવું સાફ છે એવુંજ મારૂં હૃદય પણ નિર્મળ છે. મેં તમારાં વખાણ ઘણી વખતે સાંભળ્યાં હતાં અને તેથીજ તમારી સાથે ખુલ્લા દિલથી વાત કરૂં છું. સુંદરી ! મને તમારા નિર્મળ મન માટે માન છે; પણ પુરૂષો ઘણા શરમાળ હોય છે એ તો જાણો છો ને ?"

"શું પુરૂષો શરમાળ હોય છે ?" કપટકળાએ પૂછ્યું.

"હા, હું પોતે તો એવી માન્યતાવાળો છું."

"ભૂલો છો. સ્ત્રીઓજ ઘણી શરમાળ હોય છે કે જેથી તે બિચારી પોતાના મનની વાત બળાત્કારેજ બહાર કાઢી શકે છે. તમે ઘણી વખતે પુસ્તકોમાંથી પણ વાંચ્યું હશે કે નવદંપતિમાં પતિ પોતેજ પત્નિની લજ્જા અને શરમ મૂકાવે છે. કુમારશ્રી ! આપણે અન્ય વાતોપર ઉતરી પડયાં. મેં પૂછ્યું એનો હવે જવાબ આપો ?"

"જવાબ આપી ચૂકયો છું."

"શો ?"

" તમે નથી સમજી શક્યાં ?"

" ના."

" સ્પષ્ટ જણાવું ?"

" હા."

" મને શૃંગાર વાંચવો ઘણોજ ગમે છે. હું તે વાંચતાં તલ્લીન બની જાઉં છું."

" ખરેખર હું પણ એમજ ધારતી હતી. હું પણ એજ રસની શોખીન છું."

" એમજ હોવું જોઇએ. જો એમ ન હોત તો તમારામાં આવી રસજ્ઞતા કદાપિ હોતજ નહિ." કુમારે પણ હાંકે રાખ્યું.

કપટકળા મૌન રહી. તે મનમાં સમજી ગઇ કે ધારેલું કાર્ય પૂર્ણ કરતાં વધુ વિલંબ થશે નહિ. મારા ભાગ્યેજ આવો રૂપ ગુણ-વાળો કુમાર અહિં આવ્યો હશે. કપટકળા આમ વિચારતી હતી. યુવાન તેના મુખ તરફ નજર કરી રહ્યો હતો. અપૂર્વ શાન્તિ વ્યાપેલી હતી. થોડીવારે યુવાન બોલ્યો, " સુંદરી ! હવે સિધાવી જાવ. મધ્યરાત્રિ થવા આવી છે. ઉજાગરાથી તમારી તબીયત બગડશે. વધુ વાતો આપણે હવે કાલે કરીશું."

" જો મારી હાજરીથી આપને કંટાળો આવ્યો હોય તો હું આ પળેજ જવાને ખુશી છું. માફ કરજો કે મેં આપને નાહકનો કંટાળો આપ્યો." કપટકળાએ ચાલવા માંડ્યું. તેને ખોટું લાગ્યું સમજી તરતજ તે યુવાને તેનો માર્ગ રોકી કહ્યું; " ઉભાં રહો; મારે તમને કંઇક કહેવું છે ?"

" ના, મને જવાદયો." કપટકળા આગળ વધી અને યુવાનના શરીર સાથે અથડાઇ જવા લાગી.

ચાલાક યુવાને તેનો હાથ પકડી ઉભી રાખી. કપટકળાના આખા અંગમાં રોમાંચ પ્રકટ્યો. તેણે કૃત્રિમ રોષ ધારણ કરી કહ્યું; "કુમાર! તમે ઘણા નિર્લજ્જ છો ?"

"હું છું કે તમે તેનો તમે પોતેજ વિચાર કરી જુવો ?"

"પુરૂષે સ્ત્રીનો સ્પર્શ કરવો જોઇએ નહિ."

"મેં ક્યાં સ્પર્શ કર્યો છે ?"

"ત્યારે આ શું કર્યું છે ?"

"હાથ પકડયો છે."

"હાથ કોનાથી પકડાય એ કંઇ સમજો છો ?"

"હા, પતિથી અને પરીચિતથી."

"પરીચિતથી હાથ પકડવાનું સાહસ થાય જ નહિ. મારો હાથ મૂકી દયો."

"લ્યો બસ ?" યુવકે હાથ મુકી પૂછ્યું, "મારી પર ગુસ્સે થશો નહિ. હું સુંદરીયોને ગુસ્સે કરવા ખુશી નથી."

"તમે કંટાળો અને હું ગુસ્સે થાઉં એ સરખુંજ."

"હું સુંદરીયોની સાથે અનેક રાત્રિઓ જાગું પણ કદી કંટાળું જ નહિ. મારા કહેવાનો અર્થ તમે બરાબર સમજ્યાં નથી. મેં વિચાર્યું કે રાત્રિ ઘણી વિતવાથી તમને કંટાળો આવતો હશે; પણ મારી આગળ જવાની ઇચ્છા દર્શાવી શકતાં નથી; આથીજ મેં તમને એમ કહ્યું હતું."

"ખરેખર ત્યારે તો હું જુદુંજ સમજી ! લ્યો મેં પણ હવે ગુસ્સાને હાંકી મૂક્યો." કહી કપટકળા પાછી ફરી અને ઓરડામાં બિછાવેલી ગાદીપર બેઠી. કુમાર પણ તેજ ગાદીપર કંઇક દૂર બેઠો. યુવાનના મનમાં અને કપટકળાના મનમાં પરસ્પરને લોભાવવાના વિચાર ચાલી રહ્યા હતા. યુવાનના મનમાં એમ હતું કે કપટકળાને લોભાવવાથીજ ધારેલા કાર્યની પૂર્ણાહુતી થઇ શકશે.

કપટકળાના મનમાં હતું કે યુવાનની સાથે પ્રેમ બાંધવાથી પિતાને પૈસા મળશે અને ભવિષ્યમાં સુખ ભોગવાશે. કપટકળા રામલાલથી કંટાળી હતી. તે તેનાથી છુટવાને ચ્હાતી હતી. જે રામલાલ તેને પહેલાં પ્રિય લાગતો હતો તેજ હવે તેને અપ્રિય થઇ પડ્યો હતો.

રામલાલ પણ કપટકળાને મનથી ધિક્કારતો હતો. કપટકળાને અન્ય પુરૂષોની સાથે છૂટથી હરતી–ફરતી જાણી તે મનમાંને મનમાં બળી મરતો; પણ કૃષ્ણનંદનની બીકને લીધે જાહેર રીતે કપટકળાને કંઇ પણ કહી શકતો ન્હોતો. રામલાલ અપ્રિય થઇ પડવાથી કપટકળા ભવિષ્યના આશકની શોધમાં હતી; એવામાંજ તેને આ રાજકુમારનું મિલન થયું.

કપટકળા અને યુવાન વચ્ચે અનેક પ્રકારની વાતો ચાલી. પરીચય થતાં હજી વધુ વિલંબ થયો ન્હોતો પણ જાણે ઘણાં વર્ષોનાં સંબંધી હોય એવી રીતે વાતો કરી રહ્યાં હતાં. બન્ને જણાં મુદ્દાની વાત એક બીજાને જણાવવાને ચ્હાતાં હતાં; પણ પહેલ કરી શકતાં ન્હોતાં. કપટકળાએ મનની વાત કઢાવવાને ઘણાએ પ્રયત્નો કર્યા, પણ યુવાને મનની વાત છેડી નહિ. છેવટે કપટકળાએજ કહ્યું, "કુમારશ્રી! આજે આપણે ઘણી વાતો કરી આપણાં એક બીજાંનાં હૃદયથી પરીચિત થયાં છીએ એ, પણ હજી એક અગત્યની વાત જાણી શકયાં નથી."

"તે વળી શું?" યુવાને અજાણતાં દર્શાવી પૂછ્યું.

"તમે પરણેલા છો કે કુંવારા?" કપટકળાએ સ્પષ્ટ પૂછ્યું.

"આ પૂછવાનું શું પ્રયોજન છે?" યુવાને મીઠું હશીને પૂછ્યું.

"કારણ સિવાય કોઇ પૂછતું હશે કે?"

"પણ તમે સ્ત્રી છો અને હું પુરૂષ છું. વળી રાત્રિ અને એકાન્ત છે. આવી વાત કાઢતાં પરીણામ શું આવે તેનો વિચાર તમારા મનમાંજ કરી જુઓ. આ વાત છેડતાં આપણી વચ્ચે રહેલી મર્યાદા જતી રહેશે અને કદાચ અગ્નિ અને ઘૃતનો સંયોગ થતાં મોટો ભડકો ભભુકી ઉઠશે."

"તેમ થશે તો શું ફીકર છે? જુગતે જોડું મળ્યું છે. આપણા સુખની જગતને અદેખાઇ આવશે."

"અરે! તમે આ શું બોલો છો?" કુમારે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું.

" મારા હૃદયમાં જે છે તેજ હું ખુલ્લું કરૂં છું. "

" પણ કોની આગળ ? "

" મારા માનીતા આગળ ? "

" હેં ! આ શું ? "

" શામાટે ચમકો છો ? શામાટે ડરો છો ? તમે શૃંગારી છો, હું પણ તેવીજ છું. આપણી જોડી જગતમાં જડવી મુશ્કેલ છે. "

" પણ તમે......" યુવાન અચકાયો.

" બોલો, કેમ અચકાયા ? મારા મનમોહન ! મનમાં કંઇ રાખશો નહિ. મનમાં જે હોય તે કહી દયો. હું તમારાથી જુદાઇ જાણુતી નથી. તમારા રૂપગુણની હું ગુલામ બની ગઇ છું. તમારા મિઠા શબ્દોએ મને લોભાવી છે. તમારી આંજ્યા વિનાની કાળી આંખ્યોએ મને ઘાયલ કરી છે. હું તો તમને મારૂં સર્વસ્વ માની ચૂકી છું. "

" શું તમે આ બધું સાચું બોલો છો ? "

" હું મારી વ્હાલામાં વ્હાલી વસ્તુના સોગન ખાઇને કહું છું કે હું જે કહું છું તે સાચુંજ કહું છું. "

" પણ તમે પરણેલાં હશો ? "

" ના; હું તો હજી કુમારીકાજ છું. મારા લાયક સર્વ ગુણસંપન વર નહિ મળવાથી હું હજી અવિવાહીતાજ રહી છું. મારા પિતા પણ મારા વિચારને મળતા છે. હું ઘણા વખતથી મારે લાયક પ્રેમી ખોળતી હતી. આજે મારી મહેનત સફળ થઇ છે અને મારા ભાગ્યે તમે આવી મળ્યા છો. "

" પણ હું પરદેશી છું તેનો કંઇ વિચાર કર્યો ? "

" હું તમારી સાથે આવી પરદેશી થઇશ. વ્હાલા ! બોલો; તમારા દિલની વાત કહી દયો. બોલો, તમે પરણેલા છો કે કુંવારા ? સાચું બોલજો ? મારી આશા તમારીપરજ છે. "

" સુંદરી ! હું પણ હજી તારી માફક અવિવાહીતજ છું. મનપસંદ સુંદરીની શોધમાં હું દેશાટન કરવા નીકળ્યો છું; અને અંતે

ારા જેવી રમ્યરમણીના સહવાસમાં આવ્યો છું. સુંદરી! તારી ઇચ્છા ર્ણ કરવા અને તને મારા સર્વસ્વની માલીક બનાવવા હું અત્યંત માતુર છું; પણ આ વાતમાં તારા પિતા સંમતિ દર્શાવશે કે કેમ?"

"જરૂર. મારા પિતાને તમારા જેવો રૂપ ગુણસંપન્ન શ્રીમાન માઈ બીજો ક્યાંથી મળવાનો છે? મારા પિતા મારી ઇચ્છાનેજ અનુસરનારા છે. આપ ખરા હૃદયથી જણાવી દ્યો કે જેથી હું મારા પતાને સવારના પ્હોરમાંજ આ ખુશ સમાચાર જણાવું?"

"કપટકળા! હું તારા સોગન ખાઇને જણાવું છું કે તારા સમાન આ વિશ્વમાં મને કોઇપણ પ્રિય નથી. હું તારા જેવી રસજ્ઞ અને કુદરતાની દેવીને પ્રાપ્ત કરી જીવતાંજ સ્વર્ગ સુખનો અનુભવ કરીશ. સુંદરી! આપણા પ્રેમની ઐકયતા થઇ ચૂકી છે. આપણાં દિલ એકત્ર થઇ ચૂકયાં છે. આપણે આનંદની સીમાએ પહોંચ્યાં છીએ. પ્રાણવલ્લભા! લે; આપણી ઐકયતાના આ શુભ પ્રસંગે આ નજીવી બક્ષીસ સ્વીકાર."

ભાનુદેવે ગળામાંથી મોતીની માળા ઉતારી સ્વહસ્તે કપટકળાના કંઠમાં પહેરાવી.

કપટકળા ખુશ-ખુશ બની ગઈ. સ્વર્ગ નજીકમાંજ દેખવા લાગી. મદનના તાપથી તેનું મુખ લાલચોળ બન્યું. આંખ્યો ચળકવા લાગી. તે બોલી, "રસીકરાજ! હવે ક્યાં સુધી આ રસીકાને ટળવળાવશો? પ્રિયતમ! મારી આશા પૂર્ણ કરો. મનમોહન! તમે મારા......" આગળ કંઇ નહિ બોલતાં કપટકળા યુવાનને આલિંગન આપવા ઉત્સુક થઈ. પણ તરતજ યુવાને તેને તેમ કરતી અટકાવી કહ્યું, "કપટકળા તારા જેવી ગુણજ્ઞ ગુણવંતીએઆવી રીતે અકળાઇ જવું યોગ્ય નથી. આનંદ હવે સમિપમાંજ છે."

"હુ ઘણા દિવસથી અકળાએલી છું. મદનના મારથી મરી રહી છું. મારીપર દયા કરો."

"છતાં પણ ધિરજ ધરો. તમારા પિતાની સંમતિ મળતાંજ

હું તમારી આશા પૂર્ણ કરીશ અને પછીજ આપણે ધામ ધૂમથી પરણીશું."

"મારા પિતાની આજ્ઞા કાલે મળી જશે."

"તે પછીજ તમારી અને મારી મન કામના પૂર્ણ થશે."

"ત્યાં સુધી તો નહિજને?" કપટકળાએ આંખ્યો નચાવતાં પૂછ્યું.

"મારૂં મન એમજ કહે છે."

"તમારૂં મન કઠોર છે."

"સુંદરીની શોધ કરતાં તે થાકેલું હોવાથી કંઇક કઠોર થયું છે ખરૂં, પણ જ્યારે શ્રીમતી કપટકળા મારા મનની માલીક બનશે ત્યારે તે કંઇક નિર્મળ થશે."

"મનની માલીક તો થઇ ચૂકી છું."

"પણ દુનિયાં જાણતી નથીને?"

"થોડા દિવસમાં જાણશે."

"બસ તે પછીજ રસસાગર રેલશે."

"મને નિરાશ કરો છો?"

"ના, અમ્મર આશા તમારા મનમાંજ છૂપાઇ છે. નિરાશ તો હું થાઉં, કારણકે તમારા જેવી ધિરજ અમારામાં છે નહિ."

કપટકળા કંઇ બોલી નહિ. થોડીવાર મૌન પ્રવર્ત્યું. પણ એટલામાં કંઇ વિચાર આવતાં યુવાને કહ્યું. "સુંદરી! તમારો હાથ લાવો. મોતીના હારની સાથે મારે સુવર્ણમુદ્રા પણ આપવી જોઇએ. હું મારા હાથેજ આ હિરાની વીંટી તમારી આંગળીએ પહેરાવું."

કપટકળાએ તરતજ હાથ લાંબો કર્યો અને બોલી, "આપની કૃપા છે એજ મારે મન સર્વસ્વ છે."

યુવાને કપટકળાની આંગળીએ વીંટી પહેરાવી. આમ કરતાં કપટકળાએ યુવાનનો હાથ પકડયો, દબાવ્યો અને તેની પર ચુંબન કઇ મૂકી દીધો. કુમાર હસ્યો. કપટકળાને તેનું હસવું મધુરૂં લાગ્યું. તે બોલી, "રાત્રિ કેટલી ગઇ હશે?"

" મધ્યરાત્રિ વિતી ચુકી છે. કેમ ઉંઘ આવે છે ? " યુવાને પૂછ્યું.

" ના, ઉંઘ તો આજે જતી રહી છે, તમને મૂકીને જવું પડશે એ વિચાર મને દુઃખ ઉપજાવે છે."

" ફક્ત થોડા દિવસનીજ આપણે જુદાઇ વેઠવાની છે. તે પછી તો આપણે સદા જોડે રહેવાનું છે. સુંદરી ! જાવ, આજની રાત સુખેથી નિદ્રા લ્યો. ભાનુકુમારે મુખ મલકાવી કહ્યું."

" ત્યારે હું રજા લઉં છું ? "

" હા, કહો તો નીચે સૂધી મૂકવા આવું ? "

" મારે શામાટે તમને તકલીફ આપવી જોઇએ ? "

" પ્રિયાને માટે તકલીફ હોય જ નહિ. "

" હજી હું કયાં તમારી પ્રિયા થઇ છું ? " કપટકળાએ પૂછ્યું.

" મારા મનથી તો તમે થઇ ચૂકયાં છો. "

" એમકે ? " કપટકળાએ હશીને પૂછ્યું.

" હા. "

" જાઉં છું ? " પુનઃ કપટકળાએ કહ્યું.

" સુખેથી પધારો. "

" સવારમાં આપનાં દર્શનાર્થે આવીશ. "

" હું પણ એમજ ઇચ્છું છું. પ્રાતઃકાળમાં તમારૂંજ સુંદર મુખ જોવાને ચ્હાઉં છું. "

કપટકળા આનંદના આવેશથી પગ ઉપાડતી ચાલતી થઇ, જતાં જતાં તેણે ઘણી વખત પાછું વાળીને જોયું. ભાનુકુમાર તેની પીઠ પાછળ જોઇ રહ્યો હતો. તેના અદૃશ્ય થયાની સાથેજ તેનાથી બોલાઇ જવાયું કેઃ "મંગળાચરણ તો ઠીક થયું. "

ભાનુકુમાર ઓરડામાં આવી શૈય્યામાં સુતો અને મોડી રાત્રે નિદ્રા દેવીને ખોળે પડયો.

# પ્રકરણ ૬ ઠું.

## વાતો અને નિશ્ચય.

ભાનુદેવ નામક રાજકુમાર અને તેની સાથે આવેલા રણમલ તથા કનુભાઇને કૃષ્ણપૂરમાં આવી રહે આજે પાંચ દિવસ પૂરા થતા હતા. કૃષ્ણનંદને સ્વાર્થને ખાતર મ્હેમાનોની સરભરા કરવામાં લગીર પણ કસર રાખી ન્હોતી. કપટકળા પણ તેની કપટજાળ પાથરી ચૂકી હતી. ભાનુકુમાર પણ પ્રપંચ વિદ્યામાં પ્રવિણ હતો. તે આ ઠગ લોકોથી ઉતરે એમ નહોતો. ચોરને ઘેર ચોર પરોણા આવે તેવો ઘાટ થઇ પડયો હતો. કપટકળા અને ભાનુદેવનું મિલન થયું. બન્ને પ્રેમ વચનથી બંધાયાં. ભાનુદેવે તેને કિમતી ભેટો આપી વગેરે બાબતોથી કોઇ અજાણ રહ્યું નહોતું. કપટકળાએ કુમાર સાથે થએલી વાતચીત અને તેણે આપેલી અમૂલ્ય બક્ષીસની વાત કૃષ્ણનંદનને જણાવી હતી. પુત્રીએ મેળવેલી ફતેહથી કૃષ્ણનંદન ઘણોજ ખુશી થયો અને કપટકળાને જણાવ્યું કે, જો તારી ઇચ્છા તેની સાથે પરણવાની હોય તો હું ઘણો ખુશી છું. પણ મને સારી રકમ મળવી જોઇએ કે જેથી મારે ભવિષ્યમાં પૈસા સંબંધી ચિંતા કરવાનું રહે નહિ.

છેવટે પિતા પુત્રીએ ખૂબ વિચાર કરી નિશ્ચય કર્યો કે ભાનુદેવ પાસેથી ગમે તે પ્રકારે રૂપીઆ ત્રીસ હજાર મેળવવા. આ રકમ અપાવવાને કપટકળાએ માથે લીધું. કપટકળા તેનો ઘણો સમય ભાનુદેવના સહવાસમાં ગાળવા લાગી. ભાનુકુમાર પણ તેને પ્રેમ બતાવવામાં કંઇ પણ કસર રાખતો નહિ. પરિણામે બન્નેનાં દીલ મળી ચૂક્યાં હતાં. કપટકળાએ પિતાની ઇચ્છા જણાવી. ભાનુકુમારે એટલા રૂપીઆ આપવાની હા પાડી. કપટકળા પ્રસન્ન થઇ અને એ ખુશખબર તેણે તેના બાપને પણ જણાવી. ઠગ સંરદારના આનંદનો પાર રહ્યો નહિ.

ભાનુકુમાર ઘરના માણસ જેવો થઇ પડયો. ભાનુકુમારના કાર્યથી રણમલ અને કનુભાઇને સંતોષ થયો. આજે સાંજનો સમય હતો. ભાનુકુમાર રણમલ અને કનુભાઇ એકત્ર થઇ વાતો કરી રહ્યા હતા. એ અરસ્સામાં શાર્દુલસિંહે ત્યાં પ્રવેશ કર્યો અને ત્રિપુટીની સમક્ષ બેઠો. ભાનુકુમારે તેના સામે જોઇ હસી દીધું. શાર્દુલસિંહ મુખ મલકાવી બોલ્યોઃ "કેમ હવે વરરાજા કયારે બનવું છે ?"

"તે હું જણાવું છું. પણ તે પહેલાં તમે તપાસ કરો કે આપણી વાતો સાંભળવાને આટલામાં કોઇ છૂપાઇ રહ્યું તો નથીને ?" ભાનુકુમારે કહ્યું.

શાર્દુલ બોલ્યો, "ના, આટલામાં કોઇજ નથી. હું સઘળી તપાસ કરીનેજ અહિં આવ્યો છું. કૃષ્ણનંદન અને તેનાં માણસો મકાનની બીજી બાજુએ છે. કહી દયો કે હવે ઘોડે ક્યારે ચઢવું છે ?"

"તમારી ઇચ્છા હોય ત્યારે ? મારા એકલાથી કંઇ ઓછુંજ વરરાજા બનવાનું છે ?" ભાનુદેવે કહ્યું.

સઘળા હસી પડયા. શાર્દુલ બોલ્યો, "તમે પણ ભારે કરી હોં ? કપટકળાને પાણી પાણી કરી દીધી. વારૂ તેની પાસેથી જાણવા જેવું કંઇ જાણી લીધું કે નહિ ?"

"જાણવા જેવું સઘળું જાણી લીધું છે. દ્રવ્ય–દાગીનાનો ભંડાર ક્યાં આવેલો છે તેની પણ માહિતી મેળવી લીધી છે. હવે આપણે છેવટનું કામ કરવાનુંજ બાકી રહ્યું છે."

"જો તમારી મરજી હોય તો તે કામ આજ રાત્રેજ પૂરૂં કરીએ ?" શાર્દુલે પૂછ્યું.

"તમે તમારૂં કામ પૂરૂં કર્યું ?" ભાનુકુમારે પૂછ્યું.

"હા, હું ગઇ કાલેજ ભોંયરામાં ગયો હતો."

"તમારી સાથે કોઇ આવ્યું હતું ?"

"હા."

"કોણ

" રામલાલ. "

" તે તમારી સાથે આવ્યો જાણીને હું આશ્ચર્ય પામું છું. "

" એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇજ નથી. તમે જેમ કપટકળાને વશ કરી તેમ મેં તેને મેળવ્યો. "

" પણ કેવી રીતે ? "

" ધનની લાલચથી. "

" સ્પષ્ટ સમજાવો ? "

" કપટકળા અને તમારાં લગ્ન હવે થોડા દિવસમાં થવાનાં છે એવું સર્વના જાણવામાં આવ્યું છે. આ સમાચારથી રામલાલને ઘણું દુઃખ ઉત્પન્ન થયું છે. કપટકળા તમારી પત્નિ બનશે સાંભળી તેના માથાપર જાણે પ્હાડ તૂટી પડયો હોય એમ તેને થયું છે. એ તકનો લાભ લઇ હું તેને મળ્યો અને યુક્તિપૂર્વક તેની સાથે વાતો કરી તેના મનની વાત જાણી. તે કૃષ્ણનંદન, કપટકળા અને તમારી ઉપર ઘણોજ ગુસ્સે થયો છે. તેણે તમારૂં અને કપટકળાનું ખુન કરવાની પ્રતિજ્ઞા કરી છે, તેના એ કાર્યમાં તેણે મારી મદદ માગી છે. મેં તેને જણાવ્યું કે જો તું મારા કામમાં મદદ કરે તો હું તારા કામમાં મદદગાર થાઉં અને તે ઉપરાંત તું સુખી થાય એટલું ધન પણ અપાવું. રામલાલે મને વચન આપ્યું, મેં તેને જણાવા જેટલી વાત જણાવી. તે કબુલ થયો. અમે બન્ને ભોંયરામાં ગયા અને ત્રણે કેદીયોને મળ્યા. તે પછી રામલાલને કોટડીની બહાર તપાસને અર્થે ઉભો રાખી મેં વીલીયમ સાથે વાતો કરી. તેમને આજ મધ્ય રાત્રે તૈયાર થઇ રહેવાનું જણાવ્યું છે. આ પછી હું રામલાલ સાથે બહાર નીકળ્યો અને પછી આપણાં માણસોને સૂચના આપી અહિં આવ્યો. "

ભાનુકુમારે થોડીકવાર મૌન રહી રણમલ સામે જોઇ પૂછયું, "આપનો હવે શો વિચાર છે ? "

" આપણે આજ રાત્રેજ કામ પૂરૂં કરવું. જો વધારે દિવસ ગુમાવીશું તો આપણું પોકળ પ્રકાશ થઇ જશે. તમે કપટકળાને જે

દાગીના આપ્યા છે; તે કેવા છે તેનો વિચાર કરો? સોના પર છીણી મૂકતાં અંદરનો ભેદ પકડાઇ જશે. આમ ન થાય તેને માટે આપણે આજેજ કામની પૂર્ણાહુતી કરવી જોઇએ. વળી આપણા માણસોને પણ આજ રાત્રે કાર્ય પૂરૂં કરી નાખવાની સૂચના મળી ચૂકેલી છે. મધ્યરાત્રિ થતાંજ ગરબડ મચી રહેશે."

ભાનુકુમારે પણ પોતાની સંમતિ દર્શાવી. શાર્દુલે મજાક રૂપે કહ્યું, "તમે પણ જબરા ઠગ નીકળ્યા? ચોરને ઘેર ચોર અને સાપને ઘેર સાપ પરોણા જેવો ઘાટ તમે કર્યો છે."

"એટલે?"

"મોટા ઠગને પણ ધોળે દિવસે ઠગ્યો."

"શું ઠગ્યો? એનું મેં શું પડાવી લીધું?" ભાનુકુમારે પૂછ્યું.

"તેની પુત્રીનું દિલ ચોરી લીધું. તેને ખોટા દાગીના આપી લલચાવી અને તેની પાસેથી કૃષ્ણનંદનની તમામ ગુપ્ત બીનાઓ જાણી લીધી. કહો આ ઠગ્યા વિધા નહિ તો બીજું શું? તમારા જેવા સુજ્ઞ જ્ઞાની કુમારને આવું કરવું ઉચિત છે કે?" શાર્દુલે કહ્યું.

"ભાનુકુમારે ભારે કરી છે. કૃષ્ણનંદનના ઘરમાં પેશી તેનુંજ મૂળ કાઢવા માંડ્યું છે." કનુભાઇ બોલ્યા.

"એ સઘળો પ્રતાપ આ શાર્દુલસિંહનો છે. જો તે મારા મદદગાર થયા ન હોત તો આપણું કામ ઘણુંજ મૂશ્કેલ થઈ પડત. હવે તો પ્રભુ કરે ને આપણા મિત્રો છૂટા થઈ જાય એટલે ગંગા ન્હાયા."

"પ્રભુ કૃપાએ તેઓ પણ આજ રાત્રેજ છૂટા થઇ જશે અને પાપાત્મા કૃષ્ણનંદન તેના સાગ્રિતો સાથે જીવતોજ કેદ પકડાશે." શાર્દુલસિંહ બોલ્યો.

"ઠગ સરદારના મકાનમાં તો લગ્નની તૈયારીયો ચાલી રહી છે." કનુભાઇએ કહ્યું.

"કેમ ન ચાલે? ભાનુકુમાર જેવો રૂપાળો અને પૈસાવાળો જમાઇ તેને બીજે ક્યાંથી મળવાનો છે?" રણમલે કહ્યું.

" કપટકળાને લાયકજ કુમારશ્રી છે." કનુભાઇ બોલ્યા.

" કપટકળા બાઇ તો હજી કૌમારાવસ્થામાં છે." ભાનુકુમારે હસતા વદને કહ્યું.

" એમાં નવાઇ શું? ધન્ય ભાગ્ય તેનાં કે તેણે અનેક પુરૂષો સાગે રંગરાગ માણ્યા અને કુંવારી કહેવાઇ? કળીયુગની સતી સદા કુમારી અને સૌભાગ્યવતીજ કહેવાય છે. જો તે એકનુંજ ઘર માંડે તો ભવિષ્યમાં કદાચ વિધવા થવું પડે. પણ કપટકળા જેવી શાણી–સ્વરૂપવંતી સુંદરી શું કરવા એકને પતી તરીકે સ્વીકારી બેસી રહે? પુરૂષને એક કરતાં વધુ સ્ત્રીયો કરવાની છૂટ અને સ્ત્રીયોને નહિ. એ વાત કપટકળા જેવી શોખીન સુંદરીને કયાંથી રૂચે? આ કુમારશ્રી જેવા વિદ્વાન પતી મેળવી તેણે ઘણું સારૂં કર્યું છે. હું કુમારશ્રીને પણ આવી સદા સૌભાગ્યવતી અને સર્વગુણ સંપન્ન કળીયુગની કુમારીકા મળવાને માટે ખરા જીગરથી મુબારકબાદી આપું છું." કનુભાઇએ લંબાણુ વિવેચન કર્યું. સઘળા ખડખડાટ હશી પડયા. બાદ કેટલીક અન્ય વાતો કરી સ્નુમલ અને કનુભાઇ ત્યાંથી ચાલતા થયા. શાર્દુલસિંગ થોડીકવાર ભાનુકુમારની પાસે બેઠો. ભાનુકુમારે તેને કેટલીક ખાનગી સુચનાઓ આપી જવાનું સૂચવ્યું. શાર્દુલ ઉભો થયો, એટલામાં કુમારને કંઇક યાદ આવતાં પૂછ્યું, " રાત્રે મને મળી શકાશેને?"

" હા, હું બરાબર બાર વાગેજ તમારી પાસે આવીશ."

" રામલાલનું શું કરશો?"

" તેને અગાઉથી આગળ વિદાય કરી દઇશ."

" ઠીક; જાઓ અને આપણા માણસોને જણાવો કે તેઓ ગફ્લતમાં રહે નહિ."

" એ તો મેં સઘળાને જણાવી દીધું છે. પણ તમે કપટકળાનું જલ્દીથી પતવી નાખજો."

" તમારા આવવા પહેલાંજ તેને તાબે કરી લઇશ."

"એટલે ?"

"બંધીવાન બનાવીશ..."

"શું અબળા પર જુલ્મ ?" શાર્દુલે ગંભીર મુખે પૂછ્યું.

"અરે એ તે અબળા કે પ્રબળા ?"

"પણ તમારૂં તો પ્રેમપાત્રને ?"

"ખરેખરૂં વિષપાત્ર." કુમાર હસ્યો.

શાર્દુલસીંગ ત્યાંથી ચાલતો થયો. ભાનુદેવ એકલો પડયો. તે ત્યાંથી ઉઠયો અને ઓરડાની બહાર નીકળી ખુલ્લી અટારીમાં આમતેમ આંટા મારવા લાગ્યો. તેના હૃદયમાં અત્યારે વિચાર માળા ચાલી રહી હતી. ભયાનક લૂંટારો, ગરીબોનાં ગળાં કાપનારો કસાઇ કૃષ્ણુનંદન આજે હતો નહતો થઇ જશે અને સલતીર—વીલીયમ બંધીખાનેથી છૂટશે. કંપની સરકાર પણ ખુશી થશે. આવી રીતે આત્મગત બોલતો કુમાર અટારીમાં એક સ્થળે ઉભો રહી માર્ગ પ્રતિ નિહાળી રહ્યો.

---

## પ્રકરણ ૭ મું.

### ભાનુકુમાર અને કપટકળા.

સાંજ પડવા આવી હતી. રાજકુમાર ભાનુદેવ અટારીમાં ઉભો રહ્યો હતો. રસ્તે આવનાર—જનારની નજર તેની પર પડતી હતી. કૃષ્ણુનંદનના મકાનમાં લગ્નની સામગ્રીયો તૈયાર થતી હતી. કપટકળાનાં લગ્ન રાજકુમાર સાથે થવાનાં છે તે સંબંધી અનેક પ્રકારની વાતો થઇ રહી હતી. કૃષ્ણુનંદન અને તેના મંડળમાં આનંદ વ્યાપેલો હતો. પણ રામલાલના આંતરીક કષ્ટની સીમા રહી ન્હોતી. જે કપટકળાને તે અતી પ્રેમથી ચ્હાતો હતો, જેના માટે તે ખરાબખસ્ત થયો હતો અને જેની દરેક ઇચ્છાઓ પૂરી કરવાને તે તૈયાર

રહેતો હતો, તે કપટકળા હવે બીજાની થનાર છે જાણી તેના શોક અને ગુસ્સાનો પાર રહ્યો ન્હોતો. તે કપટકળાને બે વખત મળી ચૂકયો હતો. તેણે કપટકળાને એવું પગલું નહિ ભરવા વિશે અનેક પ્રકારે સમજાવી હતી; પણ કુટિલ કપટકળાએ તેના કહેવાની કંઇ પણ દરકાર કરી ન્હોતી. ઘણા વખતનો જુનો આશક તેને હવે દીઠો પણ ગમતો નહિ. કપટકળાએ રામલાલને સ્પષ્ટ જણાવી દીધું હતું કે હું કુમારની પ્રિયતમા થનાર છું; તારાથી થાય એ કરી લેજે. આથી રામલાલ ગુસ્સે થઇ ચાલી નીકળ્યો અને શાર્દુલને મળ્યો. શાર્દુલસિંગે તેના મનનું સમાધાન કરી તેને પોતાના પક્ષમાં મેળવ્યો. પણ શાર્દુલે તેને હજી એમ જણાવ્યું ન્હોતું કે હું રાજકુમાર ભાનુદેવનો સેવક છું. રામલાલે કૃષ્ણપૂરનો ત્યાગ કર્યા પહેલાં કપટકળા અને રાજકુમારનું ખૂન કરી નાખવાનો મન સાથે નિશ્ચય કર્યો હતો. જ્યારે ભાનુકુમાર અટારીમાં ઉભો રહી પોતાનું કાર્ય આજે પૂર્ણ થનાર છે વગેરેના વિચાર કરી રહ્યો હતો, ત્યારે રામલાલ પણ આજે ગમે એ પ્રકારે બન્નેનાં ખૂન કરી નાખવાના દ્રઢ નિશ્ચયપર આવ્યો હતો. રાજકુમાર માર્ગ પ્રતિ દ્રષ્ટિ કરી રહ્યો હતો. એવામાં તેની નજર રામલાલ પર પડી. રામલાલ દૂરથી ચાલ્યો આવતો હતો. તેની નજર પોતાની તરફ છે એમ તરત ભાનુકુમારે જાણી લીધું. રામલાલ નજીક આવ્યો અને અટારી આગળ થઇ ઉંચે જોતો જોતો ત્યાંથી ચાલતો થયો. ભાનુકુમારને તેનું જોવું ભયકારક ભાસ્યું. રામલાલની આંખ્યો ખૂની જણાઈ. ભાનુકુમાર તેની એવી સ્થિતિ કલ્પી હસ્યો અને મન સાથે બોલ્યો, " બચ્ચા રામલાલ ! તારી ખૂની આંખ્યો જોઇ હું તારા મનની ઇચ્છા જાણી ચુક્યો છું. પણ તારી ઇચ્છા પૂર્ણ થનાર નથી. ત્હેં કપટકળા સાથે પ્રેમ બાંધી એક નિર્દોષ ગરીબનો સંસાર સ્મશાન સમાન બનાવ્યો છે. તેં અને તારી પ્રિયતમાએ અનેક નિરપરાધી જનોને ત્રાસ આપી હતા ન હતા કરી નાખ્યા છે. બસ હવે તમારો છેલ્લો અંજામ નજીકમાંજ આવી પહોંચ્યો છે. રામલાલ ! તું જેવો

પ્રપંચકળામાં કુશળ છે તેવોજ અજ્ઞાત છે. તું એટલું પણ સમજી શકયો નહિ કે જે કપટકળા તેના પતિને ત્યાગી તારી સાથે પ્રેમ બાંધી બેઠી છે; તે સદાકાળ તારી પ્રિયતમા થઇ રહેશે? અરે તેણે તારી જાણમાંજ અનેક વખતે તેનું શીયળ અનેક પુરૂષોને વેચ્યું છે. એવી કળીયુગની સતી કપટકળાને તું તારી પ્રિયતમા માને તેમાં તારી મૂર્ખતા સિવાય મને કંઇ સમજાતું નથી. પણ હવે તારી ખાત્રી થઇ ચૂકી છે કે જેને તું દિલદાર માનતો હતો તે તારા દિલને દાહ દેનારી નીકળી છે. જેને તું તારા હૃદયની દેવી સમજતો હતો તેજ હવે જવાળામુખી દેવી બની છે. રામલાલ તું જરૂર એ દેવીની જ્વાળામાં ભષ્મ થવાનો. મને તારૂં ભવિષ્ય ભુંડું ભાસે છે. તારે તારાં પાપકર્મનાં બુરાં ફળ ભોગવવાંજ પડશે. તમે બન્ને જણાંએ કિશોર—કમળાને અતી સંતાપ્યાં છે. તે બીચારાંઓને તમે દરીને ઠામ પણ રહેવા દીધાં નથી. તે નિર્દોષ દંપતિનો આંતરિક શ્રાપ તમારી ઉપર ઉતરી ચૂકયો છે અને તેનું શું પરીણામ આવે છે તે તમારે હવે પછી જોવાનું છે."

આમ આત્મગત બોલતો ભાનુકુમાર શાન્ત થયો. નીચે માણસોનું ટોળું ઉભેલું તેની નજરે પડયું. તે સઘળા માણસો પોતાના હતા; પણ અત્યારે કૃષ્ણનંદનના સેવકો જણાતા હતા. સઘળા માણસોએ ભાનુકુમાર સામે જોઇ છૂપું હાસ્ય કર્યું. કુમારે તેઓને સંજ્ઞામાં કંઇક સમજાવી દીધું. સઘળા માણસો ત્યાંથી ચાલતા થયા. આજે તેઓના મુખપર હાસ્યની છાયાઓ છવાએલી હતી. કૃષ્ણનંદન એમ સમજતો હતો કે કપટકળાનાં લગ્ન રાજકુમાર સાથે થવાનાં હોવાથી સારૂં ઇનામ મળશે જાણીને મારા સેવકો પણ ખુશી થયા છે. સેવકો સમજતા હતા કે આજે જુના ઠગનું જડમૂળ ઉખડી જશે અને આપણે ભાનુકુમારના રાજ્યમાં રહી સુખી થઇશું.

ભાનુકુમાર ઘણીવાર સુધી અટારીમાં ઉભો રહ્યો. એવામાં તેને કોઇના આવવાનો પગરવ સંભળાયો. ભાનુકુમારે ચમકીને જોયું તો જણાયું કે કપટકળા આવે છે. ભાનુકુમારે તેના સામે જોઇ હસી દીધું.

કપટકળાએ પણ સહાસ્ય મુખે કટાક્ષ ફેંકી કુમારના હાસ્યનો સત્કાર કર્યો. કપટકળાએ અત્યારે અપૂર્વ શૃંગાર ધારણ કરેલો હતો. તે અત્યારે ફાંકડી જણાતી હતી. તેની પ્હોળી આંખ્યો અત્યારે રક્તવર્ણી જણાતી હતી. તેના પગ કંઇક જુદીજ રીતે ઉપડતા હતા. કપટકળાએ મદ્ય પ્રાસન્ન કર્યું હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું. આ પહેલાં કપટકળાએ ભાનુકુમારને ઘણી વખતે મદ્ય પીવાનો આગ્રહ કરેલો પણ ભાનુકુમારે તેને કહેલું કે જ્યારે આપણે પતી પત્ની તરીકે જગતની નજરે જાહેર થઇશું ત્યારે આપણે સાથેજ અતી આનંદથી પીશું. તારે પીવું હોય તો સુખેથી પી, પણ મને હાલ માફ કર. કપટકળાએ તે પછી ભાનુકુમારને મદ્ય પિવા વિશે કંઈ પણ કહ્યું ન્હોતું, આજે મદમસ્ત મહિલાયે વસ્ત્ર–શૃંગાર ધારણ કરી મદિરાપાન કર્યું હતું. ભાનુકુમાર સમજી ગયો અને પ્રેમથી કપટકળાને સત્કારતાં બોલ્યો; "આવો, આવો; આજ તો ખૂબ બન્યાં છો?"

કપટકળા નજીક આવી કુમારના ખભે હાથ મૂકતાં બોલી, "હું આજે કેવી દેખાઉં છું?"

"સાક્ષાત સ્વર્ગની સુંદરી?" ભાનુકુમારે તેના કંઠમાં કર નાખી કહ્યું.

"શું સાચું કહો છો?"

"તમારા સોગન, હું સત્યજ કહું છું."

"આજે હું નિશ્ચય કરીનેજ આવી છું."

"શો નિશ્ચય કર્યો છે?"

"મનની ઇચ્છા પૂર્ણ કરવાનો."

"લગ્ન સૂધી નહિ ચાલે?"

"ના."

"ત્યારે તો હું પણ મારી મનહરણીની ઇચ્છાને આધિન છું."

"ચાલો ત્યારે આપણે અહિંથી વિલાસ ભુવનમાં જઇ વાતો કરીએ."

" અત્યારે આપણાથી નિરાંતે વાતો કરી શકાશે નહિ. કારણકે તારા પિતાને આપવાના રૂપીયા લેવા આજે મારા મુનીમો મારા રાજ્યમાં જનાર છે. તેઓ આજે મધ્યરાત્રિએ નીકળનાર હોવાથી મારે તેમની સાથે કેટલીક અગત્યની વાતો કરવાની છે. તેઓના ગયા પછી આપણે નિરાંતે આનંદ કરીશું."

" આજે હું તમને છોડનાર નથી."

" ત્યારે હું પણ તને ક્યાં છોડનાર છું? તારા જેવી સ્વર્ગની સુંદરી જ્યારે મારી પર પ્રસન્ન થઇ છે, ત્યારે હું તેનો સત્કાર કરૂં નહિ એવો હું મૂર્ખ નથી. મારી મનમોહિની! હું તારા દિવ્યદેદારનાં દર્શનથી દિવાનો બની ગયો છું. તેં મને ભુરકી નાખી ભોળવ્યો છે. મને તારા વિના કંઇ પણ ગમતુંજ નથી. મનમાં એમ થયા કરે છે કે હું તને લઇ મારે દેશ ક્યારે જાઉં?"

" હું પણ તમારી સાથે આવવાને કેટલી આતુર છું તે ફક્ત મારૂં મનજ જાણે છે. વ્હાલા! ચાલો તમારા ઓરડામાં." કપટકળાએ કુમારનો હાથ પકડી ખેંચવા માંડયો.

બન્ને ઓરડામાં આવ્યાં અને એક સોફા પર જોડાજોડ બેઠાં. ભાનુકુમારે કપટકળાનો હાથ પોતાના હાથમાં લઇ પૂછ્યું." કહો દિલદાર! કેટલા વાગ્યાના સમયે સેવકની સેવા સ્વીકારવા કૃપા કરશો?"

" કહો તો મધ્યરાત્રિ પછી આવું અને કહો તો વ્હેલી આવું? મારા પ્રિય પર હું ઘણીજ પ્રસન્ન થઇ છું. મારા હૃદયાધારનું દિલ દુભાવવા ઇચ્છતી નથી."

" ત્યારે તો દશેક વાગ્યાના સુમારે આવજો."

" તે વખતે તમારા મુનીમ હાજર હશે તો?"

" કંઇ ફિકર નહિ. તમારાથી મારે કાંઇ પણ ગુપ્ત રાખવા જેવું છેજ નહિ. હું તમારી રૂબરૂજ મારા મુનીમોની સાથે વાતચીત કરીશ. મારા મુનીમો પણ જાણે કે નવાં શેઠાણી કેવાં છે?"

કપટકળા મનમાં ઘણી ખૂશી થઇ,

ભાનુકુમારે કહ્યું, "પેલો રામલાલ મળ્યો હતો કે ?"

"મુઓ; એનું નામ બાળોને ? મુઓ મને દીઠો પણ ગમતો નથી."

"લોકો કહે છે કે તે તમારો જુનો આશક છે. શું એ વાત ખરી છે ?"

કપટકળાએ કૃત્રિમ ગુસ્સો ધારણ કરી કહ્યું: "મુઆ લોકો તો અદેખા છે. હું હજી કુંવારી રહી છું તેથી તેઓ ફાવે એમ બોલે છે. વળી આપણું લાયક અને મન પસંદ લગ્ન થનાર હોવાથી તેઓ મનમાં બળી જતાં હશે. પણ હું તમનેજ પૂછું છું કે તમને શું લાગે છે ?"

"હું તો તને તદ્દન પવિત્ર અને આ કળીયુગની સતી સન્નારી સમજું છું. ભલેને લોકો ફાવે એમ બકે ? તેમાં આપણને શું ?"

"એતો જે સમજુ છે તેજ સમજી શકે છે. જાણે રામલાલ મારા પિતાનો જુનો નોકર છે. તેની પર મારા બાપનો પૂર્ણ પ્રેમ છે. તેણે જુના વખતથી તે આજસુધી અમારી સારી સેવા કરેલી છે. અમે તેને ઘરનોજ માણસ સમજીએ છીએ. જ્યારે લોકોમાં મારી અને તેની વાતો થવા માંડી ત્યારે મારા બાપે તેની સાથે મારાં લગ્ન કરવાનો વિચાર કરેલો અને તે વિષે મને પણ પૂછેલું. પણ રામલાલ મને દીઠોએ ગમતો નહિ હોવાથી મેં મારા બાપને ના પાડી, આથી મારા પિતાની દિલગીરીનો પાર રહ્યો નહિ. કારણ કે લોકોમાં મારા વીશે ખરાબ વાતો થતી. હું પવિત્ર છું કે ખરાબ છું એ તો હુંજ જાણું ? જગતનાં લોકો શું જાણે ? હું ઉમ્મર લાયક અને મારો કુમારીકા રહેવાનો નિશ્ચય; આથી લોકો ફાવે એમ બોલે. જગત સારૂં કરનારને પણ નિંદે છે અને ખરાબ કરનારને પણ નિંદે છે. હુંતો પત્થરનું કાળજું કરીને ફરૂં છું. પણ મારા બાપુથી મારી નિંદા સાંભળી શકાતી નથી. તેમણે મને રામલાલ સાથે લગ્નથી જોડાઇ કલંક ટાળવાને માટે ઘણુંએ સમજાવી. છેવટે તે બિચારા મારી આગળ રડી પડયા. એ વખતે મારી મુંઝવણનો પાર ન્હોતો. મારે માથે ધર્મ

સંકટ આવ્યું. એક તરફ આખું જગત અને બીજી બાજુએ હું એકલી. મારા પિતાની પણ દયાજનક સ્થિતિ. મને તેમની દયા આવી. મેં રામલાલ સાથે છમાસ પછી પરણીશ એમ જણાવ્યું, મારા બાપ ઘણા ખુશી થયા. મારાં લગ્ન રામલાલ સાથે થશે એમ સઘળે વાતો થવા લાગી. રામલાલને આનંદ થયો. તે મારી પાસે આવ્યો અને મારી સાથે પ્રેમની વાતો કરવા લાગ્યો. હું ન છૂટકે તેની સાથે વાતો કરવા લાગી. હું મારા મનમાં ઘણીજ દુઃખી થતી હતી. છમાસ પૂરા થતાં રામલાલ સાથે પરણવું પડશે; અરેરે અજ્ઞાન–મૂર્ખ રામલાલ સાથે મારૂં જીવન ઝેર જેવું થશે વગેરે વિચાર મને દુઃખ ઉત્પન્ન કરવા લાગ્યા. આવી અવસ્થામાં ચારમાસ પૂરા થયા. બાકી બે માસ રહ્યા છે. મારૂં મન પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યું. પણ છેવટે પરમ કૃપાળુ પ્રભુએ મારી વિનંતી સ્વીકારી અને તમારા જેવું રત્ન મને મેળવી આપ્યું. વ્હાલા! તમે રસીક અને હું રસીકા. આપણું જોડું જગતમાં શોભશે. આપણાં લગ્નની વાત સઘળે ચર્ચાઇ રહી છે. ગામના લોકો આપણી જોડીને વખાણી રહ્યાં છે. મારા પિતાને પણ અતી આનંદ થયો છે. રામલાલ બળી ગયો છે. તેની આશા ધૂળમાં મળી છે." કપટકળા લંબાણ વાત કરી કુમારની અડોઅડ જઈ બેઠી.

ભાનુકુમારે જાણે તેની વાત ધ્યાનથી સાંભળી હોય અને પોતે પ્રસન્ન થયો હોય એવા દેખાવથી બોલ્યો, "કપટકળા! પ્રભુ ઘણોજ દયાળુ હોય છે. દુઃખીયાંને સુખીયાં કરનાર તેજ છે. તેં અને મેં ઘણુંજ સહન કર્યું છે. પણ દુઃખને અંતે આપણું જુગતે જોડું મળ્યું છે. આપણે સુખેથી સંસાર તરીશું. પણ..." ભાનુકુમાર બોલતાં અટક્યો.

કપટકળા બોલી, "પણ કહીને કેમ અટકી ગયા?"

"હજી તમારા પિતાએ તમારાં લગ્ન સંબંધી મને સ્પષ્ટતાથી જણાવ્યું નથી. તેમણે તો ફક્ત રૂપીયાનીજ માગણી કરી છે. રૂપીયા આવ્યા પછી લગ્નનો વિચાર થશે એવું તેમણે કહ્યું. આથી મારી દિલગીરીનો પાર નથી. સુંદરી! મારા મનમાં એમ થયા કરે છે કે

કદાચ આપણા લગ્ન નહિ થાય તો? જો એમ થાય તો મારે મરવુંજ પડે. હું તારા વિયોગથી ઝુરી મરૂં. તારા જેવું રત્ન હાથથી જાય તો ઝેર ખાઇને મરૂં."

કપટકળા ખડખડાટ હસી પડી અને બોલી, "મારા શ્યામ સુંદર! શા માટે એવી ખોટી શંકાઓને તમારા મનમાં સ્થાન આપો છો? તમારા જેવું રત્ન ગૂમાવી દે એવા મારા બાપ મૂર્ખ નથી. તે બિચારા સમજુ છે, તેઓ કંઇ પણ લીધા વિના મને પરણાવવાના વિચાર વાળા છે. પણ બિચારા શું કરે? દેવાના દાસ. દુકાળ પર દુકાળ. બાંધી મૂડી. ખાનદાન ઘર. દેવાં કરીને પણ સાચવી રાખવી પડી. આથી બિચારા મારા બાપને તમારી પાસેથી રૂપીયા માગવાની જરૂર પડી. તમારા રૂપીયામાંથી અર્ધા દેવામાં જશે અને બાકીનામાંથી મારો બાપ નિર્વાહ ચલાવશે. તેમના પછી સઘળું આપણુંજ છે."

"સત્ય છે. બિચારા ગરીબોને પોતાની ઇચ્છા વિરૂદ્ધ કામ કરવાં પડે છે. સુંદરી! હું દોલતની દરકાર રાખનાર નથી. તારા બાપે તો જુજ રકમ માગી છે; પણ જો લાખ્ખો રૂપીયા માગ્યા હોત તો પણ હું તારા જેવી સુંદરીને માટે આપત."

"લાયકની કદર લાયકજ કરી શકે છે. મારા બાપ લોભી નથી. તેમણે ઉપયોગ જેટલીજ માગણી કરી છે."

"તારો બાપ હવે મને ચોકખે-ચોખ્ખું જણાવી દેતો સારૂં. કારણ કે તારા જેવી સુંદરીને હવે હું એક ક્ષણ પણ મારાથી અલગ રાખવા ઇચ્છતો નથી."

"પરણ્યા પછી મને તમારા ગળે બાંધીને ફરજો." કપટકળાએ કુમારના ગાલપર આંગળીનો સ્પર્શ કરી કહ્યું.

"એમજ થશે, આજે હું તારા બાપને મળી ખરો ખુલાસો મેળવીશ."

"આપને તસ્દી લેવાની જરૂર નથી. મારા પિતા જાતેજ આપની પાસે આવનાર છે."

" ક્યારે ?" ભાનુકુમારે આનંદ દર્શાવતાં પૂછ્યું.

" આજે અને અત્યારે." કપટકળાએ જણાવ્યું.

ભાનુકુમારે આનંદ દર્શાવ્યો.

કપટકળા અને ભાનુકુમાર વચ્ચે આવી વાતો ચાલી રહી હતી. તે વખતે તે જયાં બેઠાં હતાં તે ઓરડાની પાછલી બાજુએ અજબ ઘટના બની રહી હતી.

## પ્રકરણ ૮ મું.

### રામલાલનું ખુન

સાયંકાળનો સમય થઇ ચુક્યો હતો. ઝંખો પ્રકાશ પથરાએલો હતો. કપટકળા અને ભાનુકુમાર જોડાજોડ બેસી વાર્તાવિનોદ કરી રહ્યાં હતાં. મદિરાથી મદોન્મત્ત બનેલી અને અનંગના તાપથી તપ્ત થએલી કપટકળા વાતોના રસ ઉપર ચઢી હતી. કુમાર અને કપટકળા વાર્તા–વિનોદમાં તલ્લીન થએલાં હતાં. તેઓ જે સ્થળે બેઠેલાં હતાં, તેની બાજુમાં એક બારણું આવેલું હતું. તે દ્વાર આ વખતે બંધ કરેલું હતું. અંદરથી સાંકળ વાસેલી ન્હોતી. તે બારણાની પાછલી બાજુએ એક માણસ ગૂપચૂપ ઉભો રહી ઓરડામાં બેઠેલાંઓની વાતચીત ધ્યાનથી શ્રવણ કરી રહ્યો હતો. આ માણસ અન્ય કોઇ નહિ પણ રામલાલ હતો. તે અત્યારે કપટકળા અને ભાનુકુમારનું ખુન કરવાના ઇરાદાથી આ સ્થળે આવ્યો હતો. તેનો દેખાવ ખુની જેવો થઇ રહ્યો હતો. તેની આંખ્યો લાલચોળ અને ક્રૂર જણાતી હતી. તેણે આ વખતે મદિરાપાન કર્યું હોય એમ પણ અનુમાનથી જણાતું હતું. તેણે પહેરેલા પહેરણની બાંયમાં લાંબો ચળકતો છરો છૂપાવેલો હતો.

કપટકળા અને ભાનુકુમારની વાતો સાંભળતાં રામલાલ વારં-

વાર ઉશ્કેરાઇ જતો હતો અને અંદર દોડી જવાને ઉત્સુક થતો હતો. પણ વળી પાછો કાંઇક વિચાર આવતાં શાન્ત થઇ ઉભો રહેતો. આ વખતે આ ભાગમાં અન્ય નોકર ચાકરો ન્હોતા. સાયંકાળનો સમય હોવાથી સઘળા નીચેના ભાગમાં હતા. ઓરડામાં કપટકળા ભાનુકુમાર અને ઓરડાની બહાર રામલાલ આ ત્રણ સિવાય અન્ય કોઇ નહોતું. સઘળે શાન્તિ વ્યાપેલી હતી. મોટા અવાજથી વાતો કરતી કપટકળાનો અવાજ બ્હારની બાજુએ પણ સ્પષ્ટ સંભળાતો હતો. બહાર ઉભેલા રામલાલે બન્નેની વાતો ધ્યાનપુર્વક સાંભળી. કપટકળાએ પોતાના વિશે વાપરેલા અપશબ્દો સાંભળી તેનો પિતો ખસ્યો. તેણે બાંણમાં છૂપાવી રાખેલો છૂરો બ્હાર કાઢયો અને તેની ધાર તપાસી. આ પછી તેણે ધીમે રહી બારણું ઉઘાડયું. કપટકળા અને ભાનુકુમાર એક બીજાના ગળામાં હાથ નાખીને બેઠેલાં હતાં. બન્ને જણાં વાતોમાં એટલાં તો તલ્લીન બન્યાં હતાં કે તેઓને રામલાલના કારસ્થાનની ખબર પડી નહિ.

રામલાલ ધીમે પગલે ઓરડામાં પ્રવેશ્યો અને બન્નેની નજીક ધશી આવી ભાનુકુમારને મારવા છરો ઉંચકયો. કપટકળા સાવધ થઇ ગઇ. તેણે વાઘણની માફક છલંગ મારી રામલાલનો છરાવાળો હાથ પકડી લીધો. ભાનુકુમાર પણ ગભરાઇને ઉભો થઇ ગયો. જો કપટકળાએ રામલાલનો હાથ પકડી લીધો ન હોત તો ભાનુકુમારનું આજે આવી બન્યું હતું.

રામલાલે ક્રોધથી હાથ છોડાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું; “ ચંડાળણી ! હાથ મૂકી દે ? ”

“ ગુલામ ! ખૂની ! જીભ સંભાળ; આજે તું મ્હોતને મળી ચુકયો છે. તારૂં કાવત્રુ પકડાઇ ગયું છે. યાદ રાખજે કે તું જેવો ખૂની છે તેવીજ આ કપટકળા છે. હું તારો હાથ છોડનાર નથી. ” કપટકળાએ કહ્યું.

રામલાલે જોરથી ઝાટક મારી હાથ છોડાવ્યો; અને ક્રૂર કંઠે

બોલ્યો; " હું આજે તમને છોડનાર નથી. "

" તારો શું ઇરાદો છે ? " ભાનુકુમારે સ્હેજ ગુસ્સાથી પૂછ્યું.

" તમારાં ખૂન કરવાનો. " રામલાલે સ્પષ્ટ જવાબ આપ્યો.

" શામાટે ? "

" તમે મારૂં નખ્ખોદ વાળ્યું છે. "

" એટલે ? "

" તમે બન્ને પરણવાનાં છો તેથી. "

" અમે બન્ને હજી કુવારાં છીએ. વળી અમારાં મન મળી ગયાં છે; અમે રાજી ખુશીથી પરણીએ તેમાં તારે શું ?"

" શું તમે કુંવારા છો ? " રામલાલે ભાનુકુમારને પૂછ્યું.

" હા. ".

" અને આ કપટકળા ? " રામલાલે ક્રૂર નજરે કપટકળા સામે જોઇ પૂછ્યું.

" તે પણ હજી કુંવારી છે. " ભાનુકુમારે જવાબ આપ્યો.

" મોટી ભૂલ થાય છે ? ".

" કોની ? "

" તમારી ? "

" શું ? "

" કપટકળા કુંવારી નથી. "

" ત્યારે શું તે પરણેલી છે ? "

" હા. "

" કોની સાથે ? " ભાનુકુમારે ચમકવાનો ડોળ કરી પૂછ્યું.

" એ વાત ઘણી લાંબી છે. આ દુષ્ટાએ તમને ઠગ્યા છે. તેણે તેના પતિનો ત્યાગ કરી તેના પ્રેમમાં ઘણાને ફસાવ્યા છે...."

" ચૂપ થા ગુલામ. " કપટકળાએ રામલાલને વધુ બોલતાં અટકાવીને કહ્યું.

ભાનુકુમારે કપટકળાને હાથની ઇસારતથી શાન્ત રહેવાનું સૂચવતાં

કહ્યું, " કપટકળા ! શા માટે અકળાઇ જાવ છો? આ માણસને જે કહેવું હોય તે ખુશીથી કહેવા દ્યો. "

" પણ તે જુઠું બોલે છે ? " કપટકળાએ દાંત કચકચાવી કહ્યું.

" તે ખરૂં પણ મને સાંભળવા તો દે. " ભાનુકુમારે રામલાલ પ્રત્યે કહ્યું, "બોલ ભાઇ! તું પરમેશ્વરને સાક્ષી રાખી સત્યજ બોલજે."

" હું હવે જુઠું બોલનાર નથી, મને મારા જીવનનું ખરૂં ભાન થયું છે. તમે કોઇ પવિત્ર માણસ લાગો છો. તમે ગમે તે હો તેની મને દરકાર નથી. પણ મારે તમને એટલુંજ જણાવવાનું કે તમે જેની સાથે પરણવાને તૈયાર થયા છો તે એક કુલટા છે. ભયંકર ભામિની છે. તેનો બાપ રાક્ષસ છે. જગતમાં તે મહાન ઠગ ગણાય છે. તેને પકડવાને કંપની સરકારનો હુકમ પણ નીકળી ચૂકયો છે. તમારૂં જે આટલું સ્વાગત થાય છે અને આ પિશાચિણી તમને પ્રેમ પાસમાં સપડાવી રહી છે; તેનું કારણ એજ કે તમને લુંટી લેવાના છે. હું..." રામલાલ આગળ બોલે એ પહેલાં તો કપટકળા ક્રોધના આવેશથી દોડી અને રામલાલના અંગ પર ધશી જઇ જોરથી તેને એક મુકકો મારતાં " નિમકહરામ ગુલામ ! શા માટે જુઠું બોલી રહ્યો છે ? "

રામલાલ તેને મારવા દોડયો. કપટકળા એનાથી જાય એવી ન્હોતી. બન્ને લઢવાને તૈયાર હતાં. પણ ભાનુકુમારે બન્નેને અટકાવી રામલાલને પૂછ્યું:–" ભાઇ! તું ધીરો થા અને મારી વાત સાંભળ. "

" હું હવે કોઇની વાત સાંભળનાર નથી. "

" ત્યારે ? "

" હું આ શંખણીનું ખૂન કરીશ. "

" શા માટે ? "

" તેણે મને તેના પ્રેમમાં ફસાવી પાયમાલ કર્યો છે. અરે તેણે મારૂં જીવન ધુળધાણી કર્યું છે. "

" ત્યારે તું પણ હવે તેને તજી દે ? "

" શું હું તેને તજી દઉં ? " રામલાલે દાંત પીસી પૂછ્યું.

" હા. "

" છટ્, આ જીવ છે ત્યાં સુધી તો નહિજ. તે મારી માશુક છે. તે બીજાની થાય એ પહેલાંજ હું તેને પૂરી કરી નાંખીશ. આ ફક્કડ બહાદુરરામલાલની માશુક બીજાની થાય એ આ રામલાલ જોઇ શકેજ નહિ. તેથી આજે એ નહિ કાં તો હું નહિ. "

" શું તું સ્રી હત્યા કરીશ ? " ભાનુકુમારે રોષથી પૂછ્યું.

" હા, રાક્ષસીનો નાશ કરીશ; એ કુલટાને નર્કમાં મોકલીશ. "

" તું ભયંકર ખુની છે. "

" તે મારા કરતાં પણ વધુ ભયંકર છે. તેણે અનેકને રડાવ્યા છે; અનેકને માર્યા છે. "

" ઓહ ! હું આ શું સાંભળું છું ? ઓ નીચ ! ઓ બેવફા ! તું આ શું બોલી રહ્યો છે ? " કપટકળાએ કમકમીને કહ્યું.

"આજે તારા પાપનો પડદો ખુલ્લો કરૂં છું અને તારા મૃત્યુનો પયગામ જાહેર કરૂં છું. ચાલ અભાગણી મરવાને તૈયાર થઇ જા." આમ બોલતા રામલાલે તેની નજીક દોડી જઇ જોરથી કપટકળાનો હાથ પકડ્યો. ભાનુકુમાર કપટકળાને છોડાવવા દોડ્યો; પણ રામલાલે તેને ધક્કો મારી દૂર ફેંકી દીધો. કપટકળા રામલાલના હાથમાંથી છૂટવાને જીવતોડ પ્રયત્ન કરવા લાગી. પણ રામલાલના હાથમાંથી છુટી શકી નહિ. રામલાલના શરીરમાં આ વખતે પિશાચે પ્રવેશ કર્યો હોય એમ જણાતું હતું. તેણે કપટકળાને ઉપાડી પૃથ્વીપર પછાડી. કપટકળાએ કારમી ચીસ નાખી. રામલાલે છરો ઉંચો કર્યો. ભાનુકુમારે વિજળીની ઝડપે દોડી આવી રામલાલનો છરાવાળો હાથ પકડી લેતાં કહ્યું, " ખુની ! છરો છોડીદે. અબળાનું ખુન શામાટે કરે છે ? "

" ચાલ દૂર જા. તારે મારા કામની આડે આવવાની બીલકુલ જરૂર નથી. " રામલાલે મોટા અવાજથી કહ્યું.

ભાનુકુમારે મદદને માટે મોટી બૂમ મારી. કપટકળા પણ કારમી

ચીસો પાડતી હતી. ભાનુકુમારે રામલાલનો છરાવાળો હાથ મજબુત પકડી રાખ્યો હતો. તે હાથ છોડી દેવાને રામલાલે તેને ઘણુંએ કહ્યું પણ ભાનુકુમારે માન્યું નહિ. રામલાલે તેના બીજા હાથથી કપટકળાને પકડી રાખી હતી. રામલાલ અને ભાનુકુમારની રકઝકનો લાભ લઈ કપટકળાએ રામલાલના હાથે જોરથી બચકું ભર્યું.

રામલાલે હાથ ખેંચી લીધો. કપટકળા છૂટી થઇ એકદમ ઉઠી અને બારણાં તરફ દોડી. કતાંત કાળ રૂપ રામલાલે ભાનુકુમારને ધક્કો મારી દૂર કર્યો અને લાગલો કપટકળાની પાછળ દોડયો. દ્વારની બહાર નીકળતાંજ તેણે કપટકળાને પકડી. કપટકળાએ હૃદયભેદક ચિસ નાખી. તેની ચીસનો અવાજ ઘણે દૂર સુધી સંભળાયો. એકાએક કૃષ્ણનંદન નીચેથી ઉપર દોડી આવ્યો. તેણે એક ક્ષણવારમાં સઘળું રહસ્ય જાણી લીધું અને પાછળથી દોડી આવી રામલાલની ગરદન પકડી પૃથ્વીપર પછાડતાં કહ્યું, “ શયતાન! બેવફા! ગુલામ. ”

આ વખતે પુનઃ પાછો ભાનુકુમાર ઓરડામાંથી દોડી આવી રામલાલને વળગી પડયો. અંધારૂં થએલું હોવાથી તેની નજર હજી કૃષ્ણનંદનપર પડી નહોતી. એવામાંજ કૃષ્ણનંદને તેને કહ્યું, “કુમાર! હું આવી પહોંચ્યો છું. તમે તે પાપાત્માને મૂકી દયો. હું તે નિમકહરામને તેના કર્મનું ફળ આ ક્ષણેજ આપું છું. ”

ભાનુકુમાર કૃષ્ણનંદનની પાસે આવી ઉભો. રામલાલને કૃષ્ણનંદનના આવવાથી મનમાં કંઇક ભય ઉત્પન્ન થયો ખરો; પણ તે નિશ્ચય કરીનેજ આવેલો હોવાથી હિંમતથી ઉભો. કૃષ્ણનંદને પૂછયું “ ખૂની! આજે તારે મરવાનું છે. બોલ તારે કંઇ કહેવું છે? ”

“ હા, મને જવાબ આપો કે મારૂં ખૂન કરવાની તમારે શી જરૂર છે? ”

“ તેં કપટકળાપર શામાટે ખૂની હુમલો કર્યો? ”

“ કપટકળા મારાથી બેવફા થઇ છે. ”

“ તેમાં તારે શું? ”

"કેમ નહિ? તે મારી પ્રિયતમા છે."

"તારી પ્રિયતમા થાય તારી મા. સાળા ગુલામ! બોલતાં લજવાતો નથી?" કપટકળાએ ગુસ્સાથી કંપતાં કહ્યું.

રામલાલ ક્રોધથી વ્યાકુળ બની ભાન ભૂલ્યો અને પુનઃ તેને મારવા દોડયો. કૃષ્ણનંદને મોટા અવાજથી તેને કહ્યું, "રામલાલ! જો; આ શું છે? જો કપટકળાને હાથ લગાડીશ તો ત્યાંજ મુડદું થઇને પડીશ. આ પિસ્તોલ તારે માટેજ છે."

"પરવાહ નહિ." રામલાલે જવાબ આપ્યો.

"એમ તો લે જોઇ લે." કૃષ્ણનંદને પિસ્તોલનો ઘોડો દાબ્યો. રામલાલ અસાવધ ન્હોતો. તેણે નીચે બેસી જઇ ગોળી ચૂકાવી અને પછી તરતજ ઉભો થઇ કૃષ્ણનંદનને છરો મારવા દોડયો. પણ તેનો છરો શરીરમાં ભોંકાય એ પહેલાં તો કૃષ્ણનંદને ઉપરા સાપરી ગોળી બ્હાર કરી રામલાલને જખમી કરી પૃથ્વીપર સૂવાડયો. રામલાલના શરીરમાંથી લોહીના ફુંવારા ઉડવા લાગ્યા. ગોળી બ્હારના અવાજથી નીચેનાં માણસો પણ ઉપર દોડી આવ્યાં. રામલાલ તરફડતો હતો. કપટકળા છરો ઉપાડી મરણકાંઠે પડેલા રામલાલને મારવા દોડી. પણ તત્કાળ ભાનુકુમારે તેને તેમ કરતાં અટકાવી. રામલાલે કરૂણ દ્રષ્ટે ભાનુકુમાર સામે જોયું. તે કંઇક કહેવા ઇચ્છે છે ધારી ભાનુકુમાર તેની નજીક ગયો. કૃષ્ણનંદન દૂર ઉભો રહી કપટકળાને પાસે બોલાવી આશ્વાસન આપવા લાગ્યો. ત્યાં એકત્ર થએલા માણસો રામલાલનું કરૂણ દ્રશ્ય અવલોકી રહ્યા. રામલાલે ભાનુકુમારને છેક નજીક બોલાવી ધીમે અવાજે કહ્યું, "કુમાર! મારી છેલ્લી ઘડી આવી પહોંચી છે. એક બહાદુર માણસનું મરણ કુટિલ અબળાની સાથે પ્રેમમાં પડવાના કારણથી થાય છે. તમે અજાણ છો. મરણ પહેલાં હું આપને ચેતાવું છું કે કૃષ્ણનંદન ઠગલોકોનો સરદાર છે. તેની પુત્રી રાક્ષસી છે. બંન્ને જણાંએ અનેક નિર્દોષજનોના જીવ લીધા છે. તમે સંભાળજો. ચેતજો. વધુ..." રામલાલ વધુ બોલી શક્યો નહિ. તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો.

ભાનુકુમારે તેના કાનમાં ધીમેથી વાત કરી પોતાના આગમનનો ભેદ તેને જણાવ્યો. રામલાલના મુખપર કંઇક સંતોષની છાયા જણાઈ. આ પછી તરતજ તેના આત્માએ જખમી થએલા શરીરનો ત્યાગ કર્યો. કૃષ્ણનંદન અને કપટકળા થોડીકવાર વાતો કરી ભાનુકુમારની નજીક આવી ઉભાં. ભાનુકુમારના મુખપર આ વખતે શોકની છાયા છવાએલી હતી. સઘળું મંડળ ત્યાં બેઠું. કૃષ્ણનંદનના સેવકો રામલાલના શબ આગળ બેઠા.

રાત્રિ ક્યારનીએ પડી ચૂકી હતી. અંધકારમયી રાત્રિ હોવાથી બહારની બાજુએ સઘળે અંધકાર વ્યાપેલો હતો. ભાનુકુમારના ઓરડામાં એક દીપક પ્રકાશી રહ્યો હતો. સઘળે શાન્તિ પ્રવર્તાએલી હતી. ભાનુકુમારે ગજવામાંથી ઘડીયાળ કાઢી જોયું. બાર વાગવાને થોડીકવાર હતી. સમય ઝપાટાબંધ પસાર થઇ ગયો. " ચાલો આ પણ ઠીક થયું, નહિ તો મારે નકામી વાતો કરી સમય ગુમાવવો પડત. પાપીનો પ્રલયકાળ હવે નજદીક આવી પહોંચ્યો છે. મને જમાઇ કરવા આવેલો કૃષ્ણનંદન અને તેની પુત્રી કે જે મારી પ્રિયતમા બનવા આતુર થઇ રહી છે; તે હમણાંજ બંધિવાન બનશે. એમજ થવું જોઇએ. આવાં ભયાનક માણસો પ્રજાને ભયકારક છે. હમણાં બાર વાગશે. બંદુકના અવાજથી ચેતવણી મળશે અને તરતજ શાર્દુલસિંહ મારી પાસે આવશે. પ્રભુ કૃપાએ વીલીયમ—સત્યવીર પણ તેની સાથે હશે. ચાલ ત્યારે હું પણ હવે શરૂઆત કરૂં." આમ વિચારતા ભાનુકુમારે ત્યાં બેઠેલા કૃષ્ણનંદનના સેવકો પ્રતિ દ્રષ્ટિ કરી. સેવકોએ પણ કંઇક છુપી ઇસારત કરી. આ સઘળા માણસો જો કે કૃષ્ણનંદનના સેવકો જણાતા હતા; પણ ખરી રીતે જોતાં તેમ ન્હોતું. સઘળા શાર્દુલસિંગના સાથીઓ હતા, અને પોતાના સરદારની આજ્ઞાથી કૃષ્ણનંદનના સેવકો રૂપે રહેલા હતા. કૃષ્ણનંદન અને કપટકળા વારેઘડીએ ભાનુકુમારના મુખ સામે દ્રષ્ટિ કરતાં હતાં. ભાનુકુમારના મુખપર છવાએલી શોકની છાયાથી કૃષ્ણનંદન મનમાં સમજી ગયો કે રામલાલના ખૂનથી ભાનુ-

કુમાર શોકાતુર થયો છે. જ્યારે ભાનુકુમાર ઘણીવાર સુધી કંઈ બોલ્યો નહિ ત્યારે છેવટે કૃષ્ણુનંદને પૂછ્યું, " કુમારશ્રી! મૌનવ્રત શા કારણુથી ધારણુ કર્યું છે ? "

" કંઇ નહિ, સ્હેજ. " ભાનુકુમારે ટુંકો ઉત્તર આપ્યો.

" તમારા મનમાં કંઇક દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું હોય એમ મને સમજાય છે ? " કૃષ્ણુનંદને પૂછ્યું.

" તમારૂં ધારવું ખરૂં છે. તમારા આ ભયંકર કામથી મને અત્યારે બેહદ દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું છે. રામલાલે તમારા વિશે ઉચ્ચારેલા શબ્દો અત્યારે ખરા થાય છે. તમે ઠગ લોકના સરદાર છો; ભયાનક ગળાકાંપુ ખૂની છો. હું અત્રે આવવાથી ઘણો પસ્તાઉં છું. "

ભાનુકુમારના શબ્દોથી કૃષ્ણુનંદન અને કપટકળા ચોંક્યાં. બન્નેએ એક બીજાના સામે જોઇ કંઇક છૂપી ઇસારતો કરી લીધી. કૃષ્ણુનંદને મુખ ગંભીર રાખી કહ્યું, " કુમાર! તમારી મોટી ભૂલ થાય છે. રામલાલ મારો જુનો વેરી હતો, તેનું બોલવું સાચું હોયજ નહિ. "

" જે માણુસે વફાદારીથી તમારી સેવા કરી છે, જે માણુસે તમને વફાદાર રહેવા અનેકનાં લોહી વહાવ્યાં છે; તે માણુસને તમે હવે જુઠો અને વેરી કહો છો એ ઉપરથીજ તમે પોતે કેવા છો એ જણુાઇ આવે છે. કૃષ્ણુનંદન! સમજજો કે તમારાથી હવે પ્રપંચજાળ પાથરી શકાશે નહિ. અકાળે મરણુને મળી ચૂકેલા રામલાલે તમારાં સઘળાં કારસ્થાનનો ભેદ ખુલ્લો કરી નાખ્યો છે. હું......" ભાનુકુમાર આગળ બોલતાં એકાએક અટકયો. કારણુકે બહારની બાજુએ અચાનક બંદુકનો અવાજ થયો. સઘળાનું ધ્યાન એ તરફ ખેંચાયું. બંદુકનો એક અવાજ સંભળાયા પછી તરતજ ઉપરાઉપરી બંદુકોના અવાજ સંભળાવા લાગ્યા.

ભાનુકુમારે વિસ્મય પામ્યાનો દેખાવ કરી કૃષ્ણુનંદનને પૂછ્યું, " આ મધ્યરાત્રિએ બંદુકોના અવાજ ક્યાંથી સંભળાય છે ? "

" શું ખબર પડે ? " આમ બોલતાં કૃષ્ણુનંદનનાં હાજાં ગગડી ગયાં. તેના મુખપર ભયની વિષાદ છાયા છવાએલી જણુાઇ. કપટ-

કળાનું મુખ પણ ઉતરી ગયું. તે ભયાતુર નજરે આમતેમ નજર ફેરવવા લાગી.

બંદુકોના અવાજ થએ જતા હતા. એ સાથે માણસોનો પણ જબરો કોલાહલ મચી રહ્યો હતો. કૃષ્ણનંદનની આંખ્યો રક્તવર્ણી થઇ ગઇ. તે ઉભો થયો અને બારણા તરફ ચાલ્યો; કે તરત ભાનુકુમારે ઉભા થઇ તેનો હાથ પકડી કહ્યું, " ક્યાં જાઓ છો ? "

" બહાર જઇ તપાસ કરી આવું કે ત્યાં શું તોફાન છે. "

" તમારે જવાની કંઇ જરૂર નથી. એક સેવકને મોકલો કે જેથી તે તપાસ કરી આવશે. "

કૃષ્ણનંદને કંઇ પણ જવાબ આપ્યો નહિં. પણ તે બહાર જવાને ઉત્સુક થયો; પણ એટલામાંજ તેનો એક વફાદાર સેવક લોહીલવાણ હાલતે ત્યાં દોડી આવ્યો.

---

# પ્રકરણ ૯ મું.

## અર્ધ્યરાત્રિ–પાપીની પાયમાલી.

તે દોડી આવનાર જખમી માણસ કૃષ્ણનંદનના પગ આગળજ જમીનપર પડયો. તેનું શરીર ઘવાએલું હતું. તેણે પહેરેલાં કપડાં લોહી વ્હેવાથી રંગાઇ ગયાં હતાં. પોતાના માણસની આવી દુર્દશા જોતાંજ કૃષ્ણનંદનને માથે જાણે વિજળી પડી હોય એમ થયું. તે તત્કાળ જમીનપર પડેલા માણસની પાસે બેસી બોલ્યો, " માધુ ! આ શું ! તારી આ દશા શાથી થઇ ?"

તે જખમી માણસ કે જેનું નામ માધુ હતું, તેનાથી બરાબર બોલાતું ન્હોતું છતાં બળાત્કારે બોલ્યો.

" સરદાર ! જુલમ થયો છે. તમે નાશી જાવ. જીવ બચાવવા

જતા રહો. પેલા કેદીયો છૂટી ગયા છે. " માધુથી વધુ બોલાયું નહિ. તે બોલતાં થાકી ગયો અને અટકયો.

પુનઃ કૃષ્ણનંદને પૂછ્યું, " તું કયા કેદીયો વિશે કહે છે?"

" વીથીયમ-સત્યવીર વગેરે. " માધુએ તુટતા અવાજે કહ્યું.

" સત્યાનાશ. " કૃષ્ણનંદને ઉંડી હાય મારી પૂછ્યું, " તેમને કોણે છોડાવ્યા ? "

" સરદાર ! મારાથી વધુ બોલાઇ શકાતું નથી. મને ઘણીજ વેદના થાય છે. મારો અંતકાળ નજીકમાં હોય એમ મને સમજાય છે. સરદાર ! જલ્દીથી તમે અને કપટકળાબાઇ અહિંથી નાશી છૂટો. આપણા ઘણા માણસો મરાયા છે અને કેદ પકડાયા છે. નિમકહરામ શાર્દુલે દગો દીધો છે. તેણેજ કેદીયોને છોડાવ્યા છે અને આપણા માણસોને માર્યા છે અને પકડયા છે. આહ જીવ જાય છે. તમે જાવ નહિ તો પકડાઇ જશો, દુષ્મનો આ તરફ આવે છે. ઓ—આહ—બાપરે......" માધુ વધારે બોલી શકયો નહિ. તેના રામ રમી ગયા. તેના સરદારને ચેતાવી માધુ મરી ગયો. કૃષ્ણનંદન ગભરાયો. કપટકળા ધ્રુજવા લાગી. બહારની બાજુએ જબરો કોલાહલ મચી રહ્યો હતો. બંદુકોના અવાજ બંધ થયા હતા. દુષ્મનોના આવવાનાં પગલાં સંભળાતાં હતાં. કૃષ્ણનંદનને નાશી છૂટવાનું ઉચિત જણાયું. તેણે ભાનુકુમાર અને પોતાનાં માણસો સામે નજર કરી કહેવા માંડ્યું, " આપણા દુષ્મનો ફાવ્યા છે. શત્રુઓનું જોર અને સંખ્યા વિશેષ હોય એમ જણાય છે. માધુના કહેવા મુજબ જો આપણા બહાદુરો પકડાયા હોય અને મરાયા હોય તો હવે આપણે ફાવી શકનાર નથી. આપણે માટે હવે એકજ રસ્તો બાકી છે. તે એજ કે અહિંથી નાશી છૂટવું. જો અહિંયા વધુવાર રોકાઇશું તો દુષ્મનોના હાથમાં સપડાઇશું. માટે ચાલો આપણે નાશી છૂટીએ. જીવતા હોઇશું તો કોઇકવાર આપણે વેર વાળીશું. ચાલો; મારા બંધુઓ ! ચાલો આપણે અહિંથી જતા રહીએ. " કૃષ્ણનંદને પગલું આગળ ભર્યું કે તરત ભાનુકુમારે તેને અટકાવી કહ્યું, " સબુર કરો. "

"કેમ? વળી તમારે શું કહેવું છે?" કૃષ્ણનંદને કંઈક ક્રૂર નજરે તેની તરફ જોઈ પૂછ્યું.

"મારે તમારી સાથે થોડીક વાતચીત કરવી છે."

"વાત કરવાનો અત્યારે બીલકુલ સમય નથી."

"છતાં પણ થોડુંક સાંભળો."

"બોલો?"

"તમે શામાટે નાશી જાવ છો?" કુમારે પૂછ્યું.

"જીવ બચાવવા."

"શું તમારો જીવ જોખમમાં છે?"

"હા."

"શાથી?"

"દુષ્મનોના ભયથી."

"તમારા દુષ્મનો કોણ છે?"

"તે તમે અત્યારે ઓળખી શકો એમ નથી."

"તમે કોણ છો એ તો ખરેખરૂં જણાવો?" કુમારે છેવટનો અને ખરો પ્રશ્ન પૂછ્યો.

"હું કૃષ્ણનંદનજ છું."

"એ તો ખરૂં, પણ તમારો ધંધો?"

"લુંટફાટ, ચોરી અને ખૂનનો." કૃષ્ણનંદને ગુસ્સાથી તપી જઇ જણાવ્યું.

"ત્યારે શું તમે મને ઠગ્યો?"

"થોડુંક ઠગાયા છો; વધુ નહિં, લ્યો છેલ્લી સલામ." કૃષ્ણનંદને કપટકળા સાથે ચાલવા માંડ્યું. કે તરતજ ભાનુકુમારે તેમનો માર્ગ રોકી કહ્યું, "ઉભા રહો. તમારાથી નાશી છુટાશે નહિ. તમે ખૂની છો. તમારે પકડાવવુંજ જોઇએ."

"મને કોણ પકડનાર છે?" કૃષ્ણનંદને રક્ત નેત્રે પૂછ્યું.

"હું પોતેજ."

" છટ્, તારૂં ગજું મને પકડવાનું નથી."

" તેની તમને હમણાંજ ખબર પડશે." ભાનુકુમારે કહ્યું.

" જો મારા બાપને હાથ લગાવશો તો તરતજ આ છરાનો ભોગ થશો." કપટકળાએ વધુ જણાવ્યું.

" તમારો વિચાર તમારા મનમાંજ સમાસે. તમારી કપટજાળ હવે વધુ વખત ચાલી શકે એમ નથી. તમે ભયાનક ખૂની છો. તમને પકડવાનું ફર્માન સરકાર તરફથી નીકળી ચૂક્યું છે અને એ ફર્માનનો અમલ કરવાનેજ હું અહિં આવેલો છું."

" શું તું અમને કેદ કરવાને આવ્યો છે?" કૃષ્ણનંદને કંઇક ભયથી પુછ્યું.

" હા."

" ત્યારે શું તું રાજકુમાર નથી?"

" ના."

" અફસોસ! તેં પણ અમને ઠગ્યાં છે."

" તારા જેવા ઠગને મેં ઠગ્યો છે તેથી આનંદ માનું છું. વળી વધારામાં તને જણાવું છું કે તને અને આ કપટકળાને મેં જે દાગીના બક્ષીસમાં આપ્યા છે તે પણ તદ્દન બનાવટી છે. વળી ત્હેં તારો ધનભંડાર અને ઝવેરાત ક્યાં છૂપાવ્યું છે તે પણ મેં જાણી લીધું છે."

" આહ! હું આ શું સાંભળું છું?" કૃષ્ણનંદને કપાળપર હાથ અફાળતાં કહ્યું.

" તારા મ્હોતનો ગયબી અવાજ." ભાનુકુમારે વધુ જણાવ્યું.

" ખરેખર ત્હેં એક ભયંકર શત્રુની ગરજ સારી છે. તેં મારૂં સર્વસ્વ નાશ કર્યું છે."

" જ્યાં સુધી તું હજી જીવે છે; ત્યાં સુધી તારૂં સર્વસ્વ નાશ થયું નથી."

" બસ કર. તારા શબ્દો વધુ વખત મારાથી સાંભળી શકાતા નથી. હું આ પળેજ તારા કર્મનો બદલો આપું છું."

"કોણ તું ?" ભાનુકુમારે ગુસ્સાથી પૂછ્યું.

"હા હું."

"ખૂની ! યાદ રાખ કે તારાથી મને કંઇ પણ થનાર નથી. તું ચારે તરફથી સપડાઇ ચૂક્યો છે. જો; આ ઘડીયાળ તરફ નજર કર. બાર વાગવામાં ફક્ત થોડીકજ વાર છે. બરાબર બાર થતાંજ તું અને કપટકળા બંધિવાન બનશો."

"તે પહેલાં હું તને જહન્નમમાં મોકલી આપીશ." કપટકળા ઉશ્કેરાઇ છરા સાથે ભાનુકુમારની નજીક દોડી આવી.

ભાનુકુમાર ખડખડાટ હશી પડી હાથ લાંબો કરી તેને રોકતાં બોલ્યો; "કમજાત કુલટા ! ત્હેં આજ સુધી અનેકનાં ખુન કર્યાં છે; છતાં હજી ખૂનથી ધરાઇ નથી ? ખરેખર ! જે રાક્ષસી હોય છે એ તો સદાય એવીજ હોય છે. ચૂડેલ ! તારાં ક્રૂર કર્મોને યાદ કર. તારા પવિત્ર પતિ કિશોરના તેં શા હાલ કર્યા છે તેનો ખ્યાલ કર. એ બધા કર્મના બદલા તને હવે ટુંકમાંજ મળનાર છે."

કિશોરનું નામ શ્રવણ કરતાંજ કપટકળા કંપી ઉઠી. તેના મુખ-પર શ્યામતા છવાઇ ગઇ. તેણે તેના બાપને કંઇક ઇસારત કરી. તર-તજ કૃષ્ણનંદને ત્યાં ઉભેલા માણસો પ્રતિ દ્રષ્ટિ કરી કહ્યું, "મારા વફાદારો ! આ હરામખોરને બાંધો અને તેને આપણી સાથે લઇ ચાલો. મારો વિચાર તેને રીબાવી–રીબાવીને મારવાનો છે."

કૃષ્ણનંદનની આજ્ઞા સઘળાઓએ ધ્યાનપૂર્વક સાંભળી; પણ એકે માણસે આજ્ઞાનો અમલ કર્યો નહિ. સઘળા શાન્તિથી ઉભા રહ્યા. કૃષ્ણનંદન આશ્ચર્ય પામ્યો. તેણે મોટા અવાજથી કહ્યું, "કેમ કંઇ સાંભળતા નથી ? બ્હેરા થયા છો ? આને બાંધો."

તરતજ એક માણસ બોલી ઉઠયો; "તમે કોને આજ્ઞા કરો છો ?"

"તમને બધાને ?"

"અમે તમારા સેવકો નથી."

"ત્યારે ?" કૃષ્ણનંદન ભયથી ધ્રુજતાં બોલ્યો.

" શાર્દુલસિંગના." સઘળાએ જવાબ આપ્યો.

" શાર્દુલ મારો વફાદાર સેવક છે."

" ભૂલો છો. તેણે તમારી તરફની વફાદારીનો ત્યાગ કર્યો છે. તે હાલ આ ભાનુકુમારનો વફાદાર સેવક છે. અમે તેમની આજ્ઞાથીજ તમને કેદ કરવાને અહિં ઉભા છીએ."

કૃષ્ણનંદનને માથે પ્હાડ તૂટી પડયો હોય એમ થયું. તે સઘળો ભેદ સમજી ગયો. નાશી છૂટવાની આશા નિષ્ફળ ગઇ. તેનું માથું ભમવા લાગ્યું. તેની આંખ્યોએ અંધારાં વળ્યાં અને તેથી તે બે હાથે માથું પકડી જમીનપર બેસી ગયો. કપટકળા ભયભીત વદને ચારે તરફ નજર ફેરવવા લાગી. તેનો નિસો ક્યારનોએ ઉતરી ગયો હતો. તેના મુખપર કાળાશ ફરી વળી હતી.

ભાનુકુમારે કૃષ્ણનંદન તરફ નજર કરી કહ્યું,–" નિરપરાધિઓને પાયમાલ કરનાર પિશાચ! કેમ હવે શાન્ત થઇ નીચે બેસી રહ્યો છે? તારા માણસોને હુકમ કેમ ફરમાવતો નથી? પાપાત્મા તારી ઘડી હવે ભરાઇ ચુકી છે. તારો પાપકુંભ પણ સંપૂર્ણ ભરાઇ ચુકયો છે. તેં કરેલાં કર્મથી તારે કદાચ ફાંશીએ પણ ચઢવું પડશે." આમ બોલતા ભાનુકુમારે પોતાના માણસો તરફ જોઇ કહ્યું, " આ ગૂન્હેગારને અને તેની પુત્રીને કેદ કરો."

કૃષ્ણનંદન ચમકયો. ભાનુકુમારના સેવકો તેની આસપાસ ફરી વળ્યા અને તેને ચારે તરફથી જકડીને બાંધ્યો. બાદ કપટકળાને બાંધવા માંડી. તે ભાનુકુમારના ચરણમાં પડી બોલી, " કુમાર! મને બચાવો?"

"તારા અપરાધ ભયંકર છે. તું શિક્ષાની અધીકારી થઇ ચૂકીછે."

" મારી પર દયા કરો."

" સરકારના ન્યાયાસન સમીપ દયાની યાચના કરજે. તારા જેવી ભયાનક ભામિની પર દયા દર્શાવવાનો મને અધિકાર નથી."

" હુ મારાં પાપથી પસ્તાઉંછું." કપટકળાએ દીન વદને કહ્યું.

" પ્રથમ પ્રશ્ચાતાપ કર્યો હોત તો અત્યારે આ દશા ન થાત, ચંડાળણી ! તેં તારા પુણ્યાત્મા પતિનું જીવન રદ કર્યું છે. તે બીચારાને દુઃખના ડુંગરા તળે ત્હેં દાટયો છે. ગરીબ કમળાના જીવનમાં તેં ઝેર રેડ્યું છે. તારા પ્રતાપથી તે બીચારાં અત્યારે હતાં ન હતાં થઇ ગયાં છે. તે નિર્દોષના શ્રાપ તને આ વખતે નડયા છે. તને ભયંકરમાં ભયંકર શીક્ષા થવી જોઇએ અને થશે. "

" તે ચંડાળણીને તો જીવતાંજ શૂળીએ ચઢાવવી જોઇએ. " આમ બોલતા શાર્દુલસિંગે ત્યાં પ્રવેશ કર્યો. તેની પાછળ વીલીયમ, સત્યવીર—કુલસીંગ—રણમલ અને કનુભાઇએ પણ ત્યાં આવ્યા. કપટકળાને બંધિવાન બનાવવામાં આવી. તેની આંખ્યોમાંથી ચોધાર અશ્રુ વહેતાં હતાં, કૃષ્ણનંદન પોતાની પડતી નિહાળી અવાચક જેવો બની ગયો હતો, વીલીયમ—સત્યવીર વગેરેએ ભાનુકુમાર સાથે હાથ મેળવી તેને ધન્યવાદ આપ્યો. કુલસીંગ અશકત હતો. તેણે પોતાના ઉદ્ધારકને આશીષ આપી. ભાનુકુમારે પોતાનો શ્રમ સફળ થયો જાણી આનંદ પ્રદર્શિત કર્યો. આ પછી વીલીયમે કૃષ્ણનંદન અને કપટકળાને એક ઓરડામાં કેદ કરવાની અને ત્યાં સખત બંદોબસ્ત રાખવાની પોતાના માણસોને આજ્ઞા આપી. સેવકો પિતા—પુત્રીને લઈ ગયા અને બન્નેને એક ઓરડામાં પૂર્યા. કૃષ્ણનંદનના બીજા સાગ્રિતોને પણ કેદ કરી એક સ્થળે પૂર્યા. મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. કૃષ્ણનંદનના પકડાયાની ખબર આખા ગામમાં ફેલાઇ ગઈ હતી. કૃષ્ણપૂરમાં અનેક ઠગ—બદમાસો રહેતા હતા અને તેઓ કૃષ્ણનંદનના મદદગાર હતા. લગભગ આખું ગામ ઠગ—ચોરથી ભરેલું હતું. આ કૃષ્ણપૂર ઠગ પાટણના નામથી પણ ઓળખાતું. કૃષ્ણનંદનના પકડાવાથી તેના અનુયાયીઓ ગભરાયા અને ભવિષ્યનો વિચાર કરવાને એક ગુપ્ત સ્થળે એકત્ર થયા. આ વાતની બાતમી સત્યવીરને મળી. તરતજ તે અને વીલીયમ સાહેબ તેમના મદદગારો સાથે ઘોડે ચઢયા અને છૂપા સ્થળ આગળ જઇ હરામખોરોને ઘેરી લીધા. દુષ્મનોની પાસે બંદુકો જોઇ

પાપાત્માઓ ગભરાયા અને સઘળાઓએ બચાવને અર્થે વિનંતી કરી. સત્યવીરે સત્તાધિશના અવાજથી સઘળાને તાબે થઇ જવાની આજ્ઞા કરી. સઘળા શરણ થયા. વિલીયમે શાર્દુલસિંહને તેજ વખતે નજીકની છાવણી તરફ જઇ સૈનિકોની મદદ લઇ આવવાનું સૂચવ્યું. શાર્દુલસીંગ સાહેબની ચિઠ્ઠી લઇ તેજ વખતે ત્યાંથી રવાના થયો. વીલીયમ–સત્યવીર–રણમલ વગેરે ભરેલી બંદુકો સાથે પાપીઓને ઘેરી ત્યાંજ રહ્યા. સઘળાએ આખી રાત્રિ ત્યાંજ વ્યતીત કરી. પરોઢ થતાં શાર્દુલસિંગ સૈનિકો સાથે આવી પહોંચ્યો. સરકારી સિપાહીઓએ ગૂન્હેગારોને હાથકડી નાખી દીધી. વીલીયમે તેઓને સુરત લઇ જવાની આજ્ઞા આપી. સૈનિકો તમામ ગૂન્હેગારોને લઇ ત્યાંથી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ભાનુકુમારનો ભેદ.

પ્રાતઃકાળ થયો. ગામમાં શોક વ્યાપી રહ્યો હતો. સત્યવીર અને રણમલે કૃષ્ણનંદનના બે વિશ્વાસુ માણસોને માફી આપવાનું જણાવી ગામમાં બાકી રહેલા લુચ્ચા લોકને પકડ્યા અને જ્યાં જ્યાં ઠગ લોકોની ટોળીઓ ફરતી હતી તે સ્થળની માહિતી મેળવી તે ટોળીયોને પકડવા સૈનિકોની ટુકડીઓને રવાના કરી. કૃષ્ણપુરના પોલીસ થાણામાં જે સરકારી માણસો રહેતા હતા કે જેઓ કૃષ્ણનંદનને મળેલા હતા તેઓને પણ પકડી કેદ કરી છાવણી તરફ મોકલાવી દીધા. બે દિવસમાં તો કૃષ્ણપુરમાં રહેતા તમામ ઠગ–ફાંશીયાઓ પકડાઇ ગયા. તેમનાથી ત્રાસ પામેલા અન્ય જનોને આનંદ થયો. કૃષ્ણનંદનની તમામ મિલ્કત જપ્ત કરી. વીલીયમ સત્યવીર વગેરેએ કાર્ય પૂર્ણ થવાથી પ્રભુનો ઉપકાર માન્યો.

આજે પાંચમા દિવસની રાત્રિ હતી. સવારમાં સઘળાએ ત્યાંથી પ્રયાણ કરવાનો ઠરાવ કર્યો હતો. રાત્રિએ સઘળા કૃષ્ણનંદનના વિશાળ દિવાનખાનામાં એકત્ર થઇ વાતો કરી રહ્યા હતા. વીલીયમે અને સત્યવીરે પોતાને મૂકત કરવાને માટે શાર્દુલસિંગનો ઉપકાર માન્યો. શાર્દુલે ભાનુકુમારનો ઉપકાર માનવાનું જણાવી કહ્યું કે; હું તો આ કુમારશ્રીનો સેવક છું. તેમની આજ્ઞા મુજબજ મેં સો કાંઇ કર્યું છે."

વીલીયમે ભાનુકુમાર સામે જોઇ પૂછ્યું; "તમારો અમારીપર મહાન ઉપકાર થયો છે. કુમારશ્રી! આપ કયા રાજકુળને શોભાવો છો ?

ભાનુકુમારનો જવાબ સાંભળવાને સઘળા આતુર થઇ રહ્યા. રણમલ અને કનુભાઇ પરસ્પરમાં હાથ દબાવી હસ્યા. ભાનુકુમારે સ્હેજ હસ્તાવદને કહ્યું; " હું મારી ઓળખાણ જાતે :જણાવી શકું એમ નથી.

"કારણ ?" સત્યવીરે પૂછ્યું.

"કદાચ કંઇક ભેદ હશે ?" કનુભાઇએ કહ્યું.

"આપણે તો હવે મિત્રો બન્યા છીએ. અમારાથી ભેદ રાખવાની કાંઇ જરૂર નથી." વીલીયમે કહ્યું.

"હું કોણછું તે આ નામદાર ઠાકોર સાહેબ જણાવી શકશે." ભાનુકુમારે કહ્યું.

ભાનુકુમારના બોલવાથી સઘળાને આશ્ચર્ય ઉત્પન્ન થયું. જે ભાનુકુમારે બહાદુરીનું કાર્ય કર્યું હતું તેને આવી રીતે બોલતો અને શરમાતો જાણી સઘળાની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. સત્યવીરે રણમલસિંહને પૂછ્યું. રણમલસિંહ ગંભીર વદને બોલ્યો; "હું આશ્ચર્ય પામુંછું કે મારા દિવાનજી પોતાના સંબંધીને પણ ઓળખી શકતા નથી ?

"કયા સંબંધીને ?" સત્યવીરે વધુ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"આ ભાનુકુમારને." રણમલે કહ્યું.

"શું તેઓ મારા સંબંધી છે ?"

"હું તો એમજ માનુંછું."

"નામદાર ! આપ મારી મશ્કરી તો કરતા નથીને ?"

" હું તો ખરૂંજ કહુંછું, પછી ભલે તમે મશ્કરી માનો. બોલો ભાનુકુમાર! તમે મારા દિવાનજીના સગા થાવ છો કે નહિ ?"

" ભાનુકુમાર નિરૂત્તર રહ્યો. સત્યવીર ગભરાયો. તેણે ધારી–ધારીને ભાનુકુમાર સામે જોઇ કહ્યું, "મને તો આમાં કંઇ પણ સમજ પડતી નથી. નામદાર ! કૃપા કરીને જણાવો કે આ કુમારશ્રી કોણ છે અને ક્યાંના રહેવાશી છે ? "

કનુભાઇથી હવે બોલ્યા વિના રહેવાયું નહિ. તે તત્કાળ બોલ્યા, " દિવાનજી ! હું તમને આ પળેજ કુમારશ્રીની ઓળખાણ કરાવું છું અને તે તમારા સંબંધી છે કે નહિ તે તમારા મુખેજ કબુલ કરાવું છું. બોલો દિવાન સાહેબ ! આપણા શાસ્ત્રમાં સૂર્ય ભગવાનનાં કેટલાં નામ વર્ણવેલાં છે ? "

" ઘણાં; પણ તેથી શું ? "

" એમાંજ આ કુમારશ્રીનો ભેદ છૂપાએલો છે. વારૂ સૂર્ય ભગવાનના એકાદ બે નામ બોલો જોઇએ ? "

" એક તો ભાનુ. "

" વારૂ બીજું ? "

" પ્રભાકર. "

" ત્રીજું આવડે છે કે ? "

" હા. "

" શું ? "

" સવિતા. "

" વારૂ આપને કોઇ સવિતા નામનું સગું છે કે ?" કનુભાઇએ હશીને પૂછ્યું.

સત્યવીર ચોંકયો અને આંખ્યો ફાડી ભાનુકુમારની સામે જોતાંજ બોલી ઉઠયો.

" આ કોણ સવિતા ? આશ્ચર્ય ?! "

વીલીયમ–ફુલસીંગ અને અન્ય જનો પણ વિસ્મયતાથી ભાનુ-

કુમારની તરફ જોઇ રહ્યા. પુનઃ સત્યવીરે પૂછ્યું, "સવિતા આ બધો શું ગોટાળો છે ?"

"બીજો તે શો ગોટાળો હોય ? પણ તમે એકાએક ખોવાઇ ગયા અને સવિતાબાઇ ભાનુકુમાર બની આપને ખોળવા નીકળ્યાં. તે કારણથી આ બધો ગોટાળો થયો." કનુભાઇએ હસ્તાં હસ્તાં જણાવ્યું.

વીલીયમ સાનંદાશ્ચર્યથી સવિતાના મુખ તરફ જોતાં બોલ્યો, "શ્રીમતી સવીતાદેવીએ મહાન બહાદુરીનું કામ કર્યું છે. તેમને ધન્ય-વાદ ઘટે છે. તેમણે એક વીર રમણીને લાયકનું કાર્ય કરી અમને બચાવ્યા છે. જે ભારતવર્ષમાં આવી પવિત્ર અને વીર રમણીયો ઉત્પન્ન થાય છે તેને માટે આ ભૂમિને પણ હજારો ધન્યવાદ ઘટે છે. સવિતા બ્હેન ! તમારી સઘળી વાર્તા સાંભળવાને મારૂં મન અધિરૂં થઇ રહ્યું છે."

"મારી પ્રશંસા સાંભળી હું શરમાઉં છું. મારાથી કંઇ પણ મોટું કામ થયું નથી. મારી વાતમાં સાંભળવા જેવું પણ કંઇ નથી. આપ વડિલો સમક્ષ બોલતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે." સવિતાએ જણાવ્યું.

રણમલ બોલ્યો; "સવિતા ! તું અમારી બ્હેન જેવી છે. ભા-ઇઓથી શરમાવું જોઇએ નહિ. સાહેબની ઇચ્છા તારી વાત સાંભળ-વાની છે; તો વગર સંકોચે તારી કથા વિદીત કર."

"કપટકળા સાથે પ્રેમ સંવાદ કરતાં કંઇએ શરમાતાં ન્હોતાં ? અને હવે આ વખતે શાને શરમાવ છો ?" કનુભાઇએ હશીને પૂછ્યું.

સઘળું મંડળ હશી પડ્યું. સવિતા બોલી, "દિવાનસાહેબ અને ફુલસીંગભાઇના પકડાઇ જવાથી હું તરતજ ત્યાંથી નીકળી અને ઘોડા પર સ્વાર થઇ નાશી છૂટી. મારા નાશી જવાની દુષ્મ-નોને ખબર પડી નહિ. રાત્રિના અંધકારે મને નાશી જવામાં સારી મદદ કરી. દુષ્મનોના પાછળ આવવાનો ભય મને પ્રતિપળે લાગતો હતો. ભયંકર કાળી રાત્રે હું હિંમતથી આગળ વધે જતી હતી. ચારેક દિવસની મુસાફરી કરી હું મુજફરપૂર ગઇ. ત્યાં જતાં મને

માલુમ પડ્યું કે નામદાર ઠાકોરસાહેબ અને કનુભાઇ દિવાનજીની શોધને અર્થે નીકળી પડયા છે. મેં થોડાક સૈનૈયા સાથે લઇ ત્યાંથી પ્રયાણુ કર્યું. મારો વિચાર મારી પ્રતિજ્ઞા પૂરી કરવાનો હતો. દિવાન સાહેબને મેં એક વખતે કહ્યું હતું કે તમારૂં ખૂન કરવા ઇચ્છનાર પાપીને હું બંધિવાન બનાવી તમારા ચરણુમાં રજુ કરીશ. મારા એ શબ્દોની મને વિસ્મૃત્તિ થઇ ન્હોતી. દિવાનસાહેબ અને કુલસીંગને કોણે પકડયા છે અને કયાં લઇ ગયા છે તેની મેં બરાબર માહિતી મેળવી. પ્રથમ મેં કૃષ્ણુનંદનની તપાસ કરી તો મને જણાયું કે તે હરામખોર અમરકોટ ગયો છે. કારણુ કે અમરકોટના ઠાકોર સૂર્યમલનો તે મિત્ર હતો. મેં અમરકોટ જઇ તેની તપાસ કરી તો તે દુષ્ટ હું ત્યાં ગઇ તેની પહેલાં બે કલાક અગાઉ ત્યાંથી નીકળી ગયો હતો. હું બીજે દિવસે ત્યાંથી નીકળી કૃષ્ણુપૂરના પંથે પ્રયાણુ કરવા લાગી. ડુંગરાળ પ્રદેશમાં આવતાં માર્ગ ચૂકી અને ભૂલી પડી. હું આસપાસ ફરવા લાગી. મારી ચારે તરફ મોટા ડુંગરો આવી રહ્યા હતા. ઝાડી પણુ પુસ્કળ આવેલી હતી. જંગલી જાનવરો ધોળે દિવસે દોડી જતાં મારી નજરે પડતાં હતાં. હું માર્ગ મેળવવા ઘણુંએ ભટકી પણુ મને માર્ગ મળ્યો નહિ. રસ્તાની શોધમાં દિવસ પૂરો થવા આવ્યો, હું અને મારો ઘોડો થાકી ગયાં હતાં. રાત્રિ પડશે. આ વિકટ સ્થાનમાં શી રીતે રહેવાશે વગેરે વિચારો મારા હૃદયમાં ભય ઉત્પન્ન કરતા હતા. હું હિંમત રાખી આગળ વધી અને એક નાના ડુંગરા પર ચઢી દુર નજર કરી તો એક નાની નદી સર્પાકારે વ્હેતી મારી નજરે પડી. હું ડુંગર પરથી ઉતરી એ તરફ ચાલી અને સાયંકાળ થતાં નદી આગળ આવી. નદી આગળનો પ્રદેશ સપાટ હતો. દૂર ડુંગરાઓની લાંબી હારો આવેલી હતી. આ નદીને કિનારેજ મેં રાત્રિ ગાળવાનો નિશ્ચય કર્યો. હું ઘોડેથી નીચે ઉતરી અને આસપાસથી સુકાં લાકડાં વીણી આણી દેવતા સળગાવ્યો. દેવતા સળગાવવાનું કારણુ એ કે જો કોઇ માણસ હોય તો તાપણુાથી મારી તરફ આવે

અને બીજું એ કે દેવતા જોઇ વાઘ વરૂ પાસે આવે નહિ. મેં નદીમાં સ્નાન કરી સાથે રાખેલું ભાતું ખાઇ લીધું. લીલું ઘાસ ત્યાં પુશ્કળ હોવાથી ઘોડો આનંદથી ચરતો હતો. હું સાયંકાળની રમણીયતા જોઇ રહી. પણ મનમાં વિચાર થઇ રહ્યા હતા કે હમણાં રાત્રિ પડશે, નિશાચરોનું સામ્રાજ્ય શરૂ થશે. આ વિકટ સ્થળમાં મારી શી ગતી થશે ? આવા વિચાર મને ધ્રુજાવી રહ્યા હતા. હું મન સાથે પ્રભુનું રટણ કર્યાં કરતી હતી. અંતે રાત્રિ પડી. કૃષ્ણપક્ષ હોવાથી સઘળો અંધકાર ફેલાયો. રાત્રિનો ડરામણો દેખાવ મારી નજર સામે આવીને ઉભો રહ્યો.

રાત્રિના ભિષણ અંધકારથી વૃક્ષો અને ડુંગરાઓ ભૂત સમાન ઉભેલાં જણાવા લાગ્યાં. નિશાચર પક્ષીઓ અને પશુઓના અવાજ હૃદયમાં ભય ઉત્પન્ન કરવા લાગ્યા. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. હું પ્રભુનું સ્મરણ કરતી રાત્રિ ગુજારવા લાગી. મારી ચારે તરફ લાકડાં સળગતાં હતાં. આથી હિંસક જાનવરો મારી નજીક આવી મને ઇજા કરી શકયાં નહિ. મેં બે ત્રણ વાર વાઘ–વરૂને મારાથી થોડેક દૂર થઇને જતા જોયા હતા.

આખરે જેમ તેમ કરી રાત્રિ પૂરી કરી. પ્રભાતકાળ થયો. સૃષ્ટિ સૌન્દર્યમયી જણાવા લાગી. પક્ષીઓ મધુરા ટહુકારથી રમણીયતાને વધારી રહ્યાં હતાં. મારો ઘોડો મારી નજીકમાંજ ઉભો હતો. તે અવાચક જાનવર આખી રાત મારી પાસેથી લગીર પણ દૂર ખસ્યું ન્હોતું, મેં તેની પીઠ પર હાથ ફેરવ્યો. તે પછી મેં નદીમાં ઘોડાને નવરાવી મેં પણ સ્નાન કરી લીધું. ન્હાવાથી ઉજાગરો કંઇક ઓછો જણાયો. બાદ ઘોડા પર સ્વારી કરી હું નદીના કિનારે આગળ જવા લાગી. નાનકડી નદી સર્પાકારે વાંકી ચૂંકી વ્હેતી હતી. હું જેમ જેમ આગળ વધતી ગઇ તેમ વિકટ રસ્તો આવતો ગયો. બપોર થતાં સુધીમાં તો મેં ઘણો રસ્તો કાપી નાખ્યો. વિશ્રાન્તિની કંઇક જરૂર હોવાથી બપોરા ગાળવા હું ઘોડેથી નીચે ઉતરી. ઘોડો ઘાસ

ચરવા લાગ્યો. હું વિચારે ચઢી. એવામાં મારે કાને કોઇક માણસનો ધીમો અવાજ સંભળાયો. હું ચમકી અને તરત ઉભી થઇ અવાજ આવતો હતો એ તરફ જોવા લાગી. મારી અસંત અજાયબીની અંદર મને જણાયું કે કોઇ એક માણસ જમીન પર પડેલો છે, કોઇ દુઃખી માણસ હશે ધારીને હું ઘોડે ચઢી, ત્યાં ગઇ અને જોઉં છું તો એક માણસ લોહી લુવાણ થઇને ત્યાં પડેલો હતો. તેનું શરીર ઘવાએલું હતું. તેનું મુખ જોતાં તે માણસ લુંટારા જેવો લાગતો હતો; પણ એ વખતે રાંક જેવો જણાતો હતો, તેને મદદની જરૂર હોય તેવી રીતે તેણે મારા સામે જોયું. મેં ઘોડેથી ઉતરી તેની સારવાર કરી. તેના ઘા ધોઈ નાખી પાટા બાંધ્યા અને પછી મારી પાસેના ભાતામાંથી તેને ખાવાનું આપ્યું. સાંજ પડતાં તે કંઇક ટટાર થયો. વિકટ રસ્તાનો ભોમીયો હતો. તે ધીમે રહી ઉભો થયો અને તેને મેં મારા ઘોડા પર ટેકો આપી બેસાડયો અને પછી હું ઘોડાને દોરી આગળ ચાલવા લાગી. અમે રાત્રિ પડતાં એક નાના ગામમાં આવ્યાં. આ ગામ નાનું હતું. આશરે ચાળીસ પચાસ ઘરની વસ્તી હતી. તે ઘવાએલો માણસ મને એક નાના ઘર આગળ લઇ આવ્યો, આ ઘર તેનું હતું. ત્યાં પચીસેક માણસો બેઠેલાં હતાં. તે માણસને જોતાંજ સઘળાંએ આનંદ પ્રદર્શિત કર્યો; અને મને સઘળા ધારી ધારીને જોવા લાગ્યા. એક માણસે ઢોલીયો પાથર્યો. ઘવાએલો માણસ તેની પર સુતો. મેં અનુમાન કર્યું કે આ માણસ આ લોકોનો મુખી હોવો જોઇએ. મારૂં અનુમાન ખરૂં ઠર્યું. ત્યાં મારી સારી સેવા ચાકરી થઇ. હું ત્યાં ૭ દિવસ રહી. મારી કાળજીથી તે માણસ ધીમે ધીમે હરતો-ફરતો થઇ ગયો. તેણે મારો ઉપકાર માન્યો. મેં તેને ઘવાયાનું કારણ પૂછ્યું. જવાબમાં તે માણસે તેની સત્ય હકીકત જણાવતાં કહ્યું કે હું લુંટારો છું, આ ગામ મારૂં છે. ગામના બધા લોકનો હું નાયક છું. બધા માણસો લુંટ-ચોરીનો ધંધો કરે છે. હું દસ માણસો સાથે લુંટ કરવા નીકળ્યો હતો અને સરકારી તીજોરી લુંટતાં અમારે ઝપાઝપી થઇ. સરકારી

માણસો વિશેષ હોવાથી અને તેમની પાસે બંદુકો હોવાથી મારા દસેક માણસો મરાયાં. હું નાસવા લાગ્યો અને સરકારી સિપાહીઓ ગોળીઓ વર્સાવતા મારી પાછળ પડયા. છેવટે હું ઘવાયો અને તમે જ્યાં જોયો ત્યાં શુદ્ધ વિહિન થઈ પડયો. સિપાહીઓ મને પડેલો જોઇ પાછા ગયા. ઘણીવારે મને શુદ્ધિ આવી. મારાથી ઉઠી શકાય એમ ન્હોતું. મારે મદદની જરૂર હોવાથી હું બૂમો પાડવા લાગ્યો અને પરીણામે તમે આવી મારી સારવાર કરી.

તેનું બોલવું સાંભળી મેં તે લુંટારાને નીતિ–સત્યના દાખલા આપી લુંટ–ચોરીનો ધંધો તજી દેવાનું જણાવ્યું. હું જ્યાં સુધી તેની પાસે રહી ત્યાં સુધી તેને શુભ ઉપદેશ કર્યા કર્યો. છેવટે તેનું મન પીંગળ્યું અને તેણે જણાવ્યું કે જો કોઇ સ્થળે સારી નોકરી મને અને મારા માણસોને મળી જાય તો અમે આ ધંધાને છોડીએ. મેં તેને અને તેના સઘળા અનુયાયીઓને નોકરીએ રાખવાનું વચન આપ્યું. મેં તેને જણાવ્યું કે: હું રાજકુમાર છું અને તમને સઘળાને આજથી મારી નોકરીમાં રાખું છું. સઘળા ખુશી થયા. તે લુંટારા સરદારે તેની તમામ વાત મને વિદિત કરી. પોતાનો મુખ્ય નાયક કૃષ્ણનંદન છે એ જણાવી કૃષ્ણનંદનની તમામ વાત તેણે મને કરી. કૃષ્ણનંદનનો માણસ મારો મદદગાર થવાથી મને ઘણો આનંદ થયો; પણ મનમાં ભય રહ્યા કરતો હતો કે રખેને લુંટારો ફરી જાય. હું બીજા ચાર દિવસ ત્યાં રહી. મેં મારી પાસેની સોના મ્હોરો તેને આપી દીધી. પરીણામે તેણે મને વફાદાર રહેવાનું વચન આપી મારા મનમાંનો ભય દૂર કર્યો. પ્રભુ કૃપાએ તે લુંટારાનું મારી તરફ કુદરતી રીતેજ ખેંચાણ થયું. આખરે તે લુંટારો મને તેના સગાભાઇની માફક ચહાવા લાગ્યો. તેના સઘળા માણસો મારી આજ્ઞા ઉઠાવવા લાગ્યા. હું પુરૂષ પોશાકમાં હોવાથી મારો ભેદ કોઇના જાણવામાં આવ્યો ન્હોતો; પણ દિવસો જતાં મારો ભેદ ખુલ્લો થવાની શંકા મને હરપળે થયા કરતી હતી. ભયાનક લુંટારો સત્યને રસ્તે ચઢયો છે. તેને મારા ઉપદેશની બરાબર

અસર થઇ છે તે હવે કદાપિ નીચ ધંધો કરશે નહિ એવી મારી ખાત્રી થઇ ચૂકી હતી. મારો આત્મા પણ સાક્ષી પૂરતો હતો. આથી છેવટે મેં તેને મારો ભેદ જણાવવાનો નિશ્ચય કર્યો.

એક વખતે હું અને તે એકાન્તમાં બેઠાં હતાં; તે વખતે મેં તેની પાસેથી વચન લઇ મારો ભેદ ખુલ્લો કર્યો. તે ઘણું આશ્ચર્ય પામ્યો અને મારી હિંમત તથા સાહસથી પ્રસન્ન થઇ મને પોતાના ધર્મની બ્હેન કહી આનંદ દર્શાવ્યો. મેં તેને તમામ વાત વિદીત કરી. તે મદદ આપવા તૈયાર થયો, તેણે તેના કોઇપણ માણસને જણાવ્યું નહિ કે હું સ્ત્રી છું. આ પછી અમે અમારા માણસોને લઇ આ તરફ આવવા નીકળ્યાં.

આ તરફ આવતાં અમે એક સ્થળે મુકામ નાંખ્યો. તે સ્થળે અરણ્ય આવેલું હતું. હું એકલી ઘોડાપર બેસી થોડેક દૂર ફરવા નીકળી. એવામાં મારે કાને કોઇની ધીમી કરૂણ ચીસ સંભળાઇ. હું તરત એ તરફ દોડી ગઇ. જ્યાં જઇ જોતાં મને એક મડમસાહેબ ઝાડ સાથે બંધાએલાં જણાવ્યાં. હું......"

"શું મેમસાહેબ ?" વીલીયમે વચ્ચેજ પ્રશ્ન કર્યો.

"હા; તે આપનાંજ ધર્મપત્નિ હતાં."

"ઓ માય ગોડ !! પછી ?"

"મેં તેમને ઝાડેથી છોડયાં. પછી તેમણે મને તમારા પકડાઈ જવાની અને પોતાને ઝાડના થડે બંધાવાની વાત કરી."

"જાલીમ લુંટારા !" આટલું બોલી પુનઃ વીલીયમે પૂછ્યું, "મેમસાહેબ હાલ ક્યાં છે ?"

"મેં તેમને મારા માણસો સાથે મુજફ્ફરપુર મોકલી દીધાં છે. ત્યાં તેઓ મઝામાં છે."

"બહેન સવિતા! તારો મારી ઉપર મોટો ઉપકાર થયો છે. પ્રભુ તને સર્વદા સુખી રાખો." વીલીયમે મંગળમય વચન ઉચ્ચાર્યાં.

"વાહ સવિતા! પછી તમે શું કર્યું ?" કનુભાઇએ પૂછ્યું.

"મહમ સાહેબને મુજફરપુર મોકલાવી હું આ તરફ આવી. કૃષ્ણપુરમાં જઇ કેવી રીતે વર્તવું તેની ચર્ચા મેં મારા મદદગાર સાથે ચલાવી અને પછી નિશ્ચય કર્યો કે તે પહેલાં કૃષ્ણનંદનના ઘરની છૂપી બાતમી મેળવવી.

મેં મારા મદદગારને કૃષ્ણપુરની પાસે આવેલી ઝાડીમાં રહેવાનું કહી કૃષ્ણપુર તરફ પ્રયાણ કર્યું. મેં ગરીબ ભીખારી જેવો વેશ ધારણ કર્યો. મને વાંસળી વગાડતાં આવડતી હોવાથી એક વાંસળી પણ સાથે લીધી અને પછી કૃષ્ણનંદનના મકાનની પાછળ આવેલા તેના બગીચાના માળીને મળી તેની ભાઇબંધી બાંધી. બાદ કપટકળા સાથે બગીચામાં મેળાપ થયો. મેં વાંસળીમાં તેને ગુલતાન બનાવી. તેણે મને નોકર રહેવાનું કહ્યું. હું ભલો નામ ધારણ કરી તેની પાસે રહી અને થોડા દિવસમાં તો મારે જે જાણવાનું હતું તે જાણી લઇ ત્યાંથી રસ્તે પડી. એ પછી અમારી ટોળી જંગલમાં બેઠેલા બે સાધુરામોને મળી અને તેમની સાથે અહિં આવી અમારા કાર્યની પૂર્ણાહુતી કરી."

સવિતાની વાત પૂરી થઇ. સઘળા ખુશી થયા અને સવિતાની પર ધન્યવાદનો વરસાદ વરસાવવા લાગ્યા. સત્યવીર તો આભોજ બની ગયો અને દુષ્મનોને પકડવાની કરેલી પ્રતિજ્ઞા પોતાની પત્નિએ પૂર્ણ જાણી મનમાંજ તેની પ્રશંસા કરવા લાગ્યો. એવામાં વિલીયમને કંઇક યાદ આવતાં પૂછ્યું, "બ્હેન! તને મળેલા બે સાધુરામો કોણ?"

"આ નામવર ઠાકોરસાહેબ અને આ કનુભાઇ!"

"ઓ માઇ લોર્ડ! શું ઠાકોર સાધુ?" વીલીયમે ઉદ્દગાર કાઢ્યા.

"હા, પણ આ ભાનુભાઇએ અમને ધમકી બહુ આપી હતી હોં?" કનુભાઇએ જણાવ્યું.

પુનઃ સઘળા હશી પડયા. રણમલ બોલ્યો, "દેવી સવિતા! તારો મદદગાર લુંટારો કોણ?"

"આ શાર્દુલરાજ."

" ધન્ય છે તેને. " સઘળાએ ધન્યવાદ આપ્યો.

શાર્દુલે સઘળાની આગળ શીર ઝુકાવ્યું. રણમલે તેને સરદાર પદે સ્થાપ્યો અને કૃષ્ણનંદનના મકાનમાંથી મળેલો માલ તેને અને તેનાં માણસોને વ્હેંચી આપ્યો. આ પછી સઘળાં મુજફ્ફરપુર પ્રતિ પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### છત્રીસગઢમાં.

કૃષ્ણનંદન, ઠગ લોકોનો નાયક—ભયંકર લુંટારો કેદ પકડાયો. તેની પુત્રી કપટકળા પણ તેની સાથે પકડાઇ. તે ઉપરાંત અનેક ઠગ લોકો પકડાયા અને કેદમાં પુરાયા. કપટકળા અને કૃષ્ણનંદનને લઇ સત્યવીર—રણમલ વગેરે મુજફ્ફરપુર જવાને નીકળ્યા. છત્રીસગઢ માર્ગમાં આવતું હોવાથી પોતાના આગમન સમાચાર જણાવવા વિલીયમે એક ઘોડેસ્વારને અગાઉથી રવાના કર્યો. કૃષ્ણનંદનનાં મકાનોને તાળાં વસાયાં. બાદ સઘળા ઘોડેસ્વાર થઇ ત્યાંથી ચાલી નીકળ્યા. કૃષ્ણનંદન અને કપટકળાને પણ ઘોડાપર બેસારવામાં આવ્યાં હતાં. બાપ દિકરીના ઘોડાની આસપાસ બીજાઓના અશ્વો હતા. પીતા—પુત્રીનાં મુખ મ્લાન જણાતાં હતાં. તેમના મુખપર શોકની કાળાશ છવાઇ ગઇ હતી. રાત્રિ—દિવસ માર્ગ કાપતું મંડળ છેવટે છત્રીસગઢ આવી પહોંચ્યું. છત્રીસગઢના રાજાને અગાઉથી ખબર મોકલી હોવાથી આવનાર મ્હેમાનોના સત્કારની સારી વ્યવસ્થા થઇ રહી હતી.

નગરના પાદરે આવી સઘળા આગળ વધતા અટકયા. રણમલે સત્યવીરને નજીક બોલાવી તેના કાનમાં કંઇક કહ્યું. સત્યવીર હસ્યો. પોતાના હસવાનો ભેદ તેણે વિલીયમ અને સવિતાને જણાવ્યો. સવિ-

તાએ મર્મ શબ્દો રણમલને સંભળાવ્યા. આ પછી રણમલ અને કનુ-ભાઇ ત્યાંથી છૂટા પડયા. તેઓ ક્યાં ગયાં કેમ ગયા તેની આગળ ઉપર ખબર પડશે. બન્નેના ગયા પછી વીલીયમે અને સત્યવીરે ઘણીવાર સુધી વિચાર કરી કૃષ્ણનંદન અને કપટકળાને મુજફરપુર મોકલી આપવાનો નિશ્ચય કર્યો. એ કામ શાર્દુલસિંહને સોંપાયું. શાર્દુલસિંહ અને તેનાં માણસો બન્ને કેદીયોને લઇ મુજ-ફરપુર તરફ જવા ઉપડી ગયા.

વીલીયમે એક ઘોડેસ્વાર દોડાવી પોતાના આવવાના સમાચાર દરબારને મોકલાવ્યા. છત્રીસગઢના રાજા સાહેબ અને તેમનો દિવાન માણેકચંદ દરબારી મંડળ સાથે સામા આવ્યા અને સાહેબ તથા સત્યવીર વગેરેનો પ્રેમથી સત્કાર કરી નગરમાં લઇ ગયા. સઘળા રાજમહેલે આવ્યા. સઘળાનું કુશળ પૂછાયું. રાજાએ મ્હેમાનોનું સારૂં સ્વાગત કર્યું. સત્યવીરે ઠગ સરદારના પકડાયાની વાત જણાવી. રાજા અને દિવાન ઘણા ખુશી થયા. દિવાને સત્યવીર અને વીલીયમને જોવા લાયક સ્થળો બતાવ્યાં. આખા નગરમાં પણ ફેરવ્યા. રમણીય સ્થળ અને રાજ્યની સુવ્યવસ્થા જોઇ વીલીયમ પ્રસન્ન થયો. દિવાને કિશોરે સ્થાપેલું ગોઆશ્રમ બતાવ્યું. તેમાં હજારો ગાયો હતી. સઘળી શરીરે હ્રષ્ટ–પુષ્ટ હતી. આ સ્તુત્ય કાર્યને માટે વીલીયમે કિશોરનાં વખાણ કરી મુકામે આવી દિવાનને પૂછ્યું; "કિશોરલાલ પંડીતને હું ઓળખું છું."

"હા, તેઓ પણ મને કોઇ કોઇ વખતે કહેતા હતા કે સાહેબ સાથે મારે પરીચય છે." દિવાને કહ્યું.

"તે કિશોર હાલ ક્યાં છે ?"

"તે થોડાક દિવસથી બહાર ગામ ગયા છે."

"કઇ તરફ ગયા છે તેની કંઇ ખબર છે કે ?" સત્યવીરે પૂછ્યું.

"હા, મારા સમજવા પ્રમાણે મુજફરપુર તરફ ગયા છે." દિવાને જણાવ્યું.

" શું મુજફ્ફરપુર ? " સત્યવીરે કંઇક આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

" હા, તેમને ખબર મળી છે કે કમળા ત્યાં છે."

" શું કમળા મુજફ્ફરપુરમાં છે ? " પુનઃ સત્યવીરે પૂછ્યું.

" હા, એક મહમદ કરીને કોઇ માણસ આવ્યો હતો; તેણે જણાવ્યું હતું કે કમળા મુજફ્ફરપુરમાં આવેલા કોઇ મહંતના મંદિરમાં છે."

" અમારા નગરમાં એકજ મહંત છે અને તે મુક્તિ મંદિરનો માલીક છે."

" તેજ મહંતના કબજામાં કમળા છે. મહંતના અત્યાચારથી અકળાએલી કમળાએજ મહમદને આ તરફ મોકલ્યો હતો."

" ખરેખર એમજ હોવું જોઇએ. તે મહંતના વિશે અનેક પ્રકારની વાતો ચાલે છે, પણ આજ સુધી મેં એ તરફ ધ્યાન આપ્યું ન્હોતું. ધર્મના બ્હાને એ સ્થળે પાપાચાર થાય છે અને મુક્તિ મંદિર પાપમંદિર છે એવું ઘણા માણસો મને કહેતા હતા; પણ હું માનતો ન્હોતો. પણ હવે મારૂં મન શંકાશિલ બને છે. ગરીબ બિચારી કમળા દુનીયામાં જન્મ લઇ બહુ દુઃખી થઇ છે. પ્રભુ તેને સુખી કરો."

" કમળાએ પ્રથમ આપની તપાસ કરાવી હતી, પણ આપ અને ઠાકોરસાહેબ નગરમાં નથી એવું જાણીનેજ તેણે મહમદને આ તરફ મોકલ્યો હતો."

" એમજ હોવું જોઇએ. કમળા મારી બ્હેન છે. હું મુજફ્ફરપુરનો દિવાન છું એવું તે સારી રીતે જાણે છે. પણ કિશોર અહિં છે એવી તેને શી રીતે ખબર પડી ? "

" મુક્તિ મંદિરમાં એક વર્તમાન આવે છે. તેમાં કિશોરનો ગૌરક્ષા સંબંધીનો લેખ છપાએલો હતો. તે લેખ કમળાના વાંચવામાં આવ્યો અને તે લેખની ભાષા—શૈલી અને કિશોરની ગૌભક્તી પર પ્રથમથીજ પ્રેમ હોવાનું જાણી કમળાએ અનુમાન કરેલું કે કિશોર

સાંજ હશે. વળી તેણે મહમદને એક ચિઠ્ઠી લખી આપી હતી. તે ચિઠ્ઠી મહમદે કિશોરને બરાબર ઓળખ્યા પછીજ આપી હતી."

"આ સઘળી બીના તમે મહમદ પાસેથીજ જાણી હશે ?"

"હા."

"કિશોરચંદ્ર એકલા ગયા છે કે તેમની સાથે બીજું કોઇ ગયું છે ?"

"એક સંન્યાસી તેમની સાથે છે."

"સંન્યાસી ?" અત્યાર સુધી શાન્તિથી શ્રવણ કરી રહેલા વિલીયમે પૂછ્યું.

"હા, કોઇ એક ભવ્ય સંન્યાસી હતા."

"નક્કી એજ." વીલીયમે સત્યવીરને કહ્યું, "તે દિવ્ય મૂર્તિના દર્શન કરવાને હું અધીરો થઇ રહ્યો છું. આપણે જલ્દીથી મુજફ્ફરપુર પહોંચી જવું જોઇએ."

"આપણે પરમ દિવસે સાંજના ઉપડી જઇશું."

"કમળા અને કિશોરને પણ જલ્દીથી મદદ કરવાની ઘણી જરૂર છે."

"હું જાણું છું. મુક્તિ મંદિરનો સાધુ નર રાક્ષસ છે."

"મેં તેને કનુભાઇ પર ચિઠ્ઠી લખી આપી છે." દિવાને જણાવ્યું.

"કનુભાઇ અને ઠાકોરસાહેબ અમારી સાથેજ હતા."

"તેઓ અહિં આવવાના હતાને ?" માણેકચંદે પૂછ્યું.

"તેઓ કાલ સાંજ સુધીમાં અત્રે આવવા જોઇએ. અમારે અહિંથી સાથેજ નીકળવાનું છે."

"અમારા રાજાસાહેબ આપના નામવર ઠાકોરસાહેબને મળવાની ઘણી ઇચ્છા ધરાવે છે."

"તેમની ઇચ્છા આજકાલમાં જરૂર પૂર્ણ થશે. વળી અમારા ઠાકોરસાહેબ અને કનુભાઇ પણ અહિં આવવાને ઘણાજ આતુર છે." સત્યવીરે સહાસ્ય વદને કહ્યું.

સત્યવીરના બોલવાનો ભાવાર્થ માણેકચંદ સમજ્યો હોય એમ જણાયું. તે બોલ્યો, "મ્હારે આપની સાથે એક અગત્યની વાત કરવી છે અને તેમાં આપની સલાહ–મદદની જરૂર છે."

"આપને જે અગત્યની વાત કરવાની છે; તે હું કંઇક સમજી શક્યો છું. છતાં આપને પૂછવું હોય તે ખુશીથી પૂછો. હું તમારો મિત્ર છું. મારે તમને મદદ અને યોગ્ય સલાહ આપવી એ મારી ફરજ છે."

"માણેકચંદ! તમારે જે કહેવું હોય તે કહો. તમે તો અમારા મિત્ર છો." સાહેબે ઉમેર્યું.

"મારા હૃદયની વાત દિવાનસાહેબ સમજ્યા હોય એમ તેમના બોલવા પરથી અનુમાન થાય છે. વળી તે વાત ઘણા દિવસથી ચર્ચાઇ પણ ચૂકી છે. હવે તે વાત સ્પષ્ટ કરવાનો સમય નીકટ આવી પહોંચ્યો છે. સત્યવીરભાઇ! મારા રાજાસાહેબનો વિચાર રત્નાવતી બ્હેનને રણમલસિંહ સાથે પરણાવવાનો છે અને મારી પુત્રી હું કનુભાઇને આપવા ઇચ્છા ધરાવું છું. આ કાર્યમાં આપ અમને મદદ કરશો એવી મારી આશા છે."

સત્યવીર અને સાહેબ મોટેથી હસી પડ્યા. તરતજ સાહેબે કહ્યું, "અમારી મદદ પૂરેપૂરી છે. રણમલ અને કનુભાઇ અહિં આવે એટલે તમે તેમને પકડી પરણાવી દેજો."

દિવાન અને સત્યવીર હસ્યા. સાહેબની સંમતિ જાણી માણેકચંદ પ્રસન્ન થયો. સત્યવીરે કહ્યું, "મારા નામવર ઠાકોરસાહેબ મનપસંદ કન્યા રત્નની ઇચ્છાએ કરીનેજ આજપર્યંત અવિવાહિત રહ્યા છે. પણ રત્નાવતી તેમના લાયક છે એવું તેમના જાણવામાં આવ્યું છે અને તેઓશ્રી રત્નાવતી બ્હેનને જાતે પણ મળ્યા છે."

"શું આ સત્ય છે?"

"હા, ઠાકોરસાહેબ અને કનુભાઇ સાધુવેશથી રાજકન્યા અને લલીતાની સાથે અહિં આવી રહ્યા હતા."

"બરાબર, હવેજ મને ખબર પડી. તે સાધુઓએ બન્ને બાલીકાઓને અંગુઠીયો પણ આપી છે."

"બસ એથીજ સમજી જાવ કે લગ્નનું નક્કી થઇ ચૂક્યું."

"પ્રભુનો ઉપકાર. આ ખુશ ખબર મારે રાજાજીને આપવી. જોઇએ. હું રજા લઉં છું." માણેકચંદ ચાલતો થયો. થોડીવારે સવિતા ત્યાં આવી. તેણે હવે પુરૂષ પોશાક ઉતારી પોતાનો પોશાક ધારણ કર્યો હતો. તેને આવેલી જોતાંજ સાહેબ બોલ્યાં. "મી. સત્યવીર ! જુઓ આપના ભાનુકુમાર આવી પહોંચ્યા."

સવિતા કંઇક રોષ દર્શક અવાજે બોલી; "કૃપા કરીને મને એ નામથી હવે ન બોલાવો તો સારૂં."

સાહેબ અને રણમલ હશી પડયા. સત્યવીરે માણેકચંદ સાથે થએલી વાતચિત તેને જણાવી. સવિતા ખુશી થતાં બોલી; "આપણા અત્રેના નિવાસ દરમિયાન મેં રાજકન્યાનું અને લલીતાનું હૃદય પારખી લીધું છે. તેઓ પરણવાને ખુશી છે. રાજકન્યા તો રણમલસિંહની માળાજ જપી રહ્યાં છે."

"બન્ને બાળાઓ ચતુર અને ગુણવાન છે. તેમની પ્રશંસા મેં અનેક વખતે સાંભળી છે. પ્રભુ કૃપાએ લાયકને લાયકજ મળશે." સત્યવીર બોલ્યો.

"પેલાઓ હજી કેમ આવ્યા નહિ હોય?" વીલીયમે પૂછ્યું.

"કોણ?"

"તમારા નામવર ઠાકોર અને કનુભાઇ."

"તેઓ આજે આપણને આવી મળવા જોઇએ."

સવિતા બોલી; "બન્ને ઠગ છે. મુદ્દાના કારણસરજ તેઓ આપણાથી વિખુટા પડયા છે,"

આ અરસામાં એક દાશી ત્યાં આવી અને સવિતાની સામે નિહાળી બોલી, "રત્નાવતીબ્હેન આપને બોલાવે છે."

"ચાલો." સવિતા દાશીની સાથે ચાલતી થઇ. સત્યવીર અને

વીલીયમ રાજાસાહેબની પાસે ગયા અને મળ્યા. રાજાએ પોતાની ઇચ્છા વિદિત કરી. વિલીયમે રાજાની ઇચ્છાને અનુમોદન આપ્યું.......

સવિતા-રત્નાવતી અને લલીતા બગીચામાં આવ્યાં. બગીચાના મધ્ય વિભાગે આવતાંજ ત્રણેની નજર ત્યાં બેઠેલા બે સાધુઓ પર પડી. બન્ને સાધુઓ યુવાન અને તેજસ્વી હતા. આસો પાલવના વૃક્ષ નીચે આવેલી એક પત્થરની બેઠક પર બેઠેલા હતા. તે બન્ને ભગવાં ધારીઓને જોતાંજ સવિતા ચમકી. તે આત્મગત બોલી ઉઠી કે, "વાહરે ઠગ."

રાજકન્યા અને લલીતા પણ વિસ્મય થયાં. રાજકન્યા બોલી, "લલીતા! આતો પેલાજ સાધુઓ કે જેમણે આપણું રક્ષણ કર્યું હતું અને અહિં મૂકવા આવ્યા હતા."

"હા બ્હેન. તેઓ એજ છે. તેમણે આપણને અકેકી વીંટી પણ આપેલી છે." લલીતા બોલી.

સવિતા અજાણપણાના દેખાવથી ઉભી રહી. રાજયબાળાએ તેને સાધુઓ સંબંધી વાત કરી. પછી ત્રણે બાળાઓ સાધુઓની પાસે આવી ઉભી. સાધુઓ અને સવિતાની નજર એક થઈ. સવિતાથી મનમાં હશી જવાયું. સાધુઓએ પણ શરમથી મુખ નીચાં નમાવ્યાં.

રાજકન્યા અને લલીતાએ પ્રણામ કર્યા. કનુભાઇએ મુખથી કંઇ પણ નહિ બોલતાં હાથ ઉંચા કરી આશિષ આપવા જેવો દેખાવ કર્યો.

લલીતાએ પૂછ્યું. "આપ કયારના પધાર્યા છો?"

"થોડીકવાર થઇ." કનુભાઇએ ધીમેથી જવાબ આપ્યો. બન્ને સાધુઓ સવિતા અહિંથી દૂર જાયતો ઠીક એમ ઇચ્છવા લાગ્યા. સવિતા પણ સાધુઓના મનનો ભાવાર્થ સમજી ત્યાંથી કંઇક દૂર જઇ ઉભી. રણમલ અને કનુભાઇ સાધુવેશમાં અહિંજ બિરાજ્યા છે જાણી સવિતા મનમાં કંઇક ખુશી થઇ અને બોલી, "સાગર સરિતાનો સંગમ ઠીક થઇ ગયો." આટલું બોલી તે એ તરફ જોઇ રહી.

કનુભાઇનો જવાબ સાંભળી રાજકન્યા બોલી, " મહેલે પધારવાની કૃપા કરશોને ? "

" અમારે મન મહેલ અને આ સ્થાન સમાનજ છે. " રણમલે કહ્યું.

" સવિતાથી મનમાં બોલાઇ જવાયું કે, " અરે વાહરે ઠાકોરસાહેબ ! તમે પણ ખૂબ કરી. ખરેખરા ત્યાગીનોજ જવાબ આપ્યો. વાહરે પ્રપંચી. "

રાજકન્યા બોલી; " આપને મારા બાપુ પાસે તો આવવુંજ પડશે. "

" કેમ કંઇ કામ છે ?" કનુભાઇએ પૂછ્યું.

" ત્યારે શું તમે તેમને મળ્યા વિનાજ જશો ?"

" અમારે તેમને મળવાની કંઇ જરૂર નથી. અમને તમે મળ્યાં એટલે બસ છે. " રણમલે કહ્યું.

રાજકન્યાને આ બોલવામાં સમજ પડી નહિ. પણ લલીતા તરત સમજી ગઇ કે સાધુએ માર્મિક શબ્દ ઉચ્ચાર્યા છે. તરત તે બોલી; " મહાત્મન ! આજે આપનું બોલવું કંઇક જુદીજ તરેહનું છે."

" હું તો જે સત્ય અને મારા મનમાં હોય છે તેજ બોલું છું અને કહું છું. એથી કદાચ તમને મારૂં બોલવું જુદી તરેહનું લાગેજ." કનુભાઇએ કહ્યું.

" એતો જાણે ઠીક; પણ તમારે મહેલે આવ્યા વિના નહિ ચાલે ?" લલીતા બોલી.

" તમારી ઇચ્છા એવી છે તો અમારે આવવુંજ પડશે. બાળાઓ બેસો, આપણે સાથેજ જઇશું. "

બન્ને બાળાઓ ત્યાં સમીપમાં બેઠી. એવામાં રત્નાવતીની નજર દૂર ઉભેલી સવિતા તરફ ગઇ. તત્કાળ તે બોલી: " બ્હેન ! ત્યાં કેમ ઉભાં છો ?".

"હું તમારા લીધેજ અહિંથી દૂર જઇને ઉભી રહી હતી?" તાએ નજીક આવી કહ્યું.

"અમારે લીધે એટલે?" લલીતાએ પૂછ્યું.

"આ સાધુઓને હું ઓળખું છું. તેઓ વિદ્વાન અને જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ છે. એવું તમે જાણતાં હો અને તમારે તેમને કંઇક પૂછવું હોય અને તમે કદાચ મારાથી શરમાવ એથીજ હું દૂર જઇને ઉભી હતી." સવિતાએ ચાતુર્યતાથી જવાબ આપ્યો.

"આ સાધુઓ પવિત્ર છે એવું અમે જાણીએ છીએ. પણ તેઓ જ્યોતિષ જાણે છે એવું અમે જાણતાં નથી. તેમ તેઓશ્રીએ પણ અમને એવું કંઇ જણાવ્યું નથી." રાજકન્યાએ કહ્યું.

"ત્યારે હવે તો જાણ્યુંને? તમારા મનની વાત તેમને પૂછો એટલે તેમની વિદ્વતાની તમને તરતજ ખાત્રી થશે." સવિતાએ ગંભીર મુખ મુદ્રાએ આટલું બોલી બન્ને સાધુઓના સામે જોઇ છૂપું હાસ્ય કર્યું. બન્ને સાધુઓ પણ સવિતાની ચાલાકીથી અજબ થયા; પણ મનમાં તો અતિ પ્રસન્ન થયા. એવામાંજ લલીતા સાધુઓને ઉદ્દેશી બોલી, "મહાનુભાવ મહાત્માઓ! તમે અમારા શુભ નશીબથીજ અત્રે પધાર્યા છો. અમે આપને પ્રણામ કરીએ છીએ અને આપની પાસેથી કંઇક જાણવાની ઇચ્છા રાખીએ છીએ."

"બાળાઓ! તમારા પ્રેમથી અને મીઠા શબ્દોથી અમે ઘણા પ્રસન્ન થયા છીએ. તમારે જે પૂછવું હોય તે વિના સંકોચે પૂછો." કનુભાઇએ જણાવ્યું.

અમારાં આ રાજકન્યાના હૃદયમાં અત્યારે શું વિચાર થઇ રહ્યો હશે?" લલીતાએ પૂછ્યું.

કનુભાઇએ થોડીક ક્ષણ મૌન રહી મહાન આડંબરથી કહ્યું; "રાજકન્યા સાથે તમારા મનના વિચાર પણ મેં જાણી લીધા છે. બાળાઓ! તમે પ્રશ્ન પૂછતાં શરમાવ છો. પણ શરમાશો નહિ. હું તમારા વિચાર આ પળેજ જણાવું છું. તમે બન્ને ઇચ્છિત પતિ મેળ-

વવાના વિચાર ધરાવો છો. બોલો સત્ય છે કે નહિ ?"

રાજકન્યાએ શરમાઇને નીચે નિહાળ્યું; પણ લલીતાએ સ્પષ્ટ કહી દીધું કે; "આપનું ધારવું સત્ય છે. આપે અમારા અંતરનીજ વાત જણાવી છે. મહાત્મન! અમને એ વર મળશે કે નહિ?"

"જરૂર. તમારા ગૃહ જોતાં તમે આજેજ તેઓને મળો." કનુભાઇએ કહ્યું.

"શું આજેજ ?" બન્ને બાળાઓએ ચમકીને પૂછ્યું.

"હા, આજેજ અને વળી થોડી વારમાં." સવિતાએ વચમાં બોલી દીધું.

બન્ને બાળાઓએ આશ્ચર્યયુક્ત વદને સવિતાના સામે જોયું. સવિતા બોલી, "બ્હેનો ! આજે તમારા સૌભાગ્યનો ઉદય થયો છે. તમે તમારા ઇચ્છિત પતિનાં દર્શન કરી ચૂક્યાં છો."

"એટલે ? સ્પષ્ટ સમજાવવાની કૃપા કરો ?" લલીતાએ પૂછ્યું.

"આ સાધુઓ જેવા વિદ્વાન છે તેનાથી અધિક ઠગ છે. મને અત્યાર સુધી તેમના વિશે બરાબર ખબર પડી ન્હોતી; પણ જ્યારે અહિં નજીક આવી ત્યારે બરાબર સમજ પડી અને મેં તમને જણાવ્યું કે તેઓ જ્યોતીષ શાસ્ત્રમાં નિપુણ છે. એવું કહેવામાં મારો ઉદ્દેશ એ હતો કે તેઓ પૂરા ઠગ પણ છે. તેમણે એક મોટા ઠગને ઠગ્યો છે. અને ખરૂં પૂછાવો તો તમને પણ ઠગ્યાં છે."

"શું આ સત્ય છે ?" બાલિકાઓએ પૂછ્યું.

"મારા શબ્દોની ખાત્રી ન થતી હોય તો આ સાધુઓનેજ પૂછો." સવિતાએ જણાવ્યું.

લલીતા અને રાજકન્યા સાધુઓની સામે જોઇ રહ્યાં. રણમલ અને કનુભાઇ પણ ગભરાયા. બન્નેએ શરમથી માથાં નીચાં નમાવ્યાં. લલીતાએ થોડીક ક્ષણ વિચાર વશ રહી સવિતાને પૂછ્યું. "સવિતા બ્હેન ! અમને કંઇ સમજણ પડતી નથી. પ્રભુને ખાતર અમને ચોકખું જણાવી દયો, અમને વધુવાર વ્હેમમાં ન રાખો."

"તમે શરમાશો તો નહિને?"

"અમારે શામાટે શરમાવું જોઇએ?" લલીતાએ પૂછ્યું.

"પતિદેવતાનાં દર્શન કરવાથી તમે કદાચ શરમાવ."

"પણ તેઓ ક્યાં અહિં છે?"

"અરે અહિંજ છે; તમારા નીકટમાં છે."

"ક્યાં?" બન્ને બાળાઓ ગભરાઇને આમતેમ જોવા લાગી.

"તમે ન ગભરાશો. તમે વીર યોદ્ધાઓનાં સંરક્ષણમાં છો. બ્હેન તમે આ સાધુઓનાં દર્શનથી પવિત્ર થયાં છો અને સાથેજ ભાગ્યવાન પણ થયાં છો. આ સાધુઓ અન્ય કોઇ નથી પણ તમારા સૌભાગ્ય-ચંદ્ર છે."

સવિતાના શબ્દો સાંભળી બન્ને બાળાઓના આશ્ચર્યની સીમા રહી નહિ. બન્ને એક બીજાના સામે જોઇ રહી. સાધુઓ મંદ મંદ હસવા લાગ્યા. લલીતા શંકાશિલ બની બોલી; "સવિતા બ્હેન! તમારા શબ્દો ભેદમય છે. સ્પષ્ટ ખુલાસો કરો કે આ સાધુઓ કોણ છે?"

"તમે જેને હૃદયથી ચાહો છો તેજ આ મહાપુરૂષો છે." સવિતા હસવા લાગી.

"શું આ સત્ય છે?" બન્ને બાળાઓએ શરમાઇને નીચે દૃષ્ટિ કરતાં પૂછ્યું.

"મારા કહેવાથી ખાત્રી થતી ન હોય તો આ મહાપુરૂષોને પૂછી ખાત્રી કરી લ્યો." સવિતાએ કહ્યું.

રાજકન્યા નીચું જોઇ રહી; પણ લલીતા શાન્ત રહી શકી નહિ. તેણે સાધુઓ સામે જોઇ પૂછ્યું, "આપ કોણ છો?"

"અમે સાધુઓ છીએ." કનુભાઇએ કહ્યું.

"લલીતાએ સવિતા સામે જોઇ પુછ્યું, "બ્હેન! આતો કહે છે કે અમે સાધુઓ છીએ."

"ખરેખરા સાધુઓ નહિ પણ ઠગ. લલીતા! તને જવાબ

આપનાર તારો ભાવી પતિ છે."

"તમે સાચું ન બોલો તો તમને ઇશ્વરના સોગન છે." લલીતાએ કનુભાઇને ઉદ્દેશી કહ્યું.

"લલીતા! સંશયયુક્ત શાને થાય છે. સવિતા સત્ય કહે છે." કનુભાઇએ કહ્યું.

"અમને ઠગવાનું કારણ?" લલીતાએ પૂછ્યું.

"સ્નેહમાં વૃદ્ધિ કરવા."

"આપની સાથેના આ સાધુરામ કોણ છે?"

"નામવર ઠાકોર સાહેબ."

"આશ્ચર્ય! તમે બન્ને તો પૂરેપૂરા ઠગ નીકળ્યા." લલીતાએ રોષમય મુખે કહ્યું.

"શું કરીએ? જ્યારે તમે સખ્ત દિલનાં થયાં ત્યારેજ અમારે આ નાટક ભજવવું પડ્યું."

"તમે જ્યારે વીંટીઓ આપી ત્યારે મને સ્હેજ શંકા ઉત્પન્ન થઇ હતી; પણ મુખથી શંકા પ્રદર્શિત કરી શકી ન્હોતી." રાજકન્યા બોલી.

"બાળાઓ! જો તમે ધ્યાનપૂર્વક તે વીંટીઓ તપાસી હોત તો તમને તરતજ અમારી ઓળખાણ પડત, પણ પ્રભુ કરે તે સારાને માટેજ. બાળાઓ! આનંદમાં તો છોને?" રણમલે પૂછ્યું.

બન્ને બાળાઓએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. કનુભાઇએ અને રણમલે ભગવી કંથાઓ દૂર કરી. રાજવંશી પોશાક પહેરેલા બન્ને યુવાનો અપૂર્વ ભાસવા લાગ્યા. લલીતા અને રાજકન્યા શરમથી નીચું નિહાળી રહ્યાં. બન્ને બાળાઓને શરમાતી જાણી સવિતા બોલી, "બ્હેનો! શામાટે શરમાવ છો? તમે જેને ચાહો છો તે વગર બોલાવે તમારી પાસે આવ્યા છે; તો આ વખતે તમે શરમાવ એ ઠીક નહિ. વગર બોલાવે આવેલા અતીથીઓનો તમારે સત્કાર કરવો જોઇએ. તમે બુદ્ધિવાન છો, સદ્‌ગુણમયી છો. તમે......" સવિતા આગળ

બોલતાં અટકી. મહારાજા, દિવાન–વીલીયમ અને સત્યવીર આવતા જણાયા. તરતજ લલીતા બોલી, "બ્હેન! બાપુ આ તરફજ આવે છે."

"પૂરેપૂરાં બન્યાં." રાજકન્યા બોલી.

"આ રમણીય સ્થળ સર્વના મિલનથી નંદનવન સમાન શોભશે. જંગલમાં મંગળ થશે." સવિતાએ જણાવ્યું.

મહારાજા વગેરે નજીક આવી પહોંચ્યા. રણુમલ–કનુભાઇને જોતાંજ વીલીયમે કહ્યું, "અરે! આતો અહિંજ છેને?

સર્વ આનંદથી મળ્યા. મહારાજા અને દિવાન રણુમલસિંહ તથા કનુભાઇને મળ્યા. પરસ્પર કુશળ વર્તમાન પૂછાયા. લલીતા અને રાજકન્યા સવિતા સાથે રાજમહેલે ચાલ્યાં ગયાં. તે પછી મહારાજા સર્વને લઇ મહેલે આવ્યા. રણુમલ અને કનુભાઇનું સારૂં સ્વાગત થયું. સત્યવીરે રાજા અને દિવાનની ઇચ્છા રણુમલને જણાવી. વીલીયમે પણ પોતાની અનુમતી દર્શાવી. રણુમલે અને કનુભાઇએ મહારાજાની ઇચ્છાને માન આપ્યું. સર્વના આનંદનો પાર રહ્યો નહિ. તે પછી દરબાર ભરવામાં આવ્યો. મહારાજાએ દરબારી મંડળને પોતાની ઇચ્છા જાહેર કરી. દરબારી મંડળે અતી આનંદથી સંમત્તિ દર્શાવી. આખા નગરમાં શુભ સમાચાર ફેલાઇ રહ્યા. રાજકન્યા અને લલીતાને ઇચ્છીત પતિ મળવાથી અતી આનંદ થયો. થોડા દિવસ પછી લગ્નને માટે શુભ દિવસ નક્કી કર્યો.

રણુમલ અને કનુભાઇ રાજમહેલના એકાન્ત વિભાગમાં બન્ને બાળાઓને મળ્યા. પરસ્પર વાતો કરી હૃદય ખુલ્લાં કર્યાં. પ્રેમીઓની વાતચીત સ્વર્ગસુખનો અનુભવ કરાવી રહી હતી.



# પ્રકરણ ૧૨ મું.

## સમાચાર અને પ્રયાણ.

બીજે દિવસે સઘળું મંડળ મુજફરપૂર જવાને તૈયાર થયું. આ અરસ્સામાં એક ઘોડેસ્વાર રાજમહેલ આગળ આવ્યો. આવનાર ઘોડેસ્વાર સરકાર તરફનો હતો. તેના હાથમાં કાગળનું એક બંધ પાકીટ હતું. સરકારના ઘોડે-સ્વારને જોઇ રાજમહેલના સિપાહીઓ આશ્ચર્ય પામ્યા અને તેની આસપાસ ફરી વળ્યા. ઘોડેસ્વારે વીલીયમ સાહેબને મળવાનું જણાવ્યું. એક સિપાહી અંદર દોડયો અને જ્યાં વીલીયમ સાહેબ બેઠો હતો ત્યાં જઇ સ્વારનું આગમન જણાવ્યું. આ વખતે મહારાજા, દિવાન, સત્યવીર વગેરે હાજર હતા. સરકારના ઘોડેસ્વારનું એકાએક આવવું તેમને શંકામય ભાસ્યું. વીલીયમે ઘોડેસ્વારને પોતાની પાસે લઇ આવવાની પરવાનગી આપી.

સિપાહી ચાલ્યો ગયો અને થોડીવારે આવનાર સ્વારની સાથે ત્યાં હાજર થઇ બાજુપર ઉભો રહ્યો. આવનાર ઘોડેસ્વારે ઝુકીને સલામ ભરી અને પોતાની પાસેનું પાકીટ વીલીયમની આગળ મૂક્યું. વીલીયમે પાકીટ ઉપાડતાં સ્વારને પૂછ્યું. " તું ક્યાંથી આવ્યો છે ? "

" કાનપુરથી. "

" મોટા સાહેબ ક્યાં છે ? "

" હાજર છે. "

" તેમણેજ તને અહિં મોકલ્યો હશે ? "

" હાજી. "

" કેદીયો સહીસલામત ત્યાં આવી ગયા છેને ? "

" હાજી. "

વીલીયમે પાકીટમાંનો પત્ર ઉકેલી વાંચ્યો. પત્ર વાંચતાં તેનું આનંદી મુખ ગંભીર થઇ ગયું. સઘળાની દૃષ્ટિ તેના મુખ પરજ હતી. વીલીયમના મુખપર ગંભીરતા છવાએલી જોઇ સઘળાના મનમાં અનેક પ્રકારના વિચારો થવા લાગ્યા. પત્ર પૂરો વાંચી વીલીયમે રણમલ સામે જોઇ કહ્યું, "ઠાકોર સાહેબ મારે હવે આપનાથી જુદા પડવું પડશે ?"

"એટલે ?" રણમલે પૂછ્યું.

"મારાથી આપની સાથે મુજફ્ફરપુર આવી શકાશે નહિ."

"કારણ ?"

"લ્યો આ પત્ર વાંચો." વીલીયમે રણમલના હાથમાં પત્ર આપ્યો.

પત્રમાં અંગ્રેજી લખાણ હતું. તેમાં નીચે મુજબ લખેલું હતું.

મી. વીલીયમ !

આ પત્ર મળતાંજ તમારે અમરકોટ જવું. તમારી સાથે હથીયારબંધ સો ઘોડેસ્વારોની ટુકડી લઇ જવી. અમરકોટના રાજ્યમાં અશાન્તિ વ્યાપી રહી છે. અન્યાયનું સામ્રાજ્ય શરૂ થયું છે. ધનાઢયો ધનહીન બન્યા છે. ઠાકોર અને તેના અમલદારોના પ્રતાપે અનેક માણસો મરાયાં છે અને અનેક કેદખાનામાં પૂરાયા છે. આપણી મદદ માગવાનો વિનંતીપત્ર ત્યાંના પ્રજાજનો તરફથી આવેલો છે, તેથી તમારે તે નિર્દોષ પ્રજાનું રક્ષણ કરવા વગર વિલંબે અમરકોટ જવું અને છત્રીસગઢના મહારાજાના સૈનીકોની મદદથી ત્યાંના ઠાકોર સૂર્યમલ અને તેના મિત્ર દેવીડ ઉર્ફે દેવીસિંહને કેદ કરી કલકત્તે મોકલી આપવા અને કેદમાં પૂરાએલા તમામ જનોને મૂક્ત કરી પ્રજાની ઇચ્છાનુસાર રાજ્ય વહીવટ ચલાવવા કોઇ વિદ્વાન અનુભવીને રાજ્યસિંહાસન સોંપવું. અને પછી અમરકોટના રાજ્યને આપણું આશ્રીત જાહેર કરવું. આપણી તરફથી રાજ્ય વહીવટમાં સલાહ આપવા કર્નલ સ્ટીલને એ રાજ્યમાં રાજ્યના ખર્ચે રહેવાનું આજ્ઞાપત્ર આપ્યું છે. તે થોડાક દિવસમાં ત્યાં આવશે. આ કાર્ય પૂર્ણ કરી તમારે તમારૂં અને તમારા

સૈનિકોનું ખર્ચ પણ પ્રજાજનો પાસેથી વસુલ કરવું. બીજી સૂચનાઓ પાછળથી મળશે. માટે આ પત્ર મળતાં તમારે તુર્તજ પરોપકારનું કામ કરવાને ઉપડી જવું."

પત્રને પૂરો વાંચી રણમલે વીલીયમના હાથમાં આપ્યો. સૂર્યમલ રાજ્ય ચલાવવાને નાલાયક નીવડ્યો અને છેવટે નામદાર નવી સરકારને તેના રાજ્યમાં હાથ ઘાલવો પડ્યો જાણી સઘળાની દિલગીરીનો પાર રહ્યો નહિ.

વીલીયમે મદદને માટે ઘોડેસ્વારો આપવાની મહારાજાને પ્રાર્થના કરી. મહારાજાએ તરતજ દિવાનને મોકલી ઘોડેસ્વારોને તૈયાર થવાની સૂચના આપી. વીલીયમને મિત્રોથી છૂટાં પડતાં ઘણું લાગી આવ્યું. રણમલે મદદમાં આવવાની પોતાની ઇચ્છા જણાવી; પણ વીલીયમે સવિનય ના પાડી.

સત્યવીરે પૂછ્યું, "ત્યાંનો બંદોબસ્ત કરી મુજફ્ફરપુર આવશોને?

"જરૂર."

"તમારા આવ્યા સિવાય ઠાકોર અને કનુભાઇનાં લગ્ન થનાર નથી." સવિતાએ જણાવ્યું.

"હું પણ એમજ ઇચ્છુંછું."

"સૂર્યમલ નાલાયક નિકળવાથીજ આ પરીણામ આવ્યું."

"આ સઘળું કરનાર તેનો મિત્ર ડેવીડજ છે."

"એમાં એ બિચારો શું કરે? ભૂખમરો વેઠી કમાવાની લાલચે હિંદુસ્થાનમાં આવ્યો અને ઠાકોરની મિત્રાચારી કરવામાં ફાવ્યો. ધનનો ઢગલો જોતાં કોનું મન ના ચળે? ધન સાથે સત્તા મળી અજ્ઞાનને સત્તા, પછી શું બાકી રહે." રાજાએ કહ્યું.

"રાજા પોતાનો ધર્મ ચૂકે તો તેને સહન કરવુંજ પડે. જે પ્રજાના પ્રતાપે સૂર્યમલના પિતા અને તેના પિતા સર્વ પ્રકારે સુખી હતા; તે પ્રજાને પાયમાલ કરતાં તેનો પુત્ર તેનું પરીણામ ભોગવે એ કુદરતનો કાયદો છે. જો સૂર્યમલ સારી રીતે ચાલ્યો હોત તો નવી સરકારને વચ્ચે પડવાની જરૂર ન્હોતી. પણ જ્યારે નિર્દોષ

પ્રજાની ફરીયાદ અને મદદની પ્રાર્થના આવી ત્યારે ન છૂટકેજ વેપારી સરકાર પરોપકારનું કાર્ય કરવાને તત્પર થઇ. તે પોતાનું કામ બરાબર બજાવશે. " વીલાયમે કહ્યું.

" નવી સરકાર આવાં પરમાર્થનાં કામ કરશે તો જતે દિવસે બહોળી રાજ્યસત્તા મેળવશે. " સત્યવીરે મર્મમાં કહ્યું.

વીલીયમે ગંભીર દ્રષ્ટે સત્યવીરના સ્હામે જોઇ કહ્યું. "મી. સત્યવીર ! તમારા શબ્દનો મર્મ હું કંઇક સમજી ચૂકયો છું. આપના કહેવા મુજબ જરૂર થશે. કારણ કે આજકાલ કુસંપ અને અસંતોષ સર્વત્ર જોવામાં આવે છે, નાની તકરારોને લઇ પરસ્પરમાં તલ્વારો ખેંચાય છે, એક બીજાની સાથે લડવામાં તમારા લોકોમાંના કોઇ અમારી તો કોઇ ફ્રેંચ–વલંદાઓની મદદો મેળવે છે. અમે પરદેશી છીએ, અમે વ્યાપારાર્થે આ દેશમાં આવ્યા છીએ. અમે અમારા સ્વજનોથી વિખુટા પડીને કેટલે દૂર આવ્યા છીએ અને કેટલું સાહસ ખેડી રહ્યા છીએ એ સૌ કોઇ જાણે છે. તો અમે વિના સ્વાર્થે કંઇ પણ કામ કરીએ એ બનેજ નહિ. પણ સ્વાર્થની સાથે પરમાર્થ રહેલો છે. અમે સ્વાર્થની સાથે પરમાર્થ કરીશું તો પ્રભુ જરૂર અમને વિજય અપાવશે. ભારતનું ભવિષ્ય અંધકારમય છે. દેશમાં કુસંપ–ઇર્ષ્યાની આગ જોસથી સળગી રહી છે. અન્ય સત્તા સિવાય શાન્તિ સ્થાપવી મુશ્કેલ છે. જો અમારા ભાગ્યમાં વિશેષ રાજ્યસત્તા હશે તો અમે મેળવીશું અને અત્યાચારથી પિડાતી પ્રજાને પાળી પોષી પૂર્ણ સુખી કરીશું. પ્રભુ અમારી શુભ બુદ્ધિ રાખો અને નિર્દોષ જનોને રક્ષવાની હિંમત અને બળ આપો. " વીલીયમે લંબાણુ વિવેચન કર્યું.

" તમારા જેવા વિચાર ધરાવનારા જો દરેક માણસો હોય તો આ પૃથ્વીપર શાન્તિસુખ ચિરકાળને માટે રહી શકે. " કનુભાઇએ કહ્યું.

વીલીયમ કંઇ પણ બોલ્યો નહિ. એવામાં રણમલને કંઇક યાદ આવતાં પૂછ્યું. " ઠાકોર સૂર્યમલને કલકત્તે મોકલવાનું ફરમાન થયું છે. પછી તેનું શું થશે ? "

" તેને કોઇ સારી જગ્યાએ રાખવામાં આવશે અને દરમાસે તેને અમૂક રકમ આપવાનું નક્કી થશે."

" તેની સાથે કેટલાં માણસો રહી શકશે ? "

" બે નોકરો અને બે રસોયા સાથે તેની એકાદ–બે રાણીયો સિવાય વધુ માણસો તેનાથી રાખી શકાશે નહિ."

" તેને હરવા ફરવાની છૂટ મળશેને ? "

" અમારા સિપાહીઓની દેખરેખ નીચે તે જ્યાં રહેતો હશે ત્યાં તેનાથી છૂટથી હરી–ફરી શકાશે."

" એક સ્વતંત્ર રાજાની એવી દશા થશે જાણી મને દુઃખ ઉત્પન્ન થાય છે."

" આપણાં હૃદય દયાથી ભરેલાં છે એટલે આપણને દુઃખ ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ છે. પણ સૂર્યમલના અત્યાચાર જાણનાર–જોનાર અને અનુભવનારના દિલમાં તેની પ્રત્યે કદાપિ દયા હોય તો પણ નાશ પામે. જો અમારે બદલે કોઇ બીજી સરકાર હોત તો જરૂર તેને ફાંસીને માંચડેજ ચઢાવત." વીલીયમે કહ્યું.

" દેવીહતું શું થશે ? "

" તેની માલ મિલ્કત જપ્ત કરી તેને તેના દેશ મોકલી આપવામાં આવશે."

" ત્યારે તો તે બીચારો ઘણીજ કંગાલ હાલતમાં તેને દેશ જશે."

" તેણે તેનાં પાપનાં ફળ ભોગવવાંજ જોઇએ. તેણે આ દેશમાં આવી ઘણી ખરાબ વર્તણુંક ચલાવી અમારા દેશને કલંક લગાડયું છે. તેના જેવા માણસોની આ પવિત્ર દેશમાં જરૂર નથી." વીલીયમે જણાવ્યું.

આ વખતે દિવાન માણેકચંદે આવીને જણાવ્યું કે આપની સાથે આવવાને સો ઘોડેસ્વારો તૈયાર થઇને ઉભા છે.

વીલીયમે સૈનિક પોશાક ધારણ કરી જવાની તૈયારી કરી. મિત્રોની સાથે હાથ મેળવી સલામ કરી વીલીયમે વિદાય લીધી.

રાજમહેલના ચોગાનમાં તેને માટે ઘોડો તૈયાર હતો. વીલીયમે રાજમહેલની બહાર આવી ઘોડા પર સ્વારી કરી. સો હથીયારબંધ ઘોડેસ્વારોએ તલ્વારો ઉંચકી તેને સલામી આપી. બાદ મિત્રોના મંગળ સૂચક શબ્દો વચ્ચે વીલીયમે અને તેના ઘોડેસ્વારોએ ત્યાંથી ગમન કર્યું.

વીલીયમના ગયા પછી રણમલ વગેરે પણ મુજફ્ફરપૂર જવાને તૈયાર થયા, સઘળાના જવાથી મહારાજા–દિવાન અને રાજકન્યાને ઘણું લાગી આવ્યું. સત્યવીર રણમલ કનુભાઇ સવિતા વગેરે ઘોડેસ્વાર થયાં અને સ્નેહિજનોને મળી ભેટી મુજફ્ફર જવાને ઉપડી ગયા.

પ્રિય પાઠકો ! વીલીયમ સાહેબ અમરકોટ પહોંચે તે પહેલાં ચાલો આપણે અમરકોટમાં પહોંચી જઇ ત્યાંના બનાવનું અવલોકન કરીએ.

## પ્રકરણ ૧૩ મું.

### અમરકોટમાં અશાન્તિ.

અમરકોટનો ઠાકોર સૂર્યમલ સત્તાથી મદોન્મત્ત થઇ પ્રજા પર અસીમ અત્યાચાર કરી રહ્યો હતો. જેવો રાજા તેવા અમલદાર એ પ્રમાણે તેના અમલદારો પણ યથેચ્છ વર્તન ચલાવી રહ્યા હતા. સૂર્યમલનો પ્રિય મિત્ર દેવીડ ઉર્ફે દેવીસિંહ દિવાન પદે હતો. સ્વાર્થાંધ દેવીડ સૂર્યમલને નિશામાં ચકચૂર રાખી તેને પુતળાની માફક નચાવતો હતો. સૂર્યમલ અનેક પ્રકારનાં વ્યસનોમાં ચકચુર રહેતો. સવારમાં ઉઠતાં તે કસુંબાનું સેવન કરતો. આઠ વાગે ખાનગી મિત્ર મંડળમાં ગાંજો–ચરસ ફુંકાતો; મધ્યાન્હે ભાંગ ઘુંટાતી. બાદ સાંજના મદિરાનું પાન થતું. તેના સલાહકારો અને અમલદારો રાજાની ખુશામદ કરી હાજી હા કરનારા હતા. રાજા અને દિવાને અમલદારોને પુશ્કળ સત્તા આપી હતી. ખરૂં રાજ્ય કરનારા તો અમલદારોજ હતા. પ્રજાને મારવા જીવાડવાનું અમલદારોના હાથમાંજ હતું. ખોટાં ખર્ચનો સુમાર

ન્હોતો. વસ્ત્ર વસ્તુઓ અને વિલાયતી દારૂમાં દ્રવ્યનો વ્યય પાણીની માફક થતો. નાચ–તાન–ગાન નિરંતરનો વ્યવસાય હોય એમ જણાતું. કમાવાની આશાએ હજારો ગાઉ દૂરથી આવેલો દરજી સાહેબ મોટો પસાદાર થયો અને અમરકોટનો માનીતો દિવાન બન્યો. ઠાકોર તો ફક્ત નામનોજ હતો. ખરો રાજા દેવીડ હતો. સર્વત્ર તેનીજ આણ વર્તાતી. રાજ્યમાં નવા નવા સુધારા કરવામાં આવ્યા હતા. દેશી દારૂને બદલે વિલાયતી દારૂ વાપરવાનો અને સ્વદેશી કપડાંને બદલે વિદેશી કપડાં વાપરવાનો કાયદો જાહેર કરવામાં આવ્યો હતો. અમલદારોને અને દરબારમાં આવનારાઓને કોટ–પાટલુન પહેરીને આવવાનો કાયદો હતો. આ કાયદાનું ઉલ્લંઘન કરનારને સખ્ત સજા કરવામાં આવતી. આવી રીતના રાજ્ય અમલથી પ્રજા કંટાળી; પણ શું કરે ? જો કોઇ વિરૂદ્ધતા દર્શાવે તો તેના ભોગ મળતા. આ ઉપરાંત અનેક પ્રકારના જુલ્મી કાય-દાઓથી પ્રજાજનોને જકડવામાં આવ્યાં હતાં. લખલુટ ખર્ચથી ત્રીજોરીનું તળીયું ખાલી થવાથી પ્રજાજનો પર જુદી–જુદી જાતના કર નાખ-વામાં આવ્યા હતા. કોઇને ત્યાં બાળક જન્મે, કોઇ મરે; કોઇને ત્યાં સારૂં ખોટું ખર્ચ કરે તો અમુક કર રાજ્યને આપવો જોઇએ. દિવાના દિવાને વેપાર પર, આવક પર પણ કર નાખ્યા. પ્રજાજનોના ઘરમાં કેટલી રોકડ કેટલા દાગીના અને કેટલાં વાસણ છે તેનો હિસાબ દરેક પ્રજાજને દરમાસની અમુક તારીખે દિવાન સાહેબ પર મોકલી આપ-વોજ જોઇએ. આવા અમાનુષી જુલ્મથી પ્રજા કંગાલ થતી ગઇ. પ્રજાજનોમાં અસંતોષ ફેલાઇ રહ્યો. રાંકડી પ્રજા ત્રાહી–ત્રાહી પોકારવા લાગી. અધીકાર ઉપર હલકા લોકો હોવાથી ન્યાયનીતિનું પ્રતિપળે ખૂનજ થતુ હતું. ધોળે દિવસે આબરૂદાર કુટુંબની વહુ દિકરીઓની લાજ લુંટાવા લાગી. ઠાકોર અને અમલદારો રાક્ષસી વર્તન ચલાવતા. રંક પ્રજા પ્રભુ સિવાય ફરીયાદ ક્યાં કરે ? અમરકોટમાં અંધેર ચાલી રહ્યું હતું. દેવીડ દિવાનના પ્રતાપે અનેક ફિરંગીઓ રાજ્યમાં આવીને રહ્યા હતા. કેટલાક મોટા હોદ્દા પર હતા તો કેટલાક વ્યાપારી હતા. ટુંકાણમાં પ્રજા કંગાલ થઇ, લોહી ચૂસાઇ ગયું. સૂર્યમલ રાત્રિ દિવસ

નિદ્રાથી ચકચુર થઇ જનાનામાં પડી રહેતો. તેને ઘણી રાણીયો હતી. પટરાણી સિવાય તેની દરેક રાણીયો પણ તેના જેવીજ વ્યસની હતી.

રાજ્યમાં આવું અંધેર જોઈ પટરાણીને અપાર દુઃખ ઉત્પન્ન થયું. રાણી પવિત્ર અને પ્રભુ ભક્ત હતી. તેણે રાજાને શીખ દેવામાં કંઇ પણ બાકી રાખ્યું નહિ; પણ પરીણામે તેને રાજાના કોપને પાત્ર થઇ એકાંત વાસમાં રહેવું પડ્યું. છેવટે રાણીએ પ્રજાના કષ્ટનો નાશ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. તેણે નગરના વિદ્વાન અને આબરૂદાર માણસોને ખાનગી રીતે પોતાની પાસે બોલાવ્યા અને હિંમતથી રાજ્યની સામે થવાને ઉશ્કેર્યા. પ્રજાને આગેવાનની જરૂર હતી. રાણી આગેવાન થઇ. અમરકોટની બહાર આવેલા એક મોટા વિશાળ મયદાનમાં પહેલી સભા થઇ. રાણીએ અને અન્ય વિદ્વાન જનોએ જુસ્સા બંધ ભાષણો કરી રાજ્યના જુલ્મી કાયદાઓ અને અત્યાચાર સામે થવાને પ્રજાજનોને સમજાવ્યાં. દુઃખથી દીન બનેલાં પ્રજાજનોમાં હિંમત આવી. મરવું પણ જુલ્મને તાબે ન થવું એવી પ્રતિજ્ઞાઓ થઇ. એવી રીતે દરરોજ સભાઓ થવા લાગી. પ્રજાજનો દ્રઢ નિશ્ચય પર આવી ગયા. રાજ્યના અમલદારો ગભરાયા. દિવાનની આજ્ઞાથી પ્રજાઓના આગેવાનોને એક પછી એક કેદ કરી કેદખાનામાં પૂરવામાં આવ્યાં. પ્રજાજનો ગુલામીમાંથી છૂટવાને માટે કેદખાનાને પવિત્ર સ્થાન માની હસ્તે મુખડે કેદખાનામાં સિધાવા લાગ્યા. દિવસો વિતતાં અમરકોટનાં જેલખાનાં પ્રજાજનોથી ભરાઇ ગયાં. લોકો મરણીયા થયા. રાજ્ય સત્તાનો ખુલ્લો અનાદર થવા લાગ્યો. રાતું દોડીયું પણ કોઇ કર દાખલ આપતું નહિ, મારપીટ—કેદ સઘળો જુલ્મ પ્રજાજનો ધિરજથી સહન કરી રહ્યાં. જેલખાનાં ભરાઇ જવાથી બંદોબસ્ત જાળવવો પણ મૂશ્કેલ થઇ પડ્યો. ખોરાક પણ ખૂટ્યો. અમલદારો વધુ ગભરાયા. વધુ રાક્ષસી બન્યા. પ્રજાજનો અને રાજ્ય કર્માનુચારીઓ વચ્ચે ઝપાઝપી થવા લાગી. પ્રજા સશસ્ત્ર હોવાથી રાજ્યના રીપુઓની સામે ટક્કર ઝીલવા લાગી. અમરકોટમાં ખૂના મરકી ચાલી રહી. લોકોનાં અને પ્રજા-

જનોનાં મુડદાં રસ્તા વચ્ચે રઝળવા લાગ્યાં. પ્રજાજનોનું આગેવાન પદ રાણીએ લીધું હતું. ઠાકોર–દિવાન અને અન્ય અમલદારો રાણીને જીવતી પકડવા યા મારવા આતુર થઇ રહ્યા હતા. અમરકોટના રાજ્યમાં રાક્ષસી કર્મો થઇ રહ્યાં હતાં. રાજ્યની સામે ઘણા દિવસ ટકી શકાશે નહિ ધારીને રાણીએ પ્રજાજનોની સંમતિથી કંપની સરકારને એક પત્ર લખી પ્રજાને જુલ્મમાંથી છોડાવવાની મદદની પ્રાર્થના કરી. પરી-ણામે કંપની સરકારે વિલીયમને આજ્ઞા પત્ર મોકલી આપ્યો અને તેથી વિલીયમ અમરકોટની પ્રજાની વ્હારે ચઢયો. વિલીયમ અમરકોટમાં આવે તે પહેલાં રાજ્ય મહાલયમાં એક અજબ ઘટના બની રહી હતી. ઠાકોર અને તેના સલાહકાર સરદારો–અમલદારો મદિરાથી મદમસ્ત બની રાજમહેલના દિવાનખાનામાં આમોદ–પ્રમોદ કરી રહ્યા હતા. એક નાચનારી વારાંગના રાજ્ય મંડળને ગાન–નાચથી ખુશ કરી રહી હતી. આ તકનો લાભ થઇ અમરકોટની બહાદુર રાણીએ ઠાકોર અને તેના દિવાન–અમલદાર વર્ગને જીવતા પકડી લેવાનો નિશ્ચય કર્યો, કંપની સરકારના થોડાક સૈનિકો પણ આવી પહોંચ્યા હતા. સઘળા સૈનિકોને છાપો મારવાનું સૂચન કરી રાણી તૈયાર થઇ. રાજ્ય મહે-લમાં બેઠેલું મંડળ નાચ–ગાન સાંભળી રહ્યું હતું. નાચ ગાન સમાપ્ત થઈ પરસ્પરમાં ઠઠ્ઠા મશ્કરીયો ચાલવા લાગી. આ પછી વધુ આનંદ મળે એ હેતુથી દિવાન દેવીડ સાહેબે કેદખાનાની કોટડીમાં કેદ થયેલા એક વૃદ્ધ આબરૂદાર માણસને ત્યાં પકડી મંગાવ્યો અને તેને એક થાંભલા સાથે બાંધી તેનું મુખ લાલ રંગથી રંગ્યું અને તેના ગળામાં એક પાટીયું લટકાવવામાં આવ્યું. તે પાટીયાપર દેશભક્ત એમ લખેલું હતું. થાંભલા સાથે બંધાએલા વૃદ્ધ દેશભક્તની તરફ જોઈ સઘળા હસવા લાગ્યા અને ફાવે તેમ બોલવા લાગ્યા. રાણી અને પ્રજા-જનોને ખરાબ શબ્દો સંભળાવવા લાગ્યા. આ પછી ઠાકોર સાહેબે થાંભલા સાથે બાંધેલા વૃદ્ધને જીવતો સળગાવી મૂકવાની આજ્ઞા કરી. દિવાને ઠાકોરના ન્યાયી હુકમની પ્રશંસા કરી. વૃદ્ધ પુરૂષ નિડરતાથી ઉભો રહ્યો. તેણે મરવાનો દ્રઢ સંકલ્પ કરેલો હોવાથી તેના મુખ પર

ભય–શોકનું કશું પણ ચિન્હ જણાતું નહોતું. વૃદ્ધની આસપાસ જલ્દી સળગી ઉઠે એવા પદાર્થ એકત્ર થવા લાગ્યા. સઘળું મંડળ નીશાથી ચકચૂર બનેલું હતું. આ અરસ્સામાં રાજ્યના ધર્મગુરૂએ એકાએક ત્યાં પ્રવેશ કર્યો. આ ધર્મગુરૂ કેટલાક મહીનાથી દેશાટને ગયો હતો.

તે હાલમાં બે દિવસથી પાછો આવ્યો હતો. તેણે રાજ્યની તમામ બીના જાણી. તેને ઘણું દુઃખ ઉત્પન્ન થયું અને છેવટે ઠાકોરને સમજાવવાની ઇચ્છાથી તેનું આ વખતે દિવાનખાનામાં આગમન થયું. ધર્મગુરૂએ દિવાનખાનામાં આવતાંજ સઘળું દ્રશ્ય અવલોક્યું. પવિત્ર પુરૂષનું હૃદય કંપી ઉઠ્યું. ધર્મગુરૂનો વિચિત્ર દેખાવ નિહાળી ત્યાં બેઠેલું મંડળ ખડખડાટહસી પડયું. જે ધર્મગુરૂનું સારૂં સન્માન થતું હતું, જેને ઠાકોર પ્રભુરૂપ માનતો; તે ધર્મગુરૂનું આજે હાસ્ય થયું. ગુરૂને ઘણું લાગી આવ્યું. તેણે રોશમય મુખે ઠાકોરને ઉદ્દેશી કહ્યું, "રાજન ! આ શો અત્યાચાર છે ?"

"કોણ ગુરૂરાજ ! અરે ! તમે તો આજે ઘણા દિવસે દેખાવ દીધો ? ગીરનારની ગુફામાંથી ક્યારે પાછા આવ્યા ?" સૂર્યમલે મશ્કરીરૂપે પૂછ્યું.

ગુરૂએ વિકળ વદને કહ્યું; "તારાં પાપકર્મની પ્રબળતા જાણી મારે અહિં આવવું પડયું છે. ઠાકોર ! બોલ જવાબ આપ કે આ વૃદ્ધ પુરૂષને થાંભલા સાથે શામાટે બાંધવામાં આવ્યો છે ?"

"મહારાજ ! એના ગળામાં લટકાવેલું પાટીયું વાંચો એટલે તેનું કારણ આપને આપોઆપ સમજાશે." દિવાન દેવીડ સાહેબે કહ્યું.

"પાટીયામાં તો દેશભક્ત લખેલું છે."

"બસ એથીજ તેને આજે સળગવાનું છે."

ગુરૂએ ગુસ્સાથી કંપતાં કહેવા માંડ્યું, "ઠાકોર ! તારી વિપરીત બુદ્ધિ થઇ છે. તારા પિતાના રાજ્ય અમલને યાદ કર ? તે વખતે પ્રજા કેવી સુખી હતી ? પ્રજા સુખી હતી તેથીજ તારા પિતા સ્વર્ગ સુખ ભોગવતા. પણ ત્હેં તારા સુખનો જાતેજ નાશ કર્યો છે. તને

સુખ આપનારી પ્રજાનો તું ઘાતક થયો છે. બસ એજ તારા સર્વ નાશનું કારણ છે. કહેવત છે કે જગરાય જ્યારે રૂઠે દુર્બુદ્ધિ ત્યારે સુઝે એ તદનુસાર તારી બુદ્ધિ વિપરીત થઈ છે. પ્રજાનો અસંતોષ પ્રચંડ જ્વાળામુખી છે તેમાં તું અને તારા દુષ્ટ કર્મચારીઓ પલકમાં બળીને ભષ્મ થશો. માટે હજી સમજ. તારી આસપાસના પિશાચોને દૂર કર. તારા હૃદયમાં ભરાએલા શયતાનનો નાશ કર."

ગુરૂદેવની ગંભીર વાણી ગુસ્સાના રૂપમાં બદલાઇ ગઇ. રાજા અને અન્ય મંડળ પણ સ્તબ્ધ બન્યું. પણ તત્કાળ દેવીડ બોલી ઉઠયો, "મહારાજ! હવે બહુ થયું. તમારે ઠાકોર સાહેબને શીખામણ આપવાની કંઇ જરૂર નથી. શીખામણ દેવાનો સમય હવે ચાલ્યો ગયો છે. તમારા જેવાઓની શીખામણોથીજ રાજાઓ રાંક બની ગયા છે, તમે તમારા સ્વાર્થને માટે રાજા અને પ્રજાને અવળે રસ્તે દોરેલ છે; પણ હવે સઘળું રહસ્ય સમજાઇ ચૂક્યું છે. ઠાકોરસાહેબ અત્યાર સુધી તમારા ધર્મના ઢોંગી હતા; પણ તે હવે સાચા ધર્મના અનુયાયી થયા છે, મારા પ્રભુ ઈશુખ્રીસ્તે તેમનાં પાપ માફ કર્યાં છે. માટે તમારે હવે કંઇપણ વિવેચન કરવાની જરૂર નથી. તમે જો તમારૂં માન સાચવવા ઇચ્છતા હોતો છાના માના અહિંથી ચાલ્યા જાવ."

"શું સૂર્યમલ ખ્રીસ્તી થયો?" ગુરૂએ ભવાં ચઢાવી પુછ્યું.

"તેઓશ્રીનેજ પૂછીને ખાત્રી કરો." દેવીડે જણાવ્યું.

"ઠાકોર! આ શું કહે છે?" ગુરૂએ ગુસ્સાથી પૂછયું.

ઠાકોર બોલ્યો; "મારો દિવાન સાચુંજ કહે છે. તમે મને આજ સુધી અંધારામાં રાખી ઠગ્યો છે. પણ મારા સુભાગ્યે આ વિદ્વાન અને કાર્યદક્ષ દિવાનના સહવાસથી મને સાચા ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થયું છે. મને તારનાર મળ્યો છે. ભગવાન ઇશુએ મારો ઉદ્ધાર કર્યો છે."

"ઓ દિવાના ઠાકોર! તારી મંદબુધ્ધિ તારા મૃત્યુનું કારણ છે. જો તું સાચા ધર્મનો અધિકારી થયો હોત તો હું ખુશી થાત. પણ તું અને તારો દિવાન પાખંડી છો? તને અને તારા દિવાનને ઇશુ-

ખ્રીસ્તના એક પણ બોધવચનનું સ્મરણ હોય એમ મને જણાતું નથી. તમે......"

ગુરૂને આગળ નહિ બોલવા દેતાં દિવાન બોલ્યો; "હું મારૂં શાસ્ત્ર સારી રીતે જાણું છું. તમે પાખંડી વગેરે શબ્દો ઉચ્ચારી ગુન્હો કર્યો છે. એક રાજા અને તેના દિવાનનું હડહડતું અપમાન કર્યું છે, પણ તમારી અગાઉની પદવીઅને માનનો ખ્યાલ કરતાં મારે મારા ગુસ્સાના ઘુંટડા ગળી જવાની જરૂર પડે છે."

"જો તું તારા ધર્મને યથાર્થ જાણતો હોય તો જણાવ કે ભગવાન ઇશુખ્રીસ્તે શાસ્ત્રમાં શું કહ્યું છે ? શું તેમણે એમ કહ્યું છે કે ખૂનામરકી ચલાવવી ? શું તેમણે દારૂ–વ્યભીચારની આજ્ઞા કરેલી છે ? શું તેમણે પરસ્પરમાં વૈર કરવાનું ફરમાન કરેલું છે ? શું તેમણે લોહીની નદીયો વહાવાની સૂચના કરી છે ? ઓ અધમ ! બોલ, જવાબ આપ ? તું જાણતો નથી એના કરતાં હું તારૂં શાસ્ત્ર કંઇક વિશેષ જાણું છું. ઓ શયતાન ! સાંભળ ! ઇશુખ્રીસ્ત દયાનો સાગર હતો. તેણે આજ્ઞા કરી છે કે તમે જેમ પોતાને ચાહો તેવીજ રીતે તમારા પડોશીને પણ ચાહો, કોઇને દુઃખ ઉત્પન્ન થાય એવું કદાપિ કરો નહિ. શયતાનથી દૂર રહો. સત્યને ચાહો, બીજાના ઉદ્ધારના અર્થે જીવ આપો વગેરે પવિત્ર આજ્ઞાઓ તે પવિત્ર પુરૂષે ફરમાવી છે. પણ આજે તે આજ્ઞાઓનો શું ઉપયોગ થાય છે એ હું અત્યારે પ્રત્યક્ષ અવલોકી શકું છું. ઓ ધર્મના નામે પાખંડ ફેલાવનાર ! વિચારી જો ? તે દયામય દેવનાં બોધ વચનોનું સ્મરણ કર. તેણે પારકાઓના કલ્યાણને માટેજ પોતાનો વ્હાલો પ્રાણ આપ્યો હતો. તમારા ઉદ્ધારને અર્થે તેને વધસ્થંભ પર ખીલાથી જડાઇ જીવ આપવો પડયો હતો. ઓ દુષ્ટ ! વિચાર કર–સમજ ખ્રીસ્તી કોને કહે છે ? જેનામાં દયા શ્રદ્ધા ક્ષમા અને સેવાના ગુણ હોય છે તેજ સાચો ખ્રીસ્તી કહેવાય છે. બાકી આ ગુણોથી વિરૂદ્ધ વર્તનારા પાખંડી છે. પવિત્ર ખ્રીસ્તના નામને કલંક લગાડનારા છે. મને અફસોસ થાય છે કે મહાન ખ્રીસ્તના ધર્માવલંબીના પાપમય

હૃદયમાં શયતાન ભરાયો છે અને તેથીજ આ ઠાકોરનું અને તેની પ્રજાનું અનિષ્ટ થવા બેઠું છે."

દેવીડ છેડાઇને ઠાકોર પ્રત્યે કહેવા લાગ્યો, "નામદાર! આના શબ્દો હું હવે વધુ વખત સહન કરી શકીશ નહિ. આને અહિંથી કાઢી મૂકો, નહિ તો પરીણામ ગંભીર આવશે."

ઠાકોરે નીસાના જોરમાં અટ્ટહાસ્ય કરી કહ્યું, "મહારાજ! મારા દિવાનજીને શા માટે ગાળો દયો છો? તે ઘણા સારા માણસ છે. ભગવાન ઇશુના ભક્ત છે. મારા રાજ્યનો ઉદ્ધાર કરવાને હજારો ગાઉ દૂરથી અહિં આવ્યા છે. તેમણે મારી આંખ્યો ઉઘાડી છે. પ્રજામાં શયતાન ભરાયો છે. શયતાનનો નાશ કરવો એ ઇશુની આજ્ઞા છે. મહારાજ! તમારે હવે વિશેષ ઉપદેશ આપવાની જરૂર નથી. મેં આજ સુધી આપનું માન જાળવ્યું છે. તેના બદલામાં તમે મારી વિરૂદ્ધ વર્તી મને દબાવો છો. બસ–આજથી તમે મારા ગુરૂ નથી. હું સત્ય ધર્મના અંગીકારથી અને આ મારા ગોરા મિત્રની કાર્યદક્ષતાથી બળવાન બન્યો છું. એવા રાજદ્રોહી પ્રજાનો નાશ કરવો તે મારી પ્રથમ ફરજ છે. રાજા ગમે એવો હોય પણ તેને અને તેના અમલદારોને પ્રજાએ પ્રભુતુલ્ય માનવાજ જોઇએ. પણ પ્રજા તેથી ઉલટે રસ્તે ચઢી છે અને તેથી તેનો નાશ થવો એ ઉચીતજ છે."

ગુરૂદેવે ઠાકોરના ઉદ્ગાર સાંભળી નિ:શ્વાસ નાખી કહ્યું, "ઠાકોર સાહસ થાય છે. તારી વિપરીત બુદ્ધિથી તારા મૃત્યુનો ઘંટાનાદ વાગી રહ્યો છે. તારે મારી શીખામણ માનવી યા ન માનવી તે તારી મરજીની વાત છે. પણ આ રાજ્યની–મારી જન્મભૂમિની લાગણી મારા મનમાં હોવાથી તારાં પૈશાચિક કર્મોથી હૃદય દુભાય છે; અને તેથીજ આ હૃદયમાંથી કડવા શબ્દો નીકળે છે. અફસોસ! તું ભૂલ્યો છે. એક અજ્ઞાની વિદેશીના સહવાસથી શયતાન બન્યો છે. તેં તારી શક્તિનો દુરૂપયોગ કર્યો છે. જે પ્રજાના પ્રતાપે તું સુખી છે, તે પ્રજાનો નાશ કરવા તું તૈયાર થયો છે એથી મને સમજાય છે કે તારી ઉપર દૈવજ રૂઠયો છે."

ઠાકોર ક્રોધથી ગર્જી ઉઠયો, "બસ કરો–ચુપ થાવ. તમારાં નિર્માલ્ય વચનો અને વધુ વખત ન સંભળાવો. હું બળવાન છું અને હવે ધારૂં તે કરવાને શક્તિવાન છું."

"ખરેખર! તારા જેવા પ્રજાપીડક કંગાલોએજ આ પવિત્ર ભૂમિને અપવિત્ર બનાવી છે. તારા રાક્ષસી હૃદયમાંથી પ્રજા પાલનનો ધર્મ સદાને માટે વિલુપ્ત થઇ ગયો છે. અફસોસ! જ્યારે તારા જેવા નામનાં પુતળાં–પ્રજાનું રક્ત પિનારા રાજાઓ આ પૃથ્વીપર પાકશે ત્યારે આ પવિત્ર વસુંધરા ધ્રુજશે. પણ નક્કી સમજજે કે પ્રજાની વ્હારે શ્રીભગવાન જરૂર ચઢશે. જો; તારી આસપાસ જો, કે અત્યારે શું થઇ રહ્યું છે? અત્યાચારી જનોના ત્રાસથી પીડાતી પ્રજાનો અત્યારે કોણ ઉદ્ધાર રક્ષણ કરે છે? એજ શ્વેત વર્ણના લોકો પરોપકારના સિદ્ધાંતથી પ્રજાની વ્હારે ચઢયા છે. પ્રભુ તેમની મદદે છે. ન્યાય–સત્યના પાલનકર્તાઓમાં દેવનો અંશ હોય છે અને તેથીજ તેઓ જ્યાં જાય છે ત્યાં વિજય મેળવે છે. જો તેઓનામાં દયા–ન્યાયપ્રિયતા અને પરોપકાર બુદ્ધિ ના હોત તો તે વેપારીઓ આજે ભુપતિ બની શકયા ન હોત. તમારા કુસંપથી, તમારા અતી ત્રાસથી તમે જતે દિવસે કંગાલ બની જશો અને જે પરોપકારી લોકો કે જેઓ અત્યારે વેપારીઓ તરીકે ઓળખાય છે તેઓ આખા હિંદુસ્થાનના મહારાજાધિરાજ કહેવાશે. તેઓ તમારા જેવા અધમોનો નાશ કરી પૃથ્વીનો ભાર ઉતારશે અને પ્રજાનું રૂડી રીતે પાલન કરશે. મદાંધ થએલા ભૂપતિઓ તેઓના ગુલામ બનશે. ઠાકોર! આ મારી ભવિષ્ય વાણી છે. જે થવાનું છે તે હું અત્યારે પ્રત્યક્ષ અવલોકી શકું છું. પરમાત્મા! તે પરોપકારી વિદેશીઓને વિજય આપો અને તારા જેવા નરપિશાચોનું નિકંદન નિકળો."

"આહ!" ઠાકોર ક્રોધાક્રાન્ત બની બોલી ઉઠયો; "અરે હું આ શું સાંભળું છું?"

"તારા મ્હોતનો પયગામ." ગુરૂએ ક્રોધથી જવાબ આપ્યો.

"હું તમારૂં ખૂન કરીશ."

"રાક્ષસનો એજ ધર્મ છે."

"આહ! એક બળવાન ઠાકોરનું આ કેવું અપમાન?"

"તું ઠાકોર નથી પણ શયતાન છે."

"શું હું રાજા નથી?"

"ના. ઓ મૂર્ખના શિરોમણી! સાંભળ! રાજા કોનું નામ? જે પોતાની પ્રજાને પુત્રવત્ પાળે અને તેને ઉન્નતિના શીખરે ચઢાવવાનો પ્રયત્ન કરે તેજ ખરેખરો રાજા; બાકી તું તો ઠાકોર નામને કલંક લગાડનારો અને પ્રજાના લોહીનો તરસ્યો એક ભયંકર પિશાચ-રાક્ષસ છે."

"બસ કર; જીવ બચાવવો હોય તો અહિંથી ચાલ્યો જા."

"મને મારવાને કોઇ શકતીવાન નથી."

"હું આ પળેજ તારો નાશ કરીશ."

"કોનો?"

"તારો."

"મારા શરીરનો નાશ થશે; પણ આત્મા કાયમ રહેશે. અને તે આત્મા તને સુખેથી રહેવા દેશે નહિ એ ખચીત યાદ રાખજે. હું દેહના નાશનો વિચાર કરીનેજ તારી સમિપ ઉભો છું. તારાથી થાય એ કરી લે. બ્રહ્મહત્યાનું મહાન પાપ જલ્દી માથે લઇ લે."

ગુરૂના શબ્દોથી ઠાકોર છેડાયો. નીસાની ધૂનમાં તેણે તલ્વાર ખેંચી; પણ એજ પળે એક સરદાર ખુલ્લી તલ્વારે અંદર દોડી આવ્યો અને ઠાકોરને રોકતાં બોલી ઉઠયો; "આ શું? એક પવિત્ર સાધુ પુરૂષનું ખૂન કરવાનું કારણ શું છે?"

એ આવનાર માણસ રાણીનો વફાદાર સેવક હતો. તેનું નામ જયમલ હતું. ઠાકોર ભાન વીસરી ગયો હતો. તેણે જયમલને ઉદ્દેશી કહ્યું; "આ સાધુ રાજદ્રોહી થયો છે. હું તને આજ્ઞા કરૂં છું કે તું તેનો વધ કરી નાખ."

"કોનો? શું આ પવિત્ર મહાત્માનો?" જયમલે ઉશ્કેરાઇને પૂછ્યું.

"હા, તેનો." દિવાન દેવીદે પણ જણાવ્યું.

"તેમનો ગુન્હો?"

"તે મેં તને જણાવી દીધું છે."

"હું માની શકતો નથી."

"તું તારી ફરજ બજાવ."

"હું મારી ફરજ શું છે તે યથાર્થ સમજું છું."

"શું તું રાજાની આજ્ઞાનો અનાદર કરીશ?"

"રાજાની આજ્ઞા કરતાં પ્રભુની આજ્ઞા પાળવી એ મારી પ્રથમ ફરજ છે.

"પરમાત્મા વળી કોણ મુઓ છે?"

"તમારા જેવા દુષ્ટોનો નાશ કરનાર અને નિર્દોષજનોનું રક્ષણ કરનાર."

"શું તું મારો સેવક નથી?"

"ના."

"ત્યારે?"

"શ્રીમતી રાણીસાહીબાનો."

"બસ, આ સઘળો પ્રપંચ તેનો જ છે. તમને આ પળેજ રાજદ્રોહનું ફળ મળશે. હું...." રાજા આગળ બોલે એ પહેલાં જ દિવાનખાનામાં અસંખ્ય સશસ્ત્ર માણસો ધસી આવ્યાં અને ઠાકોર તથા તેના સાગ્રીતોને ઘેરીને ઉભા રહ્યા. વીરવેશથી શોભતી રાણી આગળ આવી બોલી, "તમારાં હથીઆર મૂકી દયો."

ઠાકોર–દિવાન અને અન્ય દરબારીઓ રાણીને અને તેના સૈનિકોને જોઇ ધોળાપુણી જેવા બની ગયા. ઠાકોરે બૂમ મારી કહ્યું, "રાણી! તું આ સારૂં કરતી નથી."

"તે મારે સમજવાનું છે."

" તું મારી આજ્ઞા કરી પાપની ભોક્તા થાય છે."

" તમે પવિત્ર—ન્યાયી હોત તો હું તમારી દરેક આજ્ઞા પાળત; પણ પ્રજા પ્રત્યેના તમારા અમાનુષી જુલ્મથી મારે તમારી સામે તલ્વાર ઉંચકવાની જરૂર પડી છે. તમે રાજાના નામને લાયક નથી. માટે હથીઆર મૂકી શરણ થઇ જાવ." આટલું બોલી રાણીએ પોતાના સૈનિકોને કહ્યું; " દરેકનાં હથીઆર ખુંચાવી લઇ કેદ કરો."

સૈનિકો ઠાકોર અને તેના સલાહકારોની આસપાસ ફરી વળ્યા, તેઓના હાથમાંથી હથીઆર ખુંચાવી લેવામાં આવ્યાં. ઠાકોર—દિવાન અને અન્ય સરદારોનાં મુખ કાળાં થઇ ગયાં. ઠાકોર અને દિવાન વગેરેના કેદ થયાની વાત વાને વેગે ઉડી. સ્વાર્થી અમલદારો અને સરદારોએ ઠાકોરને છોડાવવા હથીઆર ઉંચક્યાં. કેદીઓને લઇ રાણી મહેલની બહાર નીકળી કે તરતજ રાજાના સેવકોએ રાણી અને તેના સૈનિકો પર હલ્લો કર્યો. પ્રજાજનો પણ હથીઆરો સાથે રાણીની મદદે દોડી આવ્યા. રાજમહેલનું મેદાન રણાંગણ જેવું થઇ પડ્યું. ઝપાઝપી શરૂ થઇ. મારો કાપોના ઝનુની પોકાર સર્વત્ર સંભળાવા લાગ્યા. પાપ કર્મથી પાપી બનેલા અમલદારો અને સરદારો રણમાં સૂવા લાગ્યા, લડાઇએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. પણ પ્રજાના સુભાગ્યે વીર વીલીયમ તેના રસાલા સાથે આજ વખતે—ખરા અણીના સમયે આવી પહોંચ્યો. સરકારી વાવટો હવામાં ફરકી રહ્યો હતો. વિદેશી સરકારના સરદારે જોરથી બ્યુગલ ફુંક્યું. શત્રુઓનાં હાંજા ગગડી ગયાં. પ્રજામાં નવચેતન આવ્યું. વીર વીલીયમે રાણીની પાસે આવી નમન કર્યું. રાણીએ ખરા સમયે આવી પહોંચવાને માટે આભાર દર્શાવ્યો. પ્રજા પીડકો નાસવા લાગ્યા. પ્રજાએ અને વીલીયમના ઘોડેસ્વારોએ કેટલાકને કેદ કર્યા. ઘણા નાશી છૂટ્યા. રાણીનો વિજય થયો. ઠાકોર અને તેના દુષ્ટ સલાહકારોને રાજગઢમાં કેદ કર્યા. નગરમાં શાન્તિનો ઢંઢેરો પીટ-વામાં આવ્યો. પ્રજાજનોના આનંદનો પાર રહ્યો નહિ. સૌ કંપની સરકારની જય ગર્જના પોકારવા લાગ્યાં. બીજે દિવસે વીલીયમે દમ-

દબાથી દરબાર ભર્યો. પ્રજા વત્સલ સરદારો અને નાગરીકોની સંમતિથી રાણીને રાજ્યાભિષેક કર્યો. રાણીએ રૂડી રીતે પ્રજાનું પાલન કરવાના અને સરકારને વફાદાર રહેવાના સોગન લીધા. કેદમાં પુરાએલા સઘળા પ્રજાજનોને મૂક્ત કરવામાં આવ્યાં. સ્વાર્થાંધ થએલા અમલદારો અને સરદારોને પશ્ચાતાપ કરવાથી માફી મળી. બાદ-ઠાકોર અને તેના દિવાનને ઘટતા બંદોબસ્ત સાથે કલકત્તે મોકલી આપવામાં આવ્યા. ઠાકોરની રાણીઓને માશીક પગાર બાંધી આપ્યો. જુના નોકરોની જગાએ નવા નોકરોને નીમ્યા. સરકાર તરફથી રાજ્યનો સલાહકાર પણ આવી પહોંચ્યો. રાજ્યના ખર્ચે તે અમરકોટમાં રહ્યો. રાણીએ વીલીયમને અને સરકારને યોગ્ય બદલો આપ્યો. આ પછી વીલીયમ રાણીની રજા લઇ તેના રસાલા સાથે મુજફરપુર જવા ઉપડી ગયો.



## પ્રકરણ ૧૪ મું.



### મહંતના મંદિરમાંથી કમળાનું મુક્ત થવું.

મૂજફ્ફરપુરમાં આવેલા મૂક્તિમંદિરથી થોડેક દૂર એક નાનું ઘર આવેલું હતું. તે મકાનની આસપાસ ગરીબ લોકોનાં ઘર આવેલાં હતાં. તે ઘર કેટલાક દિવસથી કિશોરે ભાડે રાખ્યું હતું. કિશોર અને સંન્યાસી મહારાજે મૂક્તિમંદિરનું તમામ રહસ્ય જાણી લીધું હતું. ધર્મને નામે ચાલતું ધતીંગ જાણી સંન્યાસી અને કિશોરને ઘણું લાગી આવ્યું અને મુક્તિમંદિરના પાખંડી સાધુરામ પર તેમને તિરસ્કાર પ્રકટયો. બાદ બન્ને ઘર ભાડે રાખીને રહ્યા અને લોકોને સત્ય ધર્મનો ઉપદેશ આપવાનું તેમણે શરૂ કર્યું. તેમના ઉપદેશની અસર સામાન્ય અને ગરીબ માણસો પર સારી થઇ. કિશોર અને સંન્યાસી

જનસમાજને નીતિ–સત્ય–કર્તવ્ય–જીવન–સેવા વગેરેનો સદ્ ઉપદેશ સમજાવવા લાગ્યા. ઉપદેશની અસર સારી થઇ. ઘણા લોકો કિશોરના અનુયાયી થયા અને તેને ગુરૂ તુલ્ય માનવા લાગ્યા. સારા ગણાતા લોકો–વિદ્વાનો અને રાજ્યના અમલદારો પણ એ બન્ને ઉપદેશકોના જ્ઞાનામૃતનું પાન કરવા ઉપદેશ સમયે આવતા. થોડા દિવસ વિતતાં કિશોર અને મહાત્મા મુજફ્ફરપુરમાં દેવતુલ્ય ગણાવા લાગ્યા. મૂક્તિ-મંદિરનો મહંત તેમની પ્રશંસા સહન કરી શકયો નહિ. તે ગુસ્સે થયો અને બન્ને પવિત્ર ઉપદેશકોની ફાવે એમ નિંદા કરવા લાગ્યો. તેણે પોતાના ભક્તમંડળને તેમના ઉપદેશમાં નહિ જવાની સખ્ત આજ્ઞા ફરમાવી. બન્નેને સતાવવામાં પણ બાકી રાખ્યું નહિ. તોફાની લોકોને પૈસાની લાલચો આપી બન્ને જણાને માર મરાવાના પ્રયત્નો પણ તેણે કરી જોયા. પણ સત્ય આગળ સર્વ આફતો લાચાર છે. બન્ને પવિત્ર પુરૂષો પોતાના કામમાં અડગ રહ્યા અને પરીણામે અનેક જનોના પૂજ્ય ગણાવા લાગ્યા.

ભાડે રાખેલા ઘરમાં આજે કીશોરચંદ્ર વિચારાવસ્થામાં બેસી રહ્યો હતો. સંન્યાસી મહારાજ આજે બે દિવસ થયા કંઇક ચાલ્યા ગયા હતા. તેઓ કયાં ગયા એની કિશોરને પણ ખબર ન્હોતી. સંન્યાસીના એકાએક ચાલ્યા જવાથી કિશોરના હૃદયમાં અનેક તર્ક વિતર્ક થઇ રહ્યા હતા. આજે કમળાને લીલા કરવાના એકાન્ત ભુવનમાં લઇ જવાની હતી. કમળાના મૃત્યુ–જીવનને માટે આજે છેલ્લો જ દિવસ હતો. આજે કમળાના ભાગ્યમાં મરવાનું કે ભ્રષ્ટ થવાનું નિર્માણ થએલું હતું. સાધુએ આપેલી મુદતનો આજે છેલ્લોજ દિવસ હતો. મુક્તિ મંદિરના એકાન્ત ભાગમાં આજે રાસક્રીડા થવાની હતી તેમાં કમળાને આજે રાધિકાજીનું પદ મળવાનું હતું. આ સર્વ બીના કિશોર જાણતો હતો; પણ રાસક્રીડાના સમયને જાણતો નહોતો. આજે ગમે તે ઉપાયે કમળાને મુક્ત કરવી જોઇએ; એવા નિશ્ચય પર કિશોર આવ્યો હતો. વિચારમાં તે કોઇના આવવાની પણ રાહ જોઇ રહ્યો

હતો. તેની પાસે આ વખતે કોઇ ન્હોતું. બપોરનો સમય હતો. ગરીબ મહેલ્લામાં શાન્તિ વ્યાપેલી હતી.

આ અરસામાં એક મુસલમાન એ મહેલ્લામાં આવ્યો અને આસપાસ નજર કરી કિશોરના ઘરમાં પ્રવેશ્યો. કિશોર વિચારમાં હોવાથી તેનું આગમન જાણી શક્યો નહિ. તે મુસલમાને કિશોરની છેક નજીક આવી કહ્યું; "પંડિતજી?"

કિશોરની વિચારમાળા તૂટી. તે સાવધ થઇ બોલ્યો; "કોણ મહમ્મદભાઇ ?"

"હા."

"સારૂં થયું કે તમે આવી પહોંચ્યા. હું તમારાજ વિચારમાં હતો." કિશોરે જણાવ્યું.

"એ તો મનોમન સાક્ષી છે. બોલો હવે શું કરવું છે?" મહમ્મદે પૂછ્યું.

"હું તો છેલ્લા નિશ્ચયપર આવ્યો છું. આપણે ગમે એમ કરી કમળાને આજે મુક્ત કરવી."

"મારો પણ એજ નિશ્ચય છે. હું આજે તમામ તપાસ અને ગોઠવણ કરીને અહિં આવ્યો છું. કમળાને મુકત કરવામાં આપણને આજે વધુ મુશીબત વેઠવી પડશે નહિ."

"હું તમારો સદાને માટે ઉપકારી છું. જે કામ સગો ભાઇ ન કરી શકે એ કામ તમે પરધર્મીએ બજાવ્યું છે. તમે મારા સગા ભાઇ સમાન છો. આપણે દુનિયાંની નજરે ધર્મથી જુદા દેખાઇએ છીએ; પણ આપણાં હૃદય–આત્મા એકજ છે. ભલે દુનિયાં તમને જુદા જાણે; પણ હું તો તમને મારા આત્મા–ભાઇજ સમજું છું. તમે પણ એમજ સમજો છો. તમારી સાથેના વ્યવહારમાં હું કોઇ જાતનો અધર્મ જોતો નથી. હું હિંદુ–મુસલમાનની ભેદતા ભાગવા ઇચ્છું છું. હિંદુ મુસલમાનમાં કુસંપની આગ સળગી રહી છે તેનેદૂર કરવા ચાહું છું. જ્યાં સુધી હિંદુ અને મુસલમાન પોત પોતાના ધર્મનું સત્ય

તત્વ સમજશે નહિ ત્યાં સુધી બન્નેમાં ઐક્યતા થવાનો સંભવ ઓછો છે. જ્યારે બન્ને કોમ ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજશે ત્યારે એક બીજાને ભાઇના પ્રેમથી ભેટશે અને ત્યારેજ આ હિંદુસ્થાનમાં મંગળ ભાનુનો ઉદય થશે. એવું સત્ય જ્ઞાન પ્રવર્તાવનારા સાચા ઉપદેશકોની ઘણી જરૂર છે; અને તે થશે એમ મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે."

મહંમદ થોડીવાર મૌન રહી બોલ્યો; "આપના કહેવા મુજબ જરૂર થશે. પ્રભુ સત્ય જ્ઞાન આખા જગતપર ફેલાવશે. પંડિતજી! આપણે આ બાબતની ચર્ચા આગળ ઉપર કરીશું. માટે હાલ તો આપણે જે કરવાનું છે તેની પર ધ્યાન આપવાની ખાસ જરૂર છે."

"તમે શું કરી આવ્યા?"

"હું આજે ઘણું અગત્યનું કામ કરી આવ્યો છું. ઠાકોર સાહેબ અને દિવાન સાહેબ આજે નગરમાં આવી ચૂક્યા છે. એકાએક ચાલ્યા ગએલા સંન્યાસી મહારાજ પણ તેમની પાસે છે. હું તેમને મળીનેજ અહિં આવ્યો છું."

"શું સંન્યાસી મહારાજ ઠાકોર સાહેબના મહેલે છે?" કિશોરે આનંદ દર્શાવતાં આશ્ચર્યથી પૂછ્યું.

"હા, હું તેમને મળ્યો છું. ઠાકોર સાહેબના જાણવામાં પણ સઘળી વાત આવી છે. તેઓશ્રી ઘણાજ ગુસ્સે થઇ ગયા છે અને તે પાંખડી સાધુને સખ્ત નશીયત આપવાનો પોતાનો ઇરાદો તેમણે જાહેર કર્યો છે. મેં તે નામદાર સમક્ષ મેં કરવા ધારેલી ગોઠવણ જાહેર કરી છે. આથી તે નામદાર ઘણા પ્રસન્ન થયા અને તેમણે જણાવ્યું કે તે સમયે તું અહિં આવજે. આપણે સાથેજ ચાલીશું."

"શું નામવર ઠાકોર સાહેબ જાતેજ ત્યાં આવશે?"

"હા, મારો વિચાર તેમને રાસલીલાનાં દર્શન કરાવવાનો છે."

"પણ તે કેવી રીતે બનશે?"

"એ બાબતની તમારે ફિકર કરવી નહિ. મેં સઘળી ગોઠવણ કરી રાખી છે. તે પ્રમાણે કરીશું તો આપણે ફાવીશું અને મહંતનું

કાળું કામ ખુલ્લું કરી તે દુષ્ટને કેદ પકડાવીશું."

"તમે શું કરવા ધાર્યું છે?" કિશોરે આતુરતાથી પૂછયું.

"સાંભળો. આજે મંદિરના એકાન્ત ભાગમાં રાસલીલા થવાની છે. લીલાનો સમય મધ્યરાત્રિનો છે. તે એકાન્ત ભાગથી હું જાણીતો છું. આજે સઘળું મંડળ એ એકાન્ત ભાગમાં ભેગું થશે. સમય થયા અગાઉ એટલે લગભગ નવ વાગ્યાથી ભક્ત મંડળ ત્યાં જઇ દિવા–પુષ્પો વગેરેથી તે ભાગને શણગારશે. મહંત અને મહામાયા શૃંગાર સજવામાં રોકાશે. મુક્તિ મંદિરમાં એ વખતે એકાદ–બે ચોકીદારો સિવાય અન્ય કોઇ પણ રહેનાર નથી. જે બે ચોકીદારો બહાર રહેનાર છે તે મારા સાગ્રીત છે અને તેમને મેં સમજાવેલા છે. એ તકનો લાભ લઇ આપણે મંદિરમાં જવું અને કમળાને મળવું. તે પછી તમારે કમળાનાં કપડાં પહેરી ત્યાં રહેવું. કમળાને તમારાં કપડાં પહેરાવી હું મારી સાથે લઇ જઇશ અને મહેલે મૂકી આવીશ. બાદ ઠાકોર સાહેબને અને મહંતના યમદૂતોને લઇ તમને છોડાવવા રાસ ક્રિડાના સ્થળે બરાબર સમયે જ હાજર થઇશ. બોલો મારી આ ગોઠવણ આપને પસંદ છે કે નહિ?"

"તમારી આ ગોઠવણથી હું ઘણો જ અજબ અને ખુશી થાઉં છું. મારો આત્મા તમને ધન્યવાદ આપે છે. આ ગોઠવણથી આપણે આપણા કાર્યમાં જરૂર વિજય મેળવીશું અને એક પાખંડી સાધુને ઉઘાડો પાડીશું."

"ત્યારે હવે હું રજા લઉં છું. સમય થતાં હું તમને બોલાવા આવીશ. તમે તૈયાર રહેજો."

"બહુ સારૂં." કિશોરે આભાર સુચક શબ્દોએ કહ્યું.

મહંમદ ચાલ્યો ગયો. કિશોર તેની પાછળ જોઇ રહ્યો. મહમ્મદ અદ્રશ્ય થતાંજ તેનાથી સહસા બોલાઇ જવાયું કે; "શાબાશ, મુસલમાન વીર! તને સાબાશ છે. તું એક હિંદુના માટે કેટલો શ્રમ કરી રહ્યો છે? શું હિન્દુનું હૃદય મુસ્લમાન પ્રત્યે આવું હશે–થશે?"

કિશોર ઘરની બહાર નીકળ્યો અને નજીકમાં આવેલી એક ગરીબની ઝુંપડીમાં જઇ એક નાના બાળકને રમાડી આનંદ અનુભવવા લાગ્યો.

સાંજ પડી. પૂર્ણીમાના પૂર્ણચંદ્રનો આકાશમાં ઉદય થયો. કામ ધંધે ગએલા ગરીબજનો વાળુ પાણી કરી પરવાર્યા અને ઘરના આંગણામાં બેસી બાળકોને રમાડી આનંદ કરવા લાગ્યા. કિશોર મહમદની રાહ જોઇ રહ્યો હતો. રાત્રિ ઉજ્વળ ભાસતી હતી. કિશોર ઘરના ઓટલા પર બેઠો હતો. એટલામાં એક માણસે પૂછ્યું, "પંડીતજી! આજે વાખ્યાન આપવાનું નથી ?"

"ના."

"કેમ વારૂ ?"

"આજે મારે એક અગત્યના કામ માટે જવાનું છે."

"અત્યારે?"

"હા."

"કઇ તરફ જવાનું છે ?"

"આટલામાં જ."

"મારી જરૂર હોય તો હું સાથે આવું ?"

"ના; મારી સાથે મહમ્મદ આવનાર છે."

"પાછા ક્યારે પધારશો ?"

"પરોઢ પહેલાં તો આવી જઇશ."

"સવારમાં દર્શન થશે ને ?"

"હા."

આમ વાતચીત ચાલતી હતી, તેવામાં મહંમદ આવ્યો. તત્કાળ કિશોર ઉભો થયો અને પેલા પડોશીને ઘરની સંભાળ રાખવાનું સૂચવી મહમ્મદની સાથે ચાલ્યો. થોડેક દૂર જઇ કિશોરે પૂછ્યું; "કમળાને મળ્યા છો કે નહિ ?"

"હું તેને મળીનેજ તમારી પાસે આવ્યો છું."

"મહંત ક્યાં છે ?"

"મહંત અને મહામાયા મંદિરના છેક છેલ્લા ભાગમાં છે. બન્નેએ આજે ખુબ મદિરાપાન કર્યું છે."

"કમળાની કોટડી આગળ કેટલા માણસો છે?"

"બે, પણ તેઓ આપણા મદદગાર છે. કમળાની સાથે તેઓ મંદિરને છેલ્લી સલામ કરી ત્યાંથી નીકળી આવનાર છે. પંડીતજી ગભરાવાનું કારણ નથી. આ વખતે ખુદ ખુદા આપણી મદદે છે. તેથી આપણે જરૂર ફત્તેહ મેળવીશું અને નાપાક–પાખંડી મહંતનું પોકળ પ્રકાશ કરી તેને ગીરફતાર કરીશું."

"જે પળે થવાનું છે તે એની મેળેજ થઇ રહેશે. પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે."

આવી રીતે વાતો કરતા મહમ્મદ અને કિશોર મુક્તિ મંદિરના મોટા દરવાજે આવ્યા. દરવાજાનાં દ્વાર આ વખતે બંધ હતાં. બહાર ચંદ્રિકા ચળકી રહી હતી. મનુષ્યોનો અવર–જવર બંધ થઇ ગયો હતો. નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. મહમ્મદે ધીમે રહીને બારણાં ઉઘાડયાં. અંદર પણ સઘળું ચુપચાપ હતું. કોઇ માણસ નજરે પડતું ન્હોતું. બન્ને જણા કમળાની કોટડી આગળ આવ્યા. બે ચોકીદારો ત્યાં બેઠા હતા. તેઓ આ બન્નેને આવેલા જોઇ ઉભા થયા. મહમ્મદે તેમાંના એકને ધીમા સ્વરે પૂછ્યું; "કોઇ આવ્યું હતું કે?"

"હા."

"કોણ?" મહમ્મદે ઉત્સુકતા દર્શાવતાં પૂછ્યું.

"મહામાયા."

"કેમ આવી હતી?"

"કમળાની પાસે."

"તેનું બોલવું કંઈ સંભળાયું હતું?"

"હા, તે કમળાને એમ કહેતી હતી કે હું તને બોલાવાને એક કલાક પછી આવીશ. તે પહેલાં તું તૈયાર થઇ રહેજે અને આ વસ્ત્રાલંકારથી તારૂં શરીર સુંદર બનાવજે. આટલું કહી તે અહિંથી ચાલી ગઇ હતી."

" વારૂ બીજું કાંઇ ? "

" સઘળું મંડળ અંદરના ભાગમાં એકત્ર થયું છે. "

" તમને કંઇ સુચના મળી છે ? "

" અમને બરાબર સંભાળ રાખવાની આજ્ઞા થઇ છે. "

" મોટા દરવાજો આજે અંદરથી બંધ કેમ કર્યો નથી ? "

" તેને બંધ કરવાની આજ્ઞા પણ અમને થએલી છે; પણ તમે આવનાર હોવાથી અમે સાંકળ દીધી ન્હોતી. "

" ત્યારે હવે તૈયાર થાવ. "

" અમે તો તૈયારજ છીએ. આ રાક્ષસી સ્થાનમાંથી નીકળી જવાને ઘણુજ આતુર છીએ. "

મહમ્મદે અને કિશોરે કમળાની કોટડીમાં પ્રવેશ કર્યો. કમળા તૈયાર થઇ બેઠી હતી. દીપક પ્રકાશી રહ્યો હતો. કિશોરને જોતાંજ કમળાના મુખથી બોલાઇ જવાયું, " પ્રભુ ! પધાર્યા ? "

" હા, દેવી ! ઉઠો. આ પરોપકારી ભાઇના પ્રયાસથી આજે તમે દુઃખ મુક્ત થયાં છો. લ્યો; આ મારાં કપડાં પહેરો તમે મહમ્મદભાઇની સાથે અહિંથી પસાર થાવ. "

" અને તમે ? "

" હું તમારી જગાએ અહિં રહીશ અને પ્રભુ કૃપાએ તમને સવાર સુધીમાં આવી મળીશ તમે મારી કંઇ પણ ચિંતા કર્યા વિના મહમ્મદભાઇ સાથે જાવ. હું અહિં શામાટે રહું છું તે તમને બહાર નિકળ્યા પછી મહમ્મદભાઇ જણાવશે. "

કમળા ઉભી થઇ. તેણે સ્ત્રી પોશાકનો ત્યાગ કરી પુરૂષ પોશાક પરીધાન કર્યો. શરીરે સુકાઇ ગએલી કમળા પુરૂષ પોશાકથી કંઇક જુદીજ ભાસવા લાગી. કિશોર તેના સામે જોઇ હસ્યો. આ હસવું ઘણા વખતે હતું. પતીનું હાસ્ય કમળાને આનંદજનક લાગ્યું. જીંદગીમાં પ્રથમ વાર કમળાના મુખપર પણ હાસ્યનું ચિહ્‌ન જણાયું. મહમ્મદે કિશોરને કેટલીક સૂચનાઓ આપી ત્યાંથી જવાની ઇચ્છા દર્શાવી. કિશોરે જલ્દીથી

નીકળી જવાની સંમત્તિ આપી. મહમ્મદે એક સિપાહીને ત્યાં રહેવાનું જણાવી તેને કિશોરની સાથે આવવાનું કહ્યું.

મહંમદ—કમળા અને ચોકીદાર ત્યાંથી ચાલતાં થયાં અને મુક્તિ મંદિરની બહાર નીકળી રાજમહેલ તરફ જવા લાગ્યાં. ચંદ્ર પ્રકાશી રહ્યો હતો. રસ્તાઓ જન શૂન્ય જણાતા હતા. મહમ્મદે કિશોરના રહેવાનું કારણ કમળાને જણાવ્યું. ત્રિપુટી રાજમહેલે આવી. દીપકો ઝગમગી રહ્યા હતા. મહમદે એક સિપાહીને મોકલી પોતાનું આગમન જણાવ્યું. થોડીવારમાં જ અંદર પ્રવેશવાનો હુકમ મળ્યો.

દિવાનખાનામાં રણમલસીંહ—સત્યવીર—કનુભાઇ—સવિતા વગેરે મંડળ બેઠેલું હતું. મહમ્મદે કમળાની સાથે ત્યાં પ્રવેશ કરી ઠાકોર સાહેબને નમન કર્યું. કમળાને જોતાંજ સત્યવીરથી બોલાઇ જવાયું કે, "બ્હેન! તું આવી?"

કમળાથી બોલી શકાયું નહિ. તે સવિતાની પાસે નીચે બેસી ગઇ. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. રણમલે તેનું શાન્તવન કર્યું. સવિતા અને કનુભાઇએ પણ તેને શાન્તવન આપ્યું. ઠાકોર સાહેબે મહંમદને ધન્યવાદ આપ્યો. આ પછી ઠાકોર—સત્યવીર મહંમદની સાથે જવાને ઉભા થયા. પચીસ હથીઆર બંધ માણસો સાથે લીધા. સઘળાઓએ ઉપરથી સાધારણ માણસોના જેવા પોશાક પહેરી લીધા અને પછી તરતજ મુકિત મંદિર તરફ જવાને રવાના થયા.

---

## પ્રકરણ ૧૫ મું.

### સાધુ સપડાયો.

મુક્તિમંદિરના ઓરડામાં કિશોર થોડીકવાર શાન્તિથી બેસી રહ્યો. તે પછી તેણે તત્કાળ સ્ત્રી પોશાક ધારણ કરી લીધો. મહામાયા કમળાને જે વસ્ત્રાલંકાર આપી ગઇ હતી; તે સર્વ કિશોરે શરીર પર ધારણ કરી લીધું. કિશોરનું મુખ ગૌર અને ગોળ

હોવાથી આ વેશ તેને સુંદર લાગવા માંડયો. સુખની ગૌરતામાં વૃદ્ધિ કરવાને માટે કિશોરે સફેતો પણ લગાવ્યો. કારણ કે આજે રાસક્રીડાનો અલભ્ય લાભ લેવા ઇચ્છનારી ભાવીક ભામાઓ સુખપર સફેતો લગાવીનેજ ગોપી સ્વરૂપ ધારણ કરતી. કિશોર ખરેખરી સ્રીસમાન શોભવા લાગ્યો. તે વારંવાર આયનામાં મુખ નિરિક્ષણ કરી હસવા લાગ્યો. કિશોર દુઃખથી ઘડાયેલો હતો. તેને ઘણા અનુભવ મળ્યા હતા. દુઃખમાં—આફતમાં કેમ વર્તવું વગેરે બાબતથી તે હવે અજાણ ન્હોતો. તેણે મહંતને આજે ઉઘાડો પાડવાનોજ નિશ્ચય કર્યો હતો. બરાબર ગોપીકા વેશ ધારણ કરી કિશોર મહામાયાની રાહ જોઇ રહ્યો. લગભગ એક કલાકે મહામાયા કિશોરની પાસે આવી. કિશોરે આધું ઓઢી મુખ ઢાંકયું. મહામાયા પણ આ વખતે અલબેલી બની હતી. ગૌરવર્ણી યોગિની અત્યારે મનોહર સ્વાંગ ધારણ કરવાથી સાક્ષાત સ્વર્ગની અપ્સરા સમાન શોભી રહી હતી. તે મદમંદ હસતી કિશોરની છેક પાસે આવી અને બોલી; " કમળા ! ચાલો; આનંદના ધામમાં જવાનો સમય થઇ ચૂકયો છે. પ્રભુજી પણ તૈયાર થઇ રહ્યા છે. આપણા ગયા પછી તે થોડી વારેજ ત્યાં પધારનાર છે. "

" હું તો તૈયારજ છું. " કિશોરે જવાબ આપ્યો.

" આજે તારો અવાજ બદલાયેલો કેમ લાગે છે ? " મહામાયાએ પુછયું.

" સેંથામાં સિંદુર નાખતાં સીંદુર વાળી આંગળી અચાનક મુખે અડી ગઇ અને તેથી સીંદુર ગળામાં ગયું, તેથી મારો અવાજ તમને ભારે લાગતો હશે ? વળી આજે મેં વાંચવામાં પણ વખત ઘણો ગાળ્યો છે. " કિશોરે જણાવ્યું.

" એમજ હોવું જોઇએ. પણ અત્યારે તેં આધું કેમ ઓઢયું છે ? "

" ન સમજ્યાં ? આ સઘળું પ્રણયલીલાની શરૂઆતને માટે છે. હું આજ સુધી એમ સમજતી હતી કે તમારા ધર્મમાં ધતીંગ છે;

પણ ખૂબ વિચાર કરતાં મને સાફ સમજાઇ ચુક્યું છે કે તમારા ધર્મમાં જેટલો આનંદ અને સુખ મનાય છે એટલું અન્યત્ર ક્યાંઇ પણ નથી. આમ સમજી તમે મોકલાવેલાં વસ્ત્રાલંકાર હું ધારણ કરી તૈયાર થઇ છું. પ્રભુજી સાથે રાસલીલા રમવાને હું કેટલી આતુર થઈ રહી છું; તે ફકત મારૂં મનજ જાણે છે."

"એ બધો પ્રતાપ તારાં પૂર્વજન્મનાં પુણ્યનોજ છે. તારાં શુભ કર્મોના પ્રતાપથીજ તારી પર કૃષ્ણ સ્વરૂપ ગુરૂજીની સંપૂર્ણ કૃપા ઉતરી ચુકી છે. બાકી અનેક અબળાઓ–બાળાઓ ગુરૂજીની કૃપા પ્રાપ્ત કરવાને મથી મરે છે, પણ તેમનાં પુણ્ય વિના કૃષ્ણની કૃપા તેમનીપર ક્યાંથી ઉતરે ? ફકત તુંજ સૌભાગ્યમયી છે."

"પ્રભુજી મને કોનું પદ આપશે ?"

"રાધીકાજીનું. તું અને પ્રભુજી એક બીજાના કંઠમાં કર આરોપણ કરીનેજ રાસમંડળમાં રમશો."

"ખરેખર પ્રભુજીએ મને કૃતાર્થ કરી છે."

"એમજ પણ હવે આછું ઓઢેલું દૂર કર અને તારૂં ચંદ્રસમાન ગોરમુખ મને બતાવ કે જેથી હું ખાત્રી કરૂં કે આ રાધિકા કૃષ્ણને તરત વશ કરશે કે નહિ ?"

"મહામાયા ! મને માફ કરો. મેં અત્યારે એક પ્રતિજ્ઞા કરી છે."

"શી ?"

"જ્યારે કૃષ્ણજી મારી પાસે આવી મારો ઘુંઘટ અલગ કરશે ત્યારે જ મારૂં સુખ બીજાને બતાવીશ."

"અરે ! એવી તે પ્રતિજ્ઞા કરાય ?"

"બન્યું એ બન્યું. પ્રભુજીના પ્યારે એવી પ્રતિજ્ઞા કરાવી દીધી."

"હશે. ચાલ ત્યારે."

કમળા મહામાયાની સાથે ચાલી. બન્ને કોટડીમાંથી બહાર નીકળી એક ઓરડામાં આવ્યાં. આ ઓરડામાં રાધા કૃષ્ણની મૂર્તિયો

જોડાજોડ ઉભેલી જણાતી હતી. ઘીના બે દીપકો પીતળની બે મોટી દીવીઓ પર પ્રકાશી રહ્યા હતા. ચારે તરફ સુવાસ ફેલાઇ રહી હતી. પુષ્પોનો પમરાટ મગજને આનંદ આપી રહ્યો હતો. આ મંદીરની બાજુની દિવાલપર એક લાલરંગનો રેશમી પડદો લટકતો હતો. આ પડદાની પાછળ કંઇ પણ આવેલું હોવું જોઇએ એવો ખ્યાલ જોનારને તરત જ આવે. એમજ હતું. એ લાલ રંગના પડદાની પાછળ આવેલી દિવાલમાં એક બારણું આવેલું હતું. આ બારણું છૂપાદ્વારના નામથી ઓળખાતું. એ દ્વારમાં થઇને જ લીલા કરવાના એકાન્ત સ્થાનમાં જવાતું. આ એકાન્ત સ્થાનની માહિતી મહંતના સાચા વફાદાર ભકતો સિવાય બીજા કોઇને હતી નહિ.

મહામાયા થોડીકવાર આ સ્થળે અટકી ઉભી રહી. તેણે રાધા કૃષ્ણની મૂર્તિને પ્રણામ કર્યા. કિશોરે પણ તેમ કર્યું. મહામાયા કંઇક વિચારવશ જણાઇ, કિશોરે પુછ્યું ? " શું વિચાર કરો છો ? "

" હું એક અગત્યનો વિચાર કરૂં છું. "

" આપણે હવે કયાં જવાનું છે ? "

" સ્વર્ગના સ્થાનમાં. "

" પણ તે કયાં છે ? "

" ત્યાં લઇ જવાના વિચારમાં જ છું. "

" એમાં વિચારની શી જરૂર છે ? "

" અજાણ્યા માણસને ત્યાં લઇ જતાં પહેલાં ઘણો વિચાર કરવાની જરૂર છે. "

" આપણા બેમાં અજાણ્યું કોણ છે ? "

" તું. "

" શું હું અજાણી ? "

" હા. "

" હજી મારા પ્રત્યે ભેદભાવ ? "

મહામાયા બોલી નહિ.

પુનઃ કિશોરે કહ્યું:—" હું આજ સુધી એમજ સમજતી હતી કે તમે મારી પ્રત્યે ભેદભાવ રાખતાં નથી. પણ આજે તમારા શબ્દોથી મારી ખાત્રી થઇ ચૂકી છે કે તમારા મનમાં મારી પ્રત્યે હજી અ-વિશ્વાસ છે. અફસોસ કે મેં કંઈ પણ વિચાર કર્યા વિના મેં મારો સંપૂર્ણ વિશ્વાસ તમારામાં મૂકયો છે. "

" કમળા ! તારી મોટી ભૂલ થાય છે. હું આ રાધા કૃષ્ણના સોગન ખાઇને કહું છું કે તારી પ્રત્યે બીલ્કુલ અવિશ્વાસ અને ભેદ ભાવ નથી. પણ અમારા ધર્મનો ગુપ્ત ભેદ આજે તને પ્રથમ જ જ-ણાવવાનો હોવાથી હું વિચારમાં પડી છું. "

"પણ મને તો રાધિકાજીનું પદ મળ્યું છે. ત્યારે મને સર્વ ભેદથી જાણીતી કરવામાં વિચાર કરવાની શી જરૂર છે ? "

" અમારા મંડળમાં દાખલ થનારે લીલાના સ્થાનમાં પ્રવેશ કરતાં અગાઉ આ સ્થળે આ ભગવાનની સમક્ષ સોગન ખાવા પડે છે."

" શા માટે ? "

" અમને વફાદાર રહેવાને અને અમારા મંડળની વાત બહાર નહિ જણાવવાને માટેજ સોગનની ખાસ જરૂર છે. "

" કદાચ ધારો કે કોઇ માણસ સોગન ખાઇને બેવફા થયું તો ? "

" હજી સુધી તો એમ બન્યું નથી, પણ કદાચ કોઇ એવું નીકળે તો અમારા મંડળમાં એવા ચાલાક માણસો છે કે તેઓ સોગન તોડનારને ગમે એ પ્રકારે સોગન તોડયાનો ભયાનક બદલો આપે છે. "

" પ્રભુ એવી બુદ્ધિ કોઇને પણ ના આપે. "

" તારે પણ સોગન ખાવા પડશે. "

" રાધિકાજીને સોગન ખાવા પડતા હશે કે ? "

" હા. "

" તમારા કહેવા મુજબ હું સોગન લેવાને તૈયાર છું. "

મહામાયા પ્રસન્ન થઇ. તેણે કિશોરની પાસે સોગન લેવરાવી જણાવ્યું કે તારે લીલાના રહસ્યની વાત કોઇને જણાવવી નહિ.

આ પછી મહામાયાએ આગળ વધી લાલ પડદો ખસેડી નાખ્યો. દિવાલમાં બારણું જણાયું. કિશોરે આશ્ચર્ય દર્શાવ્યું. મહામાયાએ બારણું ઉઘાડયું. અંદર જવાનો રસ્તો જણાયો. એક સાંકડી ચાલમાં થઇને મહામાયા અને કિશોર આગળ ચાલ્યાં. સાંકડી ચાલમાં અંધારૂં હતું. આગળ મહામાયા અને પાછળ કિશોર અંધકાર વટાવી એક નાના ઓરડામાં આવ્યાં. આ નાના ઓરડામાં પણ એક છૂપું બારણું આવેલું હતું. મહામાયાએ તે દ્વારને ખુલ્લું કર્યું. દ્વાર ખુલ્લું થતાંજ દીવાઓનો પ્રકાશ જણાયો. બન્ને જણાં એક ખુલ્લા ચોગાનમાં આવી ઉભાં. ચોગાનની એક બાજુએ ચાર-પાંચ ઓરડાઓ લાઇનબંધ આવેલા હતા. આ ઓરડાઓ સુખ શૈય્યાના નામથી ઓળખાતા. લીલામાંથી કામોન્મત્ત થએલાં પશુઓ આ ઓરડામાં જતાં. આ લીલા સ્થાન હતું. મહંત અને તેના અનુયાયીઓએ કલ્પેલું-માનેલું સ્વર્ગ-સ્થાન હતું. પવિત્ર જનોના હૃદયને તો આ સ્થાન નર્કસ્થાન સમાન હતું. કારણ કે આ સ્થળે ધર્મના બ્હાને પશુ લીલા થતી. આ સ્થળે અનેક કૌમારીકાઓનાં કૌમારવૃત્ત નષ્ટ થયાં હતાં. અનેક પતિવ્રતા સ્રીયોનાં શીયળનો સંહાર થયો હતો. આ વખતે આ પવિત્ર મનાતા પાપસ્થાનમાં લગભગ પચાસેક માણસો એકઠાં થએલાં હતાં. તેમાં અર્ધાભાગના પુરૂષો અને અર્ધાભાગની સ્રીયો હતી. એ માણસો મહંતના ધર્મનાં ચુસ્ત હિમાયતી હતાં. પુરૂષોએ કૃષ્ણ ભગવાનના જુદા-જુદા સ્વાંગ ધારણ કર્યા હતા. સ્રીયોએ પણ ગોપીકા સ્વરૂપ શોભાવવાને ચિત્ર-વિચિત્ર પોશાક પરીધાન કર્યો હતો. દીપકોનો પ્રકાશ આંખ્યોને આંજી નાંખે એવો હતો. રાસ ગુંથવાના દોર પણ વચ્ચો વચ્ચ લટકતા હતા. બાજુમાં એક મોટો ભારે પત્થર પડેલો હતો. તેની પર વૃક્ષોનાં કુંડાં ગોઠવેલાં હતાં. એ પત્થરને ભક્તજનો ગોવર્ધન પર્વત કહેતાં. જુદી જુદી જાતનાં વાજીંત્રો પણ આ સ્થળે જોવામાં આવતાં હતાં. આ સઘળું જોઈ કિશોરની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. કિશોરે હજી બુમટો ખેંચેલોજ હતો. મહામાયા અને કિશોર

ત્યાં પ્રવેશતાંજ અંદરનું મંડળ તેમની આસપાસ ફરી વળ્યું. તે મંડળમાંની એક સ્વરૂપમયી સુંદરીએ પૂછ્યું.

"આ રાધિકાજીએ આજે ઘુમટો કેમ ખેંચ્યો છે ?"

મહામાયાએ ઘુમટો ખેંચવાનું કારણ સમજાવ્યું. સ્ત્રીપુરૂષોએ ધન્યવાદ આપ્યો અને અત્યુત્તમ પદ પ્રાપ્ત કરવાને માટે તેના ભાગ્યને વખાણ્યું. આ પછી મહામાયાએ સઘળા મંડળને નીચે બેસવાનું સૂચવી જણાવ્યું કે, ગુરૂજી આવે ત્યાં સુધી આપણે રાસલીલાનાં ગાયનો ગાઇ આનંદ કરીએ. સઘળાંએ સંમત્તિ દર્શાવી. મહામાયાએ દિલરૂબા હાથમાં લીધું. મહામાયા સંગીતમાં કુશળ હતી. તેનો કંઠ મીઠો અને કોમળ હતો. દિલરૂબા સાથે સૂર મેળવી તેણે રાસલીલાનું એક શૃંગારિક ગાન ગાયું. સઘળાં પ્રસન્ન થયાં. બે—ચાર સ્ત્રીયોએ પણ શૃંગારીક ગીત ગાયાં. બે—ચાર પુરૂષોએ પણ દાણલીલાનાં ગાન ગાઇ પોતાને કૃતાર્થ માન્યા. એવામાં એક મુખ્ય ગોપીકાએ રાધીકાજીને ગાન ગાવાની વિનંતી કરી. મહામાયાએ પણ કહ્યું. કિશોર બોલ્યો; "હું હજી લીલાનાં ગાન શીખી નથી એટલે શું ગાઉં ?"

"તને આવડે તે ?"

"તમે કહો તો હું એક અજબ ગાન ગાઉં ?"

"અજબ એટલે ?"

"સ્વપ્ન ગાન."

"બરાબર સમજાવ."

"મને કાલે સ્વપ્ન આવ્યું હતું."

"પછી ?"

"તેમાં મેં સાક્ષાત પ્રભુજીનાં દર્શન કર્યાં."

"ધન્ય ભાગ્ય." મહામાયા બોલી.

"એ સઘળો પ્રતાપ ગુરૂજીનો." બીજી બોલી.

"પછી ?" મહામાયાએ પૂછ્યું.

"પ્રભુએ મને શુભ ઉપદેશ આપી મારી આગળ એક ગાયન ગાયું."

"શું પ્રભુએ તારી આગળ ગાયન ગાયું ?"

"હા, પણ ગાયન વિચિત્ર હતું. મને બરાબર સમજ પડી નહિ."

"પણ ગાયન તો યાદ છે ને ?"

"હા."

"ત્યારે ગા જોઈએ."

"પણ તે પહેલાં પ્રભુએ મને આજ્ઞા કરી છે કે જ્યારે તું આ ગાયન ગાય ત્યારે પૂરૂં ગાજે. જો અધુરૂં મૂકીશ તો મહાન પાપી બનીશ. કારણ કે એ ગાન પ્રભુને વિપત્તિરૂપ છે. તેમણે શ્રીમુખેજ પોતાની વિપત્તિ જણાવી છે."

"પૂરૂં આવડે તો પૂરૂં ગા."

"પણ કદાચ ગાન તમને પસંદ પડે નહિ અને મારે અધુરૂં મૂકવું પડે તો ?"

"અમે પૂરે પુરૂં સાંભળીશું ?"

"પણ મારી ખાત્રી કેમ થાય ?"

"અમે ગુરૂજીના સોગન ખાઈએ છીએ."

"ત્યારે તો હું આ પળેજ ગાઉં છું. મહાદેવી ! બજાવો દિલરૂબા." કિશોરે દિલરૂબા સાથે સુર મેળવવા માંડયો."

---

## ઝેરીજમાનામાં વિશ્વ પતિને વિપત્તિ.

---

**નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ રાગ.**

નાથ કહે છે મુજને મનુષ્યો ડુબાવે,
મુજપર જુઠાંજ આળો ચઢાવે.
હું શુદ્ધ ચેતન રૂપે રહ્યો છું પણ જડ જગમાં મનાવે,
ઉત્તમ પદ ઇનકાર કરી મારી હલકી પદવી ઠરાવે. નાથ.

કાનુડો કલ્પીને મારૂં ઇશ્વર નામ લજાવે,
જ્યાં ત્યાં ખેલ કરીને મુજને નટની તુલ્ય નચાવે. નાથ.
ભામીનીયો ભેળા રઝળાવી લંપટમાં લેખાવે,
કપટી પણ કહેતાં નવ ચૂકયા ચાહન ચોર ઠરાવે. નાથ.
પશુ થકી પરણાવી મારૂં જગમાં હાસ્ય કરાવે,
ધર્મના નામે દુકાનો માંડી ટકે ટકે વેચાવે. નાથ.
શંકરનો અવતાર ઠરાવી નાગો ભૂત બનાવે,
મહા વ્યસન મારામાં ટેવી ગાંજો ભાંગ ફુંકાવે. નાથ.
રાક્ષસને હું વગર વિચારે વર દઉં એમ જણાવે,
બુદ્ધિ શુન્ય ગણીને મારૂં ભોળો નામ ધરાવે. નાથ.
સુખ દુઃખમાં સંભાળું તેનું સાટું આમ વળાવે,
ધીક ધીક માનવ દુષ્ટો તમને દારૂણ દુઃખ કેમ નાવે. નાથ.

*       *       *       *

માનવ મુજને માનવ જેવો બનાવે,
મારી સઘળી પ્રભુતા ત્યજાવે.                    માનવ.
જન્મ મરણથી મૂક્ત રહું છું તોપણ જન્મ ધરાવે,
નાનકડું બાળક સમજીને પારણીયામાં ઝુલાવે. માનવ.
તડકો શીત નડે માનવને મુજને વસ્ત્ર ધરાવે,
વસવાને મુજ માટે મોટાં મંદિર માળ ચણાવે. માનવ.
ભૂખ તૃષા લાગે નહિ તોપણ, મોટા થાળ ધરાવે,
મારૂં નામ દઈને દુષ્ટો માલ મલીદા ઉડાવે. માનવ.
ભ્રષ્ટ થતો જાણીને મુજને નિત્ય નિત્ય સ્નાન કરાવે,
હું છું શુદ્ધ સદાએ તોપણ આમ અવિદ્યા જણાવે. માનવ.
ઉંઘ કદી આવે નહિ તોપણ સુંદર સેજ બિછાવે,
કામ ક્રિડા કરવાને કાજે પ્રેમ ધરી પરણાવે. માનવ.
નિર્ધનતા લેખીને મુજને ઘર ઘર ભીખ મગાવે,
નખોદિયાના માલખજાના, મારા નામે ચડાવે—માનવ.

નિર્વિકારી સર્વેશ્વરને, રાગી તુચ્છ ઠરાવે,
છેક ઉતારી નાખી મુજને પાખંડીજ પૂજાવે—માનવ.
સત્ય સ્વરુપ અનાદિ મારૂં કોણ અરે સમજાવે,
નહિતો આમ અધર્મ વધ્યાથી દુઃખનો અંત ન આવે—માનવ.

ભગવત ભજનાવળી.

સંગીત સમાપ્ત થયું. ગાન શ્રવણ કરનાર ભકતો આશ્ચર્ય પામ્યાં અને તેમના મુખપર કંઇક ગુસ્સાની લાગણીઓ પણ પ્રકટી નીકળી. મહામાયાનું મુખ પણ ગુસ્સામય જણાયું. મહામાયા કંઇક બોલવાનો વિચાર કરે છે એટલામાં તો કૃત્રિમ કૃષ્ણસ્વરૂપધારી મહંત ફાંકડી ચાલે ચાલતો ત્યાં આવી ઉભો રહ્યો. ભકતજનોએ તેના નામની જયગર્જના પોકારી. મહંતનો દેખાવ આ વખતે અદ્ભુત અને આકર્ષક હતો. એકાદ પ્રખ્યાત ચિત્રકારે કલ્પના શક્તિથી કલ્પેલારાસલીલામાંના કૃષ્ણ પ્રમાણે મહંત મહારાજે સ્વાંગ ધારણ કર્યો હતો. માથા પર મયુરપીંછનો મુકુટ અને હાથમાં પકડેલી રૂપાની વાંસળીથી મહારાજનો દેખાવ અલબેલો લાગતો હતો. ભકત મંડળ એકાગ્ર નજરે મહંતના મુખકમળને અવલોકી રહ્યું. મહંતે મહામાયાને ઉદ્દેશી પૂછ્યું.

" હમણાં સંગીત કોણે ગાયું હતું ? "

" તમારી મનોરમાએ. " મહામાયાએ જવાબ આપ્યો.

" શું કમળનયની કમળાએ ? "

" હા. "

" તેનો કંઠ મોહક અને આનંદજનક છે. પણ તેણે ગાએલું ગાન કઠોર અને ખરાબ છે. "

" એ તો અમે પણ સમજીએ છીએ; પણ તેણે ગાયું એટલે શું કરીએ ? "

" આવું ગાન તેને કયાંથી આવડે ?

" તેને સ્વપ્ન આવ્યું હતું અને તેમાં જ તેણે આ ગાન સાંભળી યાદ રાખ્યું હતું. " મહામાયાએ સ્વપ્નની વાત મહંત મહારાજને વિદિત કરી.

મહંત વિસ્મય પામ્યો. તે મન સાથે થોડીકવાર વિચાર કરી બોલ્યો; " સાક્ષાત શ્રી કૃષ્ણુ કોઇને સ્વપ્નમાં દર્શન આપતાજ નથી. પણુ જેના પૂર્વના સંસ્કાર સારા હોય છે તેને આપે છે; પણુ કમળાએ ગાયા પ્રમાણેનું ગાન પ્રભુ કદાપિ ગાય જ નહિ. કારણુ કે તે સંગીતમાં નાસ્તીકતા છે, અધર્મ છે. કમળા પૂર્વજન્મની શ્રાપ ભ્રષ્ટા ગોપી છે. તે કૃષ્ણુને ચાહે છે અને આજે રાસલીલાના સમયે કૃષ્ણુના પ્રેમની અધીકારી–ભોકતા થનારી છે એવું જાણીને જ અધર્મના અવતાર કળીયુગે કદાચ કૃષ્ણુરૂપ ધારણુ કરી તેને સ્વપ્નમાં દેખાવ દઈ ગાન ગાયું હશે ? પણુ કમળા પુણ્યમયી છે. આપણુા પવિત્ર ધર્મમાં તદ્રુપ બની છે અને થોડીવાર પછી જ એ સાક્ષાત શ્રી કૃષ્ણુની પ્રેમમૂર્તિ બની સદેહેજ સ્વર્ગની અધીકારી ધની જશે. પણુ વારૂં તે આમ ઘુંઘટો ખેંચીને કેમ દૂર જઇને ઉભી છે ? "

" એ તો આપ શ્રીમુખેજ તેને પૂછો. " મહામાયાએ મીઠું હસીને જણાવ્યું.

મહંતે કમળા પ્રતિ દ્રષ્ટિ કરી પૂછ્યું, " પ્રિયરાધે ? "

" કેમ ? શું કહો છો ? " કિશોરે અવાજ બદલી પૂછ્યું.

" દૂર કેમ ઉભી છે ? "

" મને શરમ આવે છે. "

" અને તેથી જ તેં ઘુમટો ખેંચ્યો છે નહિ વારૂં ? "

" હા. "

" ત્યારે તો મારે જ તારા ઘુંઘટને અલગ કરી તારી શરમ મુકાવવી પડશે. " કહી મહંત તેની નજીક ગયો કે તરત કિશોરે કહ્યું: " આઘા રહેજો. "

" કેમ વારૂ ? "

" મારા સ્વપ્નનો ખુલાસો કરો.

" શું ? "

" સ્વપ્નમાંના કૃષ્ણુ ખરા કે ખોટા ? "

" ખોટા. "

" ત્યારે ખરા કૃષ્ણનાં દર્શન કરાવો. "

" ખરો શ્રીકૃષ્ણ તો આ વખતે તારી સામેજ ઉભો છે. "

" કોણ તમે ? "

" હા. "

" હું કેવી રીતે માની શકું ? "

" તારો ઘુંઘટ અલગ કરીને મારા સ્વરૂપને નિહાળ એટલે તરતજ તારી ખાત્રી થશે. "

" એવી રીતે મારી ખાત્રી થશે નહિ. "

" ત્યારે ? "

" એકાદ લીલા કરો. "

" રાસલીલા હમણાં શરૂ થશે. "

" પણ મારે રાસ લીલાને બદલે બીજી લીલા જોવી છે ? "

" ખરેખર ! તું બહુ હઠીલી છે. રાધિકા પણ તારા જેવીજ હઠીલી હતી. બોલ તારે કેવી લીલા જોવી છે ? "

" મારે ગોવરધન લીલા જોવી છે. "

" શું ગોવરધન લીલા ? " મહંતે અજબ થઈ પૂછ્યું.

" હા, તે લીલા જોઈશ ત્યારેજ હું માનીશ કે તમે સાક્ષાત શ્રીકૃષ્ણ છો. "

" પણ ગોવર્ધન પર્વત અહિં લાવવો ક્યાંથી ? "

" પેલો રહ્યો. " કિશોરે દૂર પડેલી ભારે શીલાને બતાવી કહ્યું. મહંતે એ તરફ નજર કરી કહ્યું, "એતો કૃત્રિમ ગોવર્ધન છે."

" હા, એ કૃત્રિમનેજ આપ આંગળી ઉપર ઉપાડો એટલે તરતજ મારી ખાત્રી થઈ જશે. "

મહંત વિચારમાં પડયો. કંઇક સ્તબ્ધ પણ બન્યો અને થોડીવારે બોલ્યો; " એ લીલા તને આવતી કાલે બતાવીશ. "

" ત્યારે હું પણ આવતી કાલેજ ઘુંઘટ ખોલી તમને મારૂં મુખ બતાવીશ."

" શું તું મારી આજ્ઞાનો અનાદર કરીશ ?"

" મારે ન છૂટકેજ એમ કરવું પડશે. મારા મનમાં અત્યારે ઘણુંજ દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું છે."

" શાનું ?"

" તમે ગોવર્ધન લીલા બતાવતા નથી તેનું,"

" પ્રથમ મારી ઇચ્છા પૂર્ણ કર."

" ના; તમારે પ્રથમ મારી ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ."

મહંત જવાબ આપે તે પહેલાંજ મહામાયા ગર્જી ઉઠી; " એ છોકરી બહુ હઠીલી છે. સાક્ષાત પ્રભુની આજ્ઞાનો પણ અનાદર કરી રહી છે. પ્રભુ! શું જોઇ રહ્યા છો. જાઓ તેને વળગી પડો અને તેનો ઘુંઘટ દૂર કરો. તે હવે ક્યાં જવાની છે."

" હા, એમજ કરવું જોઇએ." અન્ય મંડળે પણ અનુમતી દર્શાવી.

" કાં કમળા ! સાંભળ્યું ને ? બોલ; શું વિચાર છે ?" મહંતે પૂછ્યું.

" તમે ખરા કૃષ્ણ નથી એતો હું હવે જાણીજ ચૂકી છું. તમે પગલું ભરશો એ પણ મારી અજાણની બહાર નથી."

" તું ખુશીથી નહિ માને ?"

" ના."

" ત્યારે તો મારે કંઇક કડક થવું પડશે."

" પરીણામનો વિચાર કરીનેજ પગલું ભરજો,"

" એટલે ?" મહંતે મજાક રૂપે પૂછ્યું.

" કમળા બદલાઇ ગઇ છે."

" એમ; હું પણ જોઉં કે તું કેવી બદલાઇ ગઇ છે ?" કહી મહંત કિશોરની છેક નજીક ગયો અને કિશોરના ખભા પર હાથ

મૂકી ઘુંઘટ દૂર કરવાને ઉત્સુક થયો. તત્કાળ કિશોરે મુખ ખુલ્લું કરી તેને કમ્મરમાંથી પકડયો અને જમીનપર પટકયો. ભક્તમંડળ ગભરાયું. ગુરૂની મદદે દોડયું. કિશોરે કટાર કાઢી મહંતની છાતી સામે ઉગામી કહ્યું: " જો તમારે તમારા ગુરૂને બચાવવો હોય તો દૂર ઉભાં રહો, જો નજીક આવશો તો આ પળેજ તમારા ગુરૂની છાતી આ કટારથી ચિરાઇ જશે. "

ભક્ત મંડળ આગળ વધતું અટકયું. આ કમળા ન હોય એવી તેમની પક્કી ખાત્રી થઈ ચૂકી. દગો સમજાયો. કમળાને બદલે પુરૂષ નીકળેલો જાણી સઘળાંના ભયનો પાર રહ્યો નહિ. મહામાયા નોકરોને બોલાવવા દોડી; પણ માર્ગમાંજ એક સેવક ગભરાએલી હાલતે દોડી આવતો મળ્યો. તેણે કહ્યું. " માતાજી ! આપણે આવી બન્યું છે. દરબારી માણસો આ તરફ આવે છે. આપણા બીજા સેવકોને કેદ કર્યા છે. હું." તે આગળ બોલે એટલામાં તો તે સ્થળે દરબારી સિપાહીઓ જેવા જણાતા માણસો આવી પહોંચ્યા. આમાં રણમલસિંહ અને સત્યવીર સામાન્ય પોશાકમાં હતા. આગળ મહમ્મદ ચાલતો હતો. તેણે પણ પોતાનો વેશ બદલ્યો હતો. મહામાયા ગભરાઈને પાછી ફરી. સઘળા જ્યાં મહંત હતો ત્યાં આવ્યા. આસપાસનો દેખાવ અવલોકી સઘળાંના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સત્યવીરે મહંત અને મહામાયાને કહ્યું. " તમારા પાખંડી ધર્મનું પોકળ આજે પ્રકાશ થઇ ચૂક્યું છે. તમે ધર્મને નામે અનીતિ આદરી છે. લોકોને અનીતિના રસ્તે દોરવાને માટે તમારે જવાબ આપવો પડશે. આ ઉપરાંત તમે બીજા ગુન્હાને માટે પણ અપરાધી છો. "

" તે વળી શું ? " મહામાયાએ પૂછ્યું.

" તમારા બન્નેની ઉપર ખૂનનો આરોપ છે. આ બદમાસ સાધુએ અત્રેના એક પ્રતિષ્ઠિત માણસ નામે હિરાલાલનું તેની સ્ત્રીના હાથથી ઝેર અપાવી મરણ નીપજાવ્યું હતું. મહામાયા ! તું અત્યારે યોગિની છે, પણ દુનિયાની નજરે ખૂની છે. તારૂં નામ લક્ષ્મી છે

અને તેંજ આ બદમાસ સાધુની સલાહથી તારા પતિને ઝેર દીધું હતું." સત્યવીરે કહ્યું.

" ખોટી વાત. અમે એમાં કંઇપણ જાણતા નથી. " મહામાયાએ કહ્યું.

"જો; ત્હેં જેની પાસેથી વિષ ખરીદ્યું હતું તે માણસ પણ અત્રે હાજર છે. " સત્યવીરે પોતાની સાથેમાંના માણસોમાંથી એકને બતાવી કહ્યું. આ વખતે કિશોર દૂર ખશી એક બાજુએ ઉભો હતો. મહંત વિચારવશ વદને ઉભો હતો. તેણે હવે ઉસ્કેરાઇને કહ્યું. " તમે કોણ છો ? અને અહિં કેમ આવ્યા છો ? જાવ, અહિંથી ચાલ્યા જાવ. "

" તને કેદ કર્યા વિના અહિંથી જનાર નથી. "

" મને કોણ કેદ કરનાર છે ? "

" નામદાર ઠાકોર સાહેબના હુકમથી અમે તને અને આ મહામાયાને કેદ કરીશું ?"

" ઠાકોર સાહેબનો હુકમ બતાવો. " મહંતે કહ્યું.

" ઠાકોરશ્રી તારી સમક્ષ જ છે, જો. " રણમલે ધારણ કરેલું ઉપરનું વસ્ત્ર દૂર કરી કહ્યું.

મહંતનાં મોતીયાં મરી ગયાં. મહમ્મદ પણ ખુલ્લો પડયો. મહામાયા અને મહંત ભયભીત થયાં. બન્નેના મુખપર શ્યામતા ફરી વળી. રણમલના હુકમથી તેજ પળે મહામાયા અને મહંતને કેદ કરવામાં આવ્યાં, અને અન્ય ભકત મંડળમાંનાં સ્ત્રી પુરૂષોનાં નામ લખી લઇ દરેકને ચાલ્યા જવાનો હુકમ થયો. રણમલે કિશોરને ધન્યવાદ આપ્યો. મહંત અને મહામાયાને લઇ સિપાહીઓ ચાલતા થયા. મુકિત મંદિરને તાળાં વાસવામાં આવ્યાં. ઠાકોર સાહેબ અને તેમની સાથેના માણસો રાજમહેલે આવ્યાં. કિશોર કમળાને મળ્યો. સઘળું મંડળ સન્યાસી મહારાજને મળવા આતુર બની રહ્યું. પણ એવામાં ખબર મળી કે સન્યાસી મહારાજ થોડીવાર ઉપર જ રાજમહેલ છોડીને ચાલ્યા ગયા છે. સઘળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

## છેવટ.

બીજા દિવસે વિલીયમની સ્વારી મુજફ્ફરપુર આવી. મહંત અને મહામાયાની ન્યાયાસન સમિપ તપાસ ચાલી. બીજા સાક્ષીઓ અને મહમ્મદના પુરાવાથી મહંતને દશ વર્ષની અને મહામાયાને પાંચ વર્ષની જેલ જાત્રા મળી. રણમલસિંહ અને કુસુમાઇનાં મોટી ધામધૂમ સાથે લગ્ન થયાં. વીલીયમે ઠાકોરને સુવર્ણ જડિત્ર તલ્વાર ભેટ આપી અને કંપની સરકાર તરફથી એક માનવંત સુવર્ણ ચંદ્રક સમર્પણ કરવામાં આવ્યો. કમળાએ પોતાની પાસેનો હીરો રણમલસિંહને આપ્યો. બદલામાં રણમલસિંહે તેને મોટી જાગીર આપી. સુર્યમલ ઠાકોરને બે રાણીયો સાથે કલકત્તાની પાસે આવેલા એક ગામમાં રહેવાનું ઠર્યું. તેના પ્રિય મિત્ર દેવીડને હિંદુસ્થાન છોડી તેના દેશ ચાલ્યા જવાનો હુકમ થયો, ગરીબ બિચારો દેવિડ! તેણે એકત્ર કરેલું નાણું બેંકો ડુલવાથી ગયું. કમાવાની આશાએ શીવવાનો સંચો લઇ આવેલો દરજી ફક્ત સંચાની સાથે જ દેશમાં જવા વહાણમાં બેઠો અને ગયો.

કૃષ્ણનંદનનો કેશ ચાલ્યો. તેને અને કપટકળાને જન્મ દેશનિકાલની શિક્ષા થઇ. મિથ્યાભિમાની પ્યારેલાલપર રણમલે દયા દર્શાવી છોડી મૂક્યો. પાપથી પસ્તાએલો પ્યારેલાલ તેના શહેરમાં આવી શાન્તિથી જીવન વ્યતિત કરવા લાગ્યો.

કિશોરને છત્રીસગઢ રાજ્યમાં અમાત્યની પદવી મળી. દુઃખના ડુંગરા તળે દબાએલાં દંપતિ પ્રભુ કૃપાએ સુખની પરિસીમાએ પહોંચ્યાં.

× × × × ×

એક પૂર્ણિમાની રાત્રિએ સઘળું મંડળ મુજફ્ફરપુરના રાજમહાલયના દિવાનખાનામાં એકત્ર થઇ આનંદમય વાર્તાલાપ કરી રહ્યું હતું. એવામાંજ એક દ્વાર રક્ષકે સંન્યાસી મહારાજના આગમનના સમાચાર આપ્યા. સંન્યાસીનું એકાએક જવું અને આવવું સર્વને આશ્ચર્ય ઉપજાવવા લાગ્યું. સંન્યાસીએ સર્વની સમક્ષ આવી ગંભીર અને

શાન્ત મુખમુદ્રાથી સઘળાને આશિષ વચન સંભળાયાં. સૌએ બે હાથ જોડી મહાત્માને નમન કર્યું. રણમલે વિનયથી એકાએક ચાલ્યા જવાનું અને આવવાનું કારણ પુછ્યું. જવાબમાં સંન્યાસીએ ગંભીરભાવે કહ્યું.

" મારૂં જવું અને આવવું સર્વને આશ્ચર્ય ઉપજાવે છે. પણ એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. સંન્યાસીની પ્રકૃતિજ એવી હોય છે. મારાં આત્મ સ્વરૂપ સજ્જનો ! હું આજે તમને છેલ્લી વારને માટેજ મળવાને આવ્યો છું. હવે પછી તમને આ શરીર કદાપિ પણ નજરે પડશે નહિ. કોઇના મનમાં કદાચ એવી શંકા થતી હશે કે આ સંન્યાસી સંસારી જનો સાથે શામાટે સંબંધ રાખતો હશે ? આ શંકાનું સમાધાન મારે કરવું જોઇએ અને એ ઇચ્છાથીજ મારે અનીચ્છાએ વળી પાછું અહિં ખેંચાઇ આવવું પડ્યું છે. હું સંસારના ત્રાસથી કંટાળી અરણ્યમાં ગયો, પણ સંસારમાં મૂકેલી એક બાળાના વાત્સલ્ય ભાવે હું પાછો સંસાર તરફ ખેંચાયો. પરીણામે જગતમાં આવ્યો. વીલીયમ જેવા સદ્‌ગુણી મિત્ર મેળવી કૃતાર્થ થયો અને પ્રભુ કૃપાએ મારાં બાળકોને સુખી જોવાને ભાગ્યશાળી થયો. સર્વનું કલ્યાણ થાય. વીલીયમે બે હાથ જોડી પૂછ્યું. " આપ કયા બાળકોને સુખી જોવાને ભાગ્યવાન થયા છો ? "

" આ કિશોર અને કમળા. તેમના સ્નેહથીજ મારે પુનઃ સંસારમાં આવવું પડ્યું છે. પૂર્વાશ્રમમાં હું કમળાના પિતા હરીહરના નામથી ઓળખાતો. "

કિશોર અને કમળા સંન્યાસીના ચરણમાં પડ્યાં. સંન્યાસીએ આશિષ આપી અને પછી એક પળ વાર પણ ત્યાં નહિ રોકાતાં તેઓ રાજમહેલ છોડીને ચાલતા થયા. સઘળા તેમની પાછળ જોઇ રહ્યા. આ પછી વીલીયમ સઘળાને મળી ભેટી કલકત્તે જવા ઉપડી ગયો. કિશોર કમળા મહમ્મદ વગેરે સઘળાંની રજા લઇ છત્રીસગઢ તરફ જવાને રવાના થયાં. ત્યાં આવી કિશોર કમળા કનૈયાલાલ

અને કાન્તાને મળ્યાં-મહંમદ અને તેની સાથે આવેલા બે નોકરો રાજ્યમાં સારી નોકરી પર ગોઠવાયા.

રણમલને પોતાની ઇચ્છાનુસાર પત્ની મળવાથી પરમ આનંદ થયો. સત્યવીર-સવિતા-કનુબાઇ અને લલીતા પોતપોતાની યથાર્થ ફરજો બજાવી આનંદથી જીવન વ્યતિત કરવા લાગ્યાં.



## અત્યંત લોકપ્રિય વાંચવાલાયક નવલકથાઓ
## અને લાયબ્રેરી ઉપયોગી પુસ્તકોનું

# સંક્ષિપ્ત સૂચિપત્ર.

### અગત્યની સૂચના.

કાગળ, છપામણી, બંધામણી વગેરેની અસાધારણ મોંઘવારીને લીધે ઘણાં ખરાં પુસ્તકોની કિમ્મતમાં દિવસે દિવસે વધારો થતો જાય છે; છતાં અમે અમારા ગ્રાહક બંધુઓને જણાવવાની રજા લઇએ છીએ કે, દરેક પુસ્તકની અમારા તરફથી વ્યાજબી કિમ્મત લેવામાં આવશે તથા જથ્થાબંધ ઑર્ડરો ઉપર પણ સારૂં કમીશન આપવામાં આવશે. એક વખત ઑર્ડર આપી ખાત્રી કરવાની નમ્ર વિનંતિ છે.

આ સંક્ષિપ્ત સૂચિપત્રમાં દર્શાવેલાં તેમજ બીજાં તમામ ગુજરાતી પુસ્તકો અમારી પાસેથી ઘણી કિફાયત કિમ્મતે મળશે.

☞ હિન્દુસ્થાન બહાર એટલે અમેરિકા-આફ્રિકા વિગેરે પરદેશ વી. પી. જઈ શકતાં નહિ હોવાથી પુસ્તકોની કિમ્મતની રકમ ઑર્ડર સાથે અગાઉથી મોકલી આપવી.

☞ સર્વ પ્રકારનો પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો:—

**બુકસેલર કચરાભાઇ વનમાળીદાસ.**
ઠે૦ મોટી હમામ.
અમદાવાદ (ગુજરાત.)

**ભુવનમોહિની**—સચિત્ર ઐતિહાસિક પ્રેમકથા ત્રિભુવનમોહિની નૂરજહાના રસિક ઐતિહાસિક વિષયને અનુસરી આ નવલકથા લખવામાં આવી છે. મૂલ્ય માત્ર રૂ. ૨-૪-૦.

**મરૂભૂમિની મોહિની**—અત્યંત ચિત્તહર મનોરંજક ઐતિહાસિક નવલકથા. મૂલ્ય માત્ર રૂ. ૨-૦-૦.

**કાશ્મીર અને કેસરી**—(બીજી આવૃત્તિ) રસિક ઐતિહાસિક નવલકથા પૃષ્ઠ ૨૫૦ પાકુ પુઠું કી. રૂ. ૧ાા.

**પિશાચ મંદિર ભાગ ૧-૨**—( સચિત્ર ) રેનોલ્ડઝ કૃત ભ્રોન્ઝસ્ટેચ્યુનું ભાષાન્તર. પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહે છે. કિં. ૬ા રૂ.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિ. ૨ રૂ.

**કંગાલ કેદી અથવા સ્નેહ બંધન** ( સચિત્ર ) ભાગ ૧-૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. પાકું પુઠું કી. ૪ાા રૂ.

**દગાબાજ દુનિયા**—સચિત્ર—રા. વ્રજલાલ ઠક્કરકૃત, વાર્તાની વસ્તુસંકલના એવી અદ્દભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પુષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. કિં. ૨ા રૂ.

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. ચાર સુંદર ચિત્રો, પાકું પુઠું કિં. ૧ાા

**પિશાચિની કે પ્રેમદા?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવને લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ વગેરે ઘટનાઓ ઘણી રસિક છે. કિં. ૧ાા

**સ્વર્ગમાં શયતાન**—આ નવલકથા અનેક રસિક ચમત્કારિક, અને આકર્ષક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું. ૧ાા

**મૃગલોચની અથવાં માયાપ્રાબલ્ય**—ભાગ ૧ થી ૧૦ આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ ઘણા ભેદભરમોથી ભરપુર છે. કિં. રૂ ૨૧.

**આજકાલનું હિંદુસ્તાન અથવા પ્રાણહારક મૃગજળ—ભાગ** ૧-૨-૩ ચાલુ સમયની ખાસ વાંચવા લાયક નવલકથા. અવશ્ય વાંચો. સચિત્ર. ઠક્કુર નારાયણ વિસનજીકૃત ત્રણે ભાગની કિંમત રૂ. ૮-૮-૦

**રણઘેલા રજપૂતો—સતીઓનું શૂરાતન ભાગ ૧-૨ (આવૃત્તિ** ત્રીજી) રજપૂતોની વીરતા, અને કર્તવ્યપરાયણતા જાણવા માટે આ ઉત્તમ વાર્તા છે. વ્રજલાલ જા. ઠક્કરકૃત. બન્ને ભાગની કિં. પા

**મધુ-માલતી** ભા. ૧-૨-આ સામાજિક નવલકથામાં સામાજિક વિષયોનું ઘણું રસિક આલેખન કરેલું છે. પાકું પુંઠુ કિં. ૪-૦-૦.

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક છે કે એક વખત વાંચવા લીધા પછી પડતી મૂકવાનું મન થશે નહિ. પાકું પુંઠુ કિં. ૧ાા રૂ.

**તારાસુંદરી**—આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગમાં પણ તેમના પાતિવ્રત રક્ષણની કુશળતા જોવી હોય તો વાંચો કિં. રૂ ૩

**સંસારસંગ્રામ ભાગ ૧-૨**-ધર્મપરાયણા સાધ્વી કેવી અડગ અને અચળ રીતે પતિભક્તિમાં લીન રહે છે વગેરે વિષયો અપૂર્વ છે. કિં. રૂ. ૩ાા

**પરાક્રમની પતાકા** (ડિટેક્ટિવ) જાપાનના પ્રિન્સે ભેદી ખૂન શી રીતે કર્યા તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો વગેરે જાણવા વાંચો. પાકુ પુંઠું કિં. ૨ાા રૂ.

**ભવાનીનો ભોગ ભા. ૧-૨**—રજપૂત બાળિકાઓના ધીર વીરતાના બનાવો વાંચતાં આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા માંડે છે. પાકું પુઠું કિં. રૂા. ૩ાા

**ગોરા**—ડૉક્ટર રવીન્દ્રનાથની પદલાલિત્યવાળી અને ભાવનામય લેખિનીથી લખાયેલી આ નવલકથાની પ્રશંસા કરવાની જરૂર નથી. પાકું પુઠું કી. ૩

**બંસરીબાલા**—(સચિત્ર) આ સામાજિક નવલકથાની એક જ વર્ષમાં બીજી આવૃત્તિ થઇ છે એ ઉપરથી તેની લોકપ્રિયતા સમજી શકાશે. સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૩ ત્રણ

**કંચન**—( ભાગ ૧-૨ ) આનંદસહિત ઉપદેશ મેળવવાનું આ નવલકથા સર્વોત્કૃષ્ટ સાધન છે. મૂલ્ય પાકુ પુઠું કિં. ૨-૦-૦

**નૌકાડુબી**—કિંવા આશ્ચર્યઘટના. જગવિખ્યાત કવીન્દ્ર સર રવીન્દ્રનાથ ટાગોરકૃત નૌકાડુબીનું શબ્દશઃ ભાષાન્તર છે. પાકું પુઠું. કિં રૂ. ૩ા

**ભેદી ખજાનો**—ડીટેકટીવ વાર્તા. ખૂની કોણ છે, ચોર કોણ છે અને જાસુસ કોણ છે એ આખર સુધી સમજાતુંજ નથી. આ ભેદ ભરેલા બનાવોવાળી વાર્તા છે. પાકું પુઠું કિં. ૨ા રૂ.

**ગેબી ખુન**—ડીટેકટીવ વાર્તા. ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે વગેરે અદ્દભૂત બનાવોથી ભરપૂર મૂલ્ય રૂા. ૨ા

**બાગે શયતાન ( તલવારનું તુફાન )**—એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાં આદિ વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય છે. કિં. ૨ા રૂ.

**કિશોરસિંહ અથવા દુઃખનો પહાડ**—( ભાગ ૧-૨-૩ ) રેનોલ્ડઝકૃત કેનેથનો અનુવાદ. ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપુર છે. પાકુ પુઠું ત્રણે ભાગની કિં. ૮ રૂ.

**તરૂણ તપસ્વિની**—ભા. ૧-૨ ( સચિત્ર ) આ પુસ્તકનું વધુ વિવેચન નકામું છે. ચાર આવૃત્તિઓ નીકળી ગઇ છે. અન્ય ભાષાઓમાં પણ ભાષાંતર થાય છે. જરૂર વાંચો. પાકુ પુઠું કિં. ૬ રૂ.

**વસંત વિજય અથવા ચડતી પડતીના ચમત્કાર-ભા. ૪**—રાજસ્થાનમાં બનતા પ્રપંચો, રાજ્યને માટે થતા કાવાદાવા, વફાદારી, રાજ્યભક્તિ-દેશભક્તિ-પ્રેમ-પરાક્રમ વગેરેનો અપૂર્વ અદ્દભૂત ચિતાર. ભા. ૧-૨-૩-૪ કિં. રૂ. ૧૨-૦-૦.

**સંતસે શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ-ભા. ૧-૨-૩ મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક રસિક અને ચિત્તાકર્ષક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કિં. રૂ. ૬.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર ભાગ ૧-૨-૩ શયતાની ચક્કર, ભોંયરાનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ત્રણે ભાગનું મૂલ્ય ૭-૮-૦

**સ્નેહમયી અને વિષમયી**—એ વિરોધી સ્વભાવવાળી યુવતીઓની આ નવલકથા વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. ૨॥

**મણી મોહન**—ગુજરાતી ભાષામાં પ્રગટ થએલા વાર્તાનાં પુસ્તકોમાં મણી મોહનને પહેલા વર્ગમાં મૂકવામાં આવે છે. એટલું જ કહેવાથી એની લોકપ્રિયતા સમજી શકાય તેમ છે. પાકું પુઠું કિં. રૂ. ૩.

**મુરાદેવી** ભાગ ૧-૨-૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન્ અને કૌટિલ્ય વિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, તે સર્વ વિષયોનું વિવેચન ઘણું જ રસિક છે. ત્રણે ભાગની કિં. રૂ. ૬-૦-૦

**રાજા દેવીદાસ** અથવા **રમણીની રણભૂમિ**—સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૩-૦-૦.

**રાક્ષસોની રતિક્રીડા**—ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, વગેરેનું રસિક વર્ણન છે. પાકું સોનેરી મનોહર પુઠું. ૨-૮-૦.

**મહાકાળીનું ખડ્ગ**—આ નવલકથા અદ્‌ભુત બનાવોથી ભરપુર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકું પુઠું કીં. રૂ. ૨.

**અલ્લાઉદીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન ઘણુંજ રસિક છે. પાંચ ચિત્રો છે. પાકું પુઠું કીં. રૂ. ૨॥

**કમનસીબ લીલા** (ભાગ ૧-૨)—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદસ્ય દૃષ્ટિ સમક્ષ ઉભીજ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. આજેજ મંગાવો અને જ્ઞાન સાથે અપૂર્વ આનંદ મેળવો. બન્ને ભાગનું પાકું પુંઠું કિં. રૂ. ૪॥

**કુતરો કે કાળ ?**—ડિટેક્ટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ, બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખુબી ઓરજ છે. પાકું પુંઠું મૂલ્ય રૂ. ૨)

**મધુર મિલન**—તમારી પત્નીને આ નવલકથા વંચાવો, તમે વાંચો, પ્રેમની દિવ્યતા શિખો અને તમને પૃથ્વીપર અપૂર્વ આનંદમય સ્વર્ગ દેખાશે. કિં. રૂ. ૨–૦–૦

**કલંકિત કાઉન્ટેસ યાને ખુની કોણ ?** ( ડિટેક્ટીવ નોવેલ ) પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમના રસપૂર્ણ હૉજમાં સ્નાન કરાવશે કિં. રૂ. ૩.

**સૌન્દર્યવિજય**—( ભાગ ૧–૨–૩–૪–૫ ) રેનોલ્ડઝના રાયહાઉસ પ્લૉટનું અક્ષરસહ ભાષાન્તર. વાર્તા મનોહર અને ચિત્તાકર્ષક છે, પાકું પુંઠું પાંચે ભાગની કિં. રૂ. ૧૦॥

**દશલાખનો દલ્લો અથવા રત્નકંકણ**—ડીટેક્ટીવ વાર્ત્તા રસપૂર્ણ અને રોમાંચ ઉપજાવે તેમ છે. કિ. ૨॥

**કલંકીત કુમારિકા**—ડીટેક્ટીવ વાર્ત્તા અસંખ્ય ભેદ ભરેલા બનાવોથી ભરપુર છે. પાકુ પુંઠું કિં. ૨॥

**સુન્દર અને વિદ્યાનંદ**—આ નવલકથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું આબેહુબ આલેખન કર્યું છે. પાકુ પુઠું કિં. ૧॥

**મધુર મધુરી અથવા મુંબઇની મોહિની**—રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. ચાર ચિત્રો સહિત પાકુ પુઠું કિં. ૧॥

**પંદર લાખપર પાણી**—શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂપીઆનો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો તેનું વર્ણન છે. પાકું પુઠું કિ. રૂ. ૧॥

**રત્નમંજરી**—આદિથી અંત પર્યંત આધ્યાત્મિક જ્ઞાન પ્રદેશમાં વિચરી, માયા પટને છિન્ન ભિન્ન કરી પરમપદમાં નિયોજી, વિલીન થાય છે. ( સચિત્ર ) કિં. ૨

**બેગમહાલ** ( ભા. ૧–૨ )—આ નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. આજે જ વાંચો બન્ને ભાગની કિ. ૪

**કામાંધ કામિની**—ડિટેકટીવ વાર્તા. એક ચોર એવું સરસ કામ બજવી બતાવે છે કે તેની બહાદુરી માટે 'વાહ વાહ' કર્યા સિવાય રહેવાતું નથી. પાકું પુઠું. કિં. રાા

**ભકતાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. હાસ્યરસ પણ ભરપુર છે. પાકુ પુઠું કિ. રૂ. રાા

**બગદાદનો બાદશાહ**—શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. રાા

**રાણી પ્રજસુંદરી**—બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઈ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું વગેરે સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપુર કી. રૂ. રા

**ભયંકર ભદ્ર**—રેનોલ્ડકૃત ફોસ્ટનું આ અક્ષરસહ ભાષાન્તર નારાયણ વિસનજી ઠકકુરે કર્યું છે. સચિત્ર(ભા.૧–૨)પાકું પુઠું કિ. રૂ. પાા

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે ત્યારે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો કરે છે તેનો ચીતાર છે. કિ. રાા રૂ.

**નાદીરનો હોરદમામ** નારાયણ વિસનજી ઠક્કરકૃત ઐતિહાસિક નવલકથા કિં. રૂ. રાા

**મારી ભયંકર સંસારયાત્રા**–એક નિરાધાર અબળાનો આર્તનાદ ! ઠકકુર નારાયણકૃત સામાજિક નવલકથા. ખાસ વાંચવા યોગ્ય છે. કિં. રાા રૂ.

**લતા અને લલિતા ભાગ ૧ થી ૫** ( સચિત્ર ) આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે. આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી સંપૂર્ણ ભરેલી છે. પાકુ પુઠું કી. રૂ. ૮।.

**કાળરાત્રનું ખૂની ખંજર**—( ભાગ ૧–૨ ) ધર્મનીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકાર ઉપદેશ આપેલો છે. ( આવૃત્તિ ૪ થી ) કી. ૫–૮–૦.

**કુસુમકાન્ત ( સંસાર શેત્રંજ )**—સંસારમાં બનતા બનાવો સાથે દેશભકતી અને સ્વધર્મનું જ્ઞાન વગેરે સર્વ વિષયોનું ઉજ્વલ ચિત્ર. મૂલ્ય રૂ. રા

**જુલમી જાલિમ યાને ધ્રુજતી ધરા**—સચિત્ર અદ્ભુત કારસ્થાનો અને ભૈરવના મંદિરના ભેદી ભોંયરાના ભયંકર પ્રપંચોનો ચિતાર છે. કિં. રૂા. ૩

**પદ્મલતા યાને કંટકમાં ગુલાબ**—( સચિત્ર ) ટુંકાણમાં આ નવલકથા સૌએ અવશ્ય વાંચવી જ જોઇએ કિં. રૂ. ૨–૦–૦.

**કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન**—આ એક ઐતિહાસિક વાર્તા પૂર્વનો કોઇ ઓરજ ખ્યાલ આપે છે. પાકું લાયબ્રેરીને શોભાવે તેવું પુંઠું કિં. રૂ. ૨ાા.

**રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.** (આવૃત્તી બીજી સચિત્ર) રતિ તથા પુરૂષ કામવાસના, મૈથુન દોષ વર્ણન, રતિપ્રકાર, આસનવિવરણ, ઇચ્છાનુસાર પુત્ર પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, માબાપ કાળાં હોવા છતાં સફેત બચ્ચાં ઉત્પન્ન કરવાનો ઉપાય, ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાત, ચાંદી, બદ, મુત્રરોગ, નપુષકત્વ વગેરે ઘણા ઉપયોગી વિષયોથી ભરપુર છે. પાકું પૂઠું મૂલ્ય રૂ. ૩

**જીવનશિક્ષા**—જીવનના ઉંચામાં ઉંચા સિધાન્તોનું આ પુસ્તક છે. આ પુસ્તક વાર્તા નથી પણ જીવનનો પાયો છે. કિં. રૂ. ૧–૮–૦

**નવદંપતિને શીખામણ**—પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. પાકું પુઠું કિં. રૂ. ?–૦–૦.

**આનન્દઝરણાં**—(એક સુન્દર કથાગુચ્છ) જગપ્રસિધ્ધ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના એક ભાવમયી સંપૂર્ણ વાર્તા સાથે કિ. રૂ ૨–૪–૦.

**ધી સેલ્ફ ઇંગ્લીશ ઇન્સ્ટ્રકટર ( રાજસભા )** આ પુસ્તક ઇંગ્રેજી ભણનારાઓને એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને થોડું થોડું ભણવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શીખી શકાય છે. જરૂર મંગાવો કીંમત ૧–૮–૦.

**ધી એવ્હરી ડે કોરસપોન્ડન્સ**—અથવા રોજનો પત્રવ્યવહાર, આમાં સ્નેહીઓ, સગાંવહાલાં, અરજીઓ, ભલામણ પત્રો, રેલવે કંપની, પોસ્ટ મંદવાડ મરણ, વગેરે સર્વ પ્રકારના પત્રવ્યવહારના જોઇયે તેવા તૈયાર નમુના તથા તેનો ગુજરાતીમાં અર્થ સાથે આપેલો છે. કિં. રૂ. ૧–૮–૦.

